શ્રી જૈન પ્રવચન ગ્રંથ શ્રેણિ ગ્રંથાંક ૧

# દિશાસૂચન




પ્રવચનકાર

પૂ. શ્રી વિજયરામચંદ્ર સૂરીશ્વરજી મ૦

શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ
: ગ્રન્થ પહેલો :

# દિશાસૂચન

.·. પહેલો ભાગ .·.

માનવજીવનને સાર્થક બનાવવાની
દિશા સૂચવતાં પ્રવચનો

પ્રકાશક :

ચંદુલાલ મોતીલાલ નવાબ,
· સં. શ્રી જૈન પ્રવચન ·
શ્રી જૈન પ્રવચન કાર્યાલય
સલાપસ ક્રોસ રોડ : અમદાવાદ



પ્રથમાવૃત્તિ : વિ. સં. ૧૯૯૫
દ્વિતીયાવૃત્તિ : વિ. સં. ૧૯૯૬

★

મૂલ્ય : બે રૂપીઆ

મુદ્રક :

શાહ કેશવલાલ સાંકળચંદ
-:- માલીક -:-
શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપસ ક્રોસ રોડ : અમદાવાદ

પૂ૦ શાસનમાન્ય, સકલાગમરહસ્યવેદી. પરમ ગીતાર્થ.

સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વર પટ્ટપ્રભાકર

પૂજ્યવર્ય સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્

વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક

પૂ. વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્

વિજયરામચન્દ્રસૂરીશ્વરજી

મહારાજનાં જાહેર પ્રવચનોનું

સંશોધનપૂર્વકનું પ્રકાશન

# ચિત્રપરિચય

આ પુસ્તકના ટાઇટલ ઉપર એક રંગમાં અને જેકેટ ઉપર બે રંગમાં છાપવામાં આવેલું ચિત્ર ગુજરાતના વિખ્યાત ચિત્રકાર શ્રી કનુ દેસાઈની પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે. ચિત્ર પોતે જ પોતાના ભાવને વ્યક્ત કરે છે, છતાં સૌ કોઈ માટે ભાવદર્શન સુલભ બને એ આશયથી જ અહીં ટૂંક પરિચય આપવામાં આવે છે

સંસારતારક જ્ઞાનીપુરૂષોએ સંસારને સાગરની અને શ્રી જૈનશાસનને જહાજની ઉપમા પણ આપી છે. આ ઉપમા મુજબ ચિત્રમાં સાગર દર્શાવી તેની અંદર સંસારની ચતુર્ગતિને દર્શાવનાર સાથીઓ મૂકવામાં આવ્યો છે. સાગરમાં તરતી એક નૌકા દર્શાવવામાં આવી છે, જે શ્રી જૈનશાસનને સૂચવે છે. સંસારસાગરથી તરવા માટે શ્રી જૈનશાસન રૂપ નૌકાનો આશ્રય પામવો એ અનિવાર્ય છે. નૌકાની ઉપરના ભાગમાં ત્રણ બિન્દુઓ દ્વારા રત્નત્રયીનું સૂચન કરાયું છે; કારણ કે—રત્નત્રયીની આરાધના એ જ એક મોક્ષમાર્ગ છે. એના ઉપર શ્રી સિદ્ધશીલાનો ખ્યાલ આપતો બીજના ચન્દ્ર જેવો આકાર દર્શાવ્યો છે. જે સૂચવે છે કે—સંસારસાગરથી તરવા માટે શ્રી જૈનશાસન રૂપ નૌકામાં બેસી રત્નત્રયીની આરાધના દ્વારા મોક્ષ મેળવવો, એ જ સાચા સુખનો વાસ્તવિક માર્ગ છે.

આ પુસ્તક આ દિશાનું જ સૂચક હોઇને, '**દિશાસૂચન**' નામમાંથી આ વસ્તુ ઉપર **પ્રકાશ** પથરાતો દર્શાવવામાં આવ્યો છે.





# આમુખ

બસ–પ્રવૃત્તિ, પ્રવૃત્તિ ને પ્રવૃત્તિ.

સારોય સંસાર પ્રવૃત્તિમય છે. સમસ્ત વિશ્વ પ્રવૃત્તિશીલ છે. જગતના જીવ માત્રને પ્રવૃત્તિ વિના ચેન પડતું નથી. માનસિક, વાચિક અને કાયિક–એ ત્રિવિધ પ્રવૃત્તિઓમાંથી કોઇ એકવિધ પ્રવૃત્તિમાં, કોઇ દ્વિવિધ પ્રવૃત્તિમાં અને કોઈ ત્રિવિધ પ્રવૃત્તિમાં મશ્ગુલ છે.

આનું કારણુ શું ? આનું ધ્યેય શું ?

પ્રવૃત્તિ, એ ધ્યેય નથી. પ્રવૃત્તિ તો સાધન છે. સાધ્ય જૂદું છે. સૌથી વધારે મહત્ત્વની વસ્તુ સાધ્ય છે.

વિશ્વના સઘળા જ જીવો સુખના અર્થી છે. જગતે માનસિક સંતોષમાં સુખની કલ્પના કરી છે. મનને જે કાંઇ ગમતું હોય તે સર્વ પ્રાપ્ત થાય અને મનને જે કાંઈ ન ગમતું હોય તે સર્વ દૂર રહે, એટલું જ જગત ઇચ્છે છે. મનને ગમતી વસ્તુઓમાંની એક પણુ વસ્તુ ન મળે અગર તો મળી હોય ને ચાલી જાય, તો જગતના જીવો અસંતુષ્ટ બની જાય છે અને એથી માનસિક વેદના અનુભવે છે. એ જ રીતિએ મનને નહિ ગમતી એવી

વસ્તુઓમાંની એક પણ વસ્તુનો જો યોગ થઈ જાય અગર તો થઈ ગયો હોય, તો પણ જગતના જીવો અસંતુષ્ટ બની જાય છે અને એથી માનસિક વેદના અનુભવે છે. આ રીતિએ માનસિક સંતોષનું અર્થી બનેલું જગત, મનને ગમતી વસ્તુઓનો સંયોગ સાધવા માટે અને મનને નહિ ગમતી વસ્તુઓનો વિયોગ સાધવા માટે પ્રયત્નશીલ બનેલું છે.

જગતમાં આ જાતિનો પ્રયત્ન અનાદિ કાલથી ચાલી રહ્યો છે. જગત અનાદિ કાલથી છે અને અનન્ત કાલ રહેવાનું છે. જગત એ કોઈ સર્જિત વસ્તુ નથી, પણ સ્વાભાવિક વસ્તુ છે. જગતને સર્જિત માનીએ, તો એનો કોઇ સર્જક જોઇએ: અને-'સર્જક વિના કોઇ વસ્તુ સર્જાય જ નહિ'-એ નિયમના આધારે જો જગતના સર્જકને કબૂલ રાખીએ, તો પછી સર્જકનો પણ સર્જક જોઇએ. 'જગતનો સર્જક તેના સર્જક વિના સર્જાયો જ શી રીતિએ?'-એ પ્રશ્ન ઉભો જ રહે છે. જેમ કેરી પહેલી કે ગોટલો પહેલો? કેરી વિના ગોટલો સંભવે નહિ અને ગોટલા વિના કેરી સંભવે નહિ. આવી સમસ્યાઓ પ્રત્યેક વસ્તુને અંગે ઉપસ્થિત થવાની. આથી જગતને અનાદિકાલીન માન્યા વિના ચાલે તેમ નથી. જગત અનાદિકાલીન છે, એટલે જગતના જીવોનું અસ્તિત્વ પણ અનાદિકાલીન છે, એમ આપોઆપ પૂરવાર થઈ જાય છે: અને એથી એ વાત પણ સિદ્ધ જ છે કે-મનને ગમતી વસ્તુઓને મેળવવાનો અને મનને નહિ ગમતી વસ્તુઓને દૂર કાઢવાનો પ્રયત્ન, આ જગતમાં અનાદિ કાલથી ચાલી

રહ્યો છે. ઇષ્ટસંયોગ અને અનિષ્ટવિયોગ માટે જગતના જીવો અનાદિ કાલથી મથી રહ્યા છે.

આટલી મહેનતનું પરિણામ શું ? જગતના અનન્ત જીવોમાંથી કેટલા જીવોને તેમને ગમતી સઘળી જ વસ્તુઓ મળી ગઈ અને તેમને નહિ ગમતી એવી સઘળી જ વસ્તુઓ તેમનાથી દૂર રહી ? આપણે આપણો પોતાનો જ વિચાર કરીએ. શું આપણુને તેવી સઘળી જ વસ્તુઓ પ્રાપ્ત થઈ ગઈ છે, કે જે વસ્તુઓ આપણુને ગમતી હોય ? અને શું આપણુને તેવી કોઈ જ વસ્તુનો યોગ થયો નથી, કે જે વસ્તુ આપણુને ન ગમતી હોય ? આપણુને જે કાંઇ ઇષ્ટ છે, તે સઘળાનો આપણી પાસે સદ્ભાવ છે અને આપણુને જે કાંઇ અનિષ્ટ છે, તે સઘળાનો આપણી પાસે અભાવ છે,—એવું આપણે પોતે આપણી જાત માટે પ્રમાણિકપણે કહી શકીએ તેમ છીએ ? આના જવાબમાં આપણું અન્તર ‘ના’ પાડે છે. આપણું અન્તર એમ પોકારી ઉઠે છે કે—‘ મને ગમતી એવી ઘણી ઘણી વસ્તુઓ મારી પાસે નથી અને એવી ઘણી ઘણી વસ્તુઓ મારી પાસે છે કે જે મને ગમતી નથી. ’ એક તરફ આપણા મનને ગમતી વસ્તુઓની નોંધ મૂકીએ અને બીજી તરફ આપણી પાસે જે કાંઈ આપણા મનને ગમતી વસ્તુઓ છે, તેની નોંધ મૂકીએ : પછી વિચારીએ કે—આપણુને જે મળ્યું છે, તેનું પ્રમાણ કેટલું ? એ હિસાબે આપણુને કાંઇ જ મળ્યું નથી, એમ આપણું મન કહે છે : કારણ કે—મનને ગમતી વસ્તુઓની ગણત્રી

કરવા બેસીએ તો તેની ગણના પણ થઈ શકે તેમ નથી. એ જ સ્થિતિ મનને નહિ ગમતી વસ્તુઓને અંગે પણ છે. મનને નહિ ગમતી વસ્તુઓ આપણને એટલી મળી છે અને મળ્યે જ જાય છે કે-એના યોગે આપણું મન કેટલીક વાર તો પારાવાર દુઃખ અનુભવે છે. આવી સ્થિતિ માત્ર આપણી જ છે અને બીજાઓની નથી, એમ પણ નથી. લગભગ બધા જ જીવોની સ્થિતિ આ છે.

અનન્ત કાલની જહેમતનું આ પરિણામ, એ શું દુઃખદ વસ્તુ નથી? વિચારપ્રેરક વસ્તુ નથી?

આપણે માણસ છીએ. આપણી પાસે વિચાર કરવાને બુદ્ધિ છે અને અમલ કરવાને શક્તિ છે. બુદ્ધિ અને શક્તિનો વ્યય આપણે નથી કરતા એમ પણ નથી. મનને ગમતી સામગ્રી મેળવવા માટે અને મનને નહિ ગમતી સામગ્રીને દૂર કરવા માટે, આપણે બુદ્ધિ અને શક્તિનો વ્યય કરી રહ્યા છીએ. પણ એ વ્યયનું પરિણામ જોતાં લાગે છે કે-આ વિષયમાં જગતના મનુષ્યો કેવળ અન્ધ બનીને જ પ્રવૃત્તિ કરી રહ્યા છે. અન્યથા, અનન્ત કાલથી જે પ્રયત્ન નિષ્ફલ જ નહિ પણ નુકશાનકારક નિવડતો આવ્યો છે, તેનું કારણ શોધવાનો પ્રયત્ન ન થાય અને ચાલુ દિશાએ જ તેનો તે પ્રયત્ન થયે જાય, એ બને જ કેમ? ધાર્યું ફલ ન મળે અગર તો વિપરીત ફલ મળે, એ જોતાં વિચારશીલ આત્મા તો ચોંકે, થંભે, તેમ બનવાનું કારણ શોધે અને એ કારણ શોધતાં પ્રય-

ત્નની દિશા પલટાવવાની જરૂર લાગે, તો પ્રયત્નની દિશા પલટાવતાં પણ આંચકો ન ખાય.

જગત અનન્તા જીવોથી ભરપૂર છે. એ અનન્ત જીવોમાંથી જેટલા જીવોને આપણે આપણી ચર્મ ચક્ષુ દ્વારા જોઈ શકીએ તેમ છે, તેટલા જીવોમાં પણ મનુષ્યદેહધારી જીવોની સંખ્યા બીજા દેહધારી જીવોની અપેક્ષાએ અતિ અલ્પ છે. આપણે એ વિચાર કરવો જોઇએ કે–મનુષ્યેતર દેહધારી અનન્ત જીવોમાં ઉત્પન્ન થવાને બદલે, સંખ્યાથી મર્યાદિત એવા મનુષ્ય દેહધારી જીવોના વર્ગમાં હું ઉત્પન્ન થયો, તેનું કારણ શું? મનુષ્ય દેહને પામેલા જીવોમાં પણ પરસ્પર વૈચિત્ર્ય ઘણું છે. ઈન્દ્રિયાદિને અંગે, બુદ્ધિવૈભવને અંગે, દુન્યવી સંપત્તિ આદિને અંગે અને સ્વજનાદિને અંગે, મનુષ્યદેહને ધરનારા જીવોમાં પણ પરસ્પર અસમાનતા ઓછી નથી. આનું કારણ શું? ઘણાઓને જે નથી મળ્યું, તે આપણને મળ્યું છે અને કેટલાકોને જે મળ્યું છે, તે આપણને મળ્યું નથી અગર પ્રયત્ન છતાં મળતું નથી, તેનું કારણ તો હોવું જોઇએ ને?

સર્વ જીવોમાં મનુષ્યની ખ્યાતિ વિવેકી અને સદાચારી જીવન ઉત્તમમાં ઉત્તમ પ્રકારે જીવી શકનાર તરીકેની છે. મનુષ્ય, તિર્યંચ, દેવ અને નરક,–એ ચાર પ્રકારના ભવોમાં મનુષ્યભવ સર્વશ્રેષ્ઠ ગણાય છે. બુદ્ધિના સદુપયોગપૂર્વક સદાચારનો અમલ કરવાની જે તાકાત મનુષ્ય માટે સંભવિત છે, તે તાકાત બીજા ભવોને પામેલા જીવોને

માટે સંભવિત નથી, એ જ તેનું વાસ્તવિક કારણ છે. આવી તાકાત જ્યાં સંભવિત છે, એવા ભવને પામ્યા છતાં પણ, આપણે જો વિચારહીનપણે વર્તીએ અને આપણા વાસ્તવિક હિતને સાધવાનો પ્રયત્ન ન કરીએ, તો આપણને જે માણસાઈ મળી, તે શા કામની ?

આપણે કોણ છીએ ?

આપણી પોતાની વસ્તુ કયી ?

આપણે ક્યાંથી આવ્યા ?

આપણે જવાનું ક્યાં ?

આપણું ભાવિ શું ?

આ અને આવી બીજી જરૂરી વસ્તુઓનો આપણે જો વિચાર જ ન કરીએ, તો આપણે માણસ શાના ? આપણને બુદ્ધિ મળી તે શા કામની ?

આપણે પોતે આ શરીર નથી એ તો નિશ્ચિત વાત છે : કારણ કે-જ્યારે મૃત્યુ થાય છે ત્યારે શરીર અહીં રહી જાય છે અને આત્મા અન્યત્ર ચાલ્યો જાય છે. જે આ શરીરમાં આવ્યો છે અને અહીંથી બીજે જવાનો છે, તે જ આપણે છીએ. આપણે એટલે આત્મા.

આપણે એટલે આત્મા, એમ સિદ્ધ થવા સાથે એ પણ સિદ્ધ થઈ જાય છે કે-આપણું તે જ કહેવાય, કે જે આત્માથી કોઈ કાળે વિખૂટું પડે તેમ હોય જ નહિ. કોઈ પણ આત્માનું કોઈ પણ કાળે જે વિખૂટું પડે તેમ હોય જ નહિ, તે જ આપણું કહેવાય. અર્થાત્-આ સંસા-

રમાં આપણી જો કોઇ પણ વસ્તુ હોય, તો તે કેવળ આત્માના ગુણો જ છે. આત્માના ગુણો સિવાયની દરેક વસ્તુ પરકીય છે: કારણ કે–આત્મગુણો સિવાયની દરેક વસ્તુનો યોગ અમૂક કાલને માટે જ ટકે છે.

આત્માનો સ્વભાવ સચ્ચિદાનન્દમય છે અને એ જ તેના ગુણો છે. સચ્ચિદાનન્દમય સ્વરૂપવાળો પણ આપણો આત્મા, જડ કર્મોના અનાદિકાલીન યોગના કારણે અનંત કાલથી, એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં–એમ અનન્તા ભવોમાં આજ સુધીમાં ભમી ચૂક્યો છે. એમ ભવભ્રમણ કરતો આપણો આત્મા કોઈ ભવમાંથી આ ભવમાં આવ્યો છે અને આ ભવનું આયુષ્ય પૂર્ણ કરીને અન્ય કોઇ ભવમાં ચાલ્યો જવાનો છે.

આયુષ્ય એ આત્માની સ્વકીય વસ્તુ નથી. આત્માને લાગેલું એ પણ એક જાતિનું કર્મ જ છે. એક આયુષ્યની પૂર્ણાહુતી સાથે આત્માનો અન્ત આવતો નથી, પણ જે ભવનું તે આયુષ્ય હોય છે તે ભવનો જ અન્ત આવે છે. તો પછી આપણું ભાવિ શું? એ જ કે–જ્યાં સુધી આત્મા ભવચક્રમાં ભમાવનાર વસ્તુથી સર્વથા મુક્ત ન બને, ત્યાં સુધી એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં, એમ ભમ્યા જ કરવાનું!

આ પ્રકારના ભવભ્રમણથી મુક્ત થવાનો ઉપાય જ જો આ સંસારમાં વિદ્યમાન ન હોય, તો તો આપણે હતાશ જ થઈ જવું પડે: કારણ કે–ગમે તેટલા પ્રયત્ને પણ ભવભ્રમણ ન ટળે, તો એકાન્ત સુખની આશા

રાખવી જ વ્યર્થ ગણાય. પણ તેમ નથી. ભવભ્રમણથી મુક્ત બનવાનો ઉપાય અવશ્ય છે અને તે એ જ કે-ભવભ્રમણનું જે વાસ્તવિક કારણ છે, તેને જ નાબૂદ કરવું.

ત્યારે ભવભ્રમણનું કારણ કયું ?

ભવભ્રમણનું કારણ બીજું કોઈ નથી, પણ આપણાં પોતાનાં કૃત્યો, એ જ ભવભ્રમણનું વાસ્તવિક કારણ છે. આપણાં કૃત્યોના યોગે બંધાએલાં કર્મોએ, આપણા આત્માના સ્વરૂપને આવર્યું છે. જલમાં ઉપર તરતી રહેવાના ગુણવાળી પણ તુંબડી, જો કાદવથી લેપાઇ વજનદાર બને, તો જલમાં ડૂબી છેક તળીયે પણ જઇ રહે છે. એ જ રીતિએ આપણો આત્મા સ્વભાવે જન્મ અને મૃત્યુ આદિથી પર રહેનારો છે, પણ આપણે તેને આપણાં જ કૃત્યોથી એવો બનાવી દીધો છે કે-વર્તમાનમાં તે ભવભ્રમણ કરી રહ્યો છે. આપણે જ આપણા નિર્મલ સ્વરૂપવાળા આત્માને મલિન બનાવ્યો છે અને એ મલિનતા એ જ આપણા ભવભ્રમણનું વાસ્તવિક કારણ છે. આપણે ધારીએ તો આ મલિનતાને જરૂર દૂર કરી શકીએ.

'નિર્મલ સ્વરૂપવાળો આપણો આત્મા મલિન બન્યો શાથી ?'-એવો પ્રશ્ન ઉઠવો સંભવિત છે: પણ આપણે એ જ માનવું પડે તેમ છે કે-આપણા આત્માની આ મલિનતા, એ પણ અનાદિકાલીન વસ્તુ છે. એનો કોઇ આદિકાલ છે જ નહિ. મલિનતામાં થતા પ્રત્યેક પરિવર્તનનો આદિકાલ જરૂર છે, પણ મલિનતાનો આદિકાલ નથી: કારણ કે-કૃત્ય વિના કર્મ બંધાય નહિ અને કર્મ વિના

કૃત્ય થાય નહિ. આત્મા સ્વરૂપે અક્રિય છે. અક્રિય આત્મા કર્મથી લેપાતો નથી અને કર્મ:હિત આત્મા સક્રિય હોઈ શકતો નથી. ક્રિયા વિના કર્મની ઉત્પત્તિ સંભવિત નથી, તેમ સર્વથા કર્મરહિત માટે ક્રિયા સંભવિત નથી. આથી એમ માનવું એ જ વ્યાજબી છે કે–આપણો આત્મા અનાદિ કાલથી મલિન દશાને ભોગવી રહ્યો છે. એ મલિનતામાં વધ–ઘટ થયા જ કરે છે. એ મલિનતા વધે છે પણ આપણાં કૃત્યોથી અને ઘટે છે પણ આપણાં કૃત્યોથી! એ જ રીતિએ આપણે આપણા આત્માની મલિનતાને સર્વથા નિર્મૂલ પણ કરી શકીએ છીએ.

આપણાં કૃત્યો દ્વારાએ આપણે નિપજાવેલી આપણા આત્માની આ મલિનતા, એ જ આપણા દુ:ખની જડ છે. જ્યાં સુધી આ મલિનતા નહિ ટળે, ત્યાં સુધી એકાન્ત સુખમય દશા પ્રાપ્ત થવાની જ નથી. સત્કૃત્યના યોગે ઉત્પન્ન થયેલું પુણ્યકર્મ ઉદયમાં આવે છે, ત્યારે આપણને આપણા મનને ગમતી સામગ્રી તે પુણ્યના પ્રમાણમાં પ્રાપ્ત થાય છે અને દુષ્કૃત્યના યોગે ઉત્પન્ન થયેલું પાપ-કર્મ ઉદયમાં આવે છે, ત્યારે આપણા મનને ન ગમે તેવી સામગ્રીનો આપણને તે પ્રમાણમાં યોગ થઈ જાય છે. એકમાં આપણે સુખ અનુભવીએ છીએ અને બીજામાં આપણે દુ:ખ અનુભવીએ છીએ : પરન્તુ વસ્તુત: તેમાં સુખ કે દુ:ખ અનુભવવા જેવું કાંઈ છે જ નહિ! દુન્યવી સામગ્રીની અનુકૂળતા અને પ્રતિકૂળતા, એ પુણ્યોદયને અને પાપોદયને આભારી છે. ગમે તેવું પુણ્યકર્મ પણ

શાશ્વત હોતું નથી. એનો અન્ત અવશ્ય હોય છે. પુણ્યનો અન્ત અવશ્ય છે, એટલે એ પુણ્યના યોગે પ્રાપ્ત થતી સામગ્રીનો વિયોગ પણ અવશ્યંભાવી છે. આ વસ્તુનો અનુભવ પ્રત્યેક જીવાત્મા કરી રહ્યો છે. દુન્યવી સંપત્તિ, દુન્યવી સત્તા, દુન્યવી સુખની સઘળી જ સામગ્રી, તેને જ તે પ્રમાણમાં મળે છે, કે જેનું જે પ્રમાણમાં પુણ્ય ઉદયમાં વર્તતું હોય છે. હોંશીયારીથી કે પરિશ્રમથી મનગમતી દુન્યવી વસ્તુઓ મળે છે, એમ માનનારાઓની આંખ સામે પણ–' સંખ્યાબંધ હોંશીયારો અને ઉદ્યમશીલો તેમની ધારણા મુજબની સંપત્તિ આદિ દુન્યવી સામગ્રી મેળવી શકતા નથી. '–એવાં ઉદાહરણો મોજૂદ છે. દુન્યવી અનુકૂળ સામગ્રી પુણ્યોદય વિના પ્રાપ્ત થતી નથી. તે ટકે છે પણ પુણ્યોદય વર્તતો હોય ત્યાં સુધી જ અને મળેલી તથા ટકેલી પણ તે અનુકૂળ સામગ્રીને ભોગવી પણ તેઓ જ શકે છે, કે જેઓનું તે પૂરતું પુણ્ય ઉદયમાં વર્તતું હોય છે. આવી પરાધીન સામગ્રીની અનુકૂળતા સાધવા અને તેની પ્રતિકૂળતા ટાળવા અનન્તકાળ સુધી મહેનત કરવામાં આવે, તો પણ કાંઇ જ વળે નહિ તે સ્વાભાવિક છે. ઘાણીનો બળદ ચાલે છે ઘણું, પણ અન્તર કાપી શકતો નથી. એનો પરિશ્રમ એને થકવે છે જરૂર, પણ તેની જગ્યાએથી તેને દૂર લઇ જઇ શકતો નથી. દુન્યવી સામગ્રીમાંની મનગમતી સામગ્રી મેળવવાના અને અણગમતી સામગ્રીથી દૂર રહેવાના પ્રયત્નમાં જ પડેલા જીવો, ઘાણીના બળદ જેવી દશાને ભોગવી રહ્યા છે, એ સુનિશ્ચિત વાત છે.

દુનિયાના જીવો મનને ગમતી વસ્તુઓ મેળવવાનો અને મનને નહિ ગમતી એવી વસ્તુઓથી દૂર રહેવાનો જે પ્રયત્ન કરી રહ્યા છે, તેનો હેતુ એટલો જ છે કે-સુખ મળે અને દુઃખ ટળે. સુખ સૌને ગમે છે અને દુઃખ કોઇને ગમતું નથી. સુખપ્રિય સૌ છે અને દુઃખપ્રિય કોઈ નથી. નાનામાં નાનો જીવ પણ સુખનો જ અર્થી છે. આ જગતમાં જીવો હોંશે હોંશે પણ દુઃખ સહન કરતા દેખાય છે, પરન્તુ તેનું કારણ એ નથી કે-તે જીવોને દુઃખ પસંદ છે. વર્તમાનમાં હોંશે હોંશે દુઃખ સહન કરી રહેલા જીવોનો ઇરાદો પણ દુઃખ સહીને સુખ સાધવાનો જ છે. એમને એમ લાગ્યું છે કે-'આ રીતિએ આપણે દુઃખ સહન કરી લઈશું, દુઃખ ભોગવવાથી ડરી નહિ જઇએ, તો પરિણામે સુખની પ્રાપ્તિ થશે.' આથી જ તેઓ દુઃખને પણ હોંશે હોંશે સહી લે છે.

દુનિયાના જીવો જે સુખના અર્થી છે, તે સુખ પણ સામાન્ય કોટિનું નથી. દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે એવું જોઇએ છે, કે જેમાં દુઃખનો એક અંશ પણ ન હોય. ઘણા સુખમાં થોડું પણ દુઃખ હોય, તો તે આપણને ગમતું નથી. એમ થયા જ કરે છે કે-'આટલું પણ દુઃખ ક્યારે જાય?' આપણને એ ખટકયા જ કરે છે અને કેટલીક વાર તો થોડા દુઃખનો ખટકારો બાકીના ઘણા પણ સુખને સુખે ભોગવવા દેતો નથી. આથી સ્પષ્ટ છે કે-દુઃખના થોડા પણ અંશોવાળું સુખ આપણને પસંદ નથી. જો કે-દુઃખથી સર્વથા રહિત સુખ ન મળે ત્યાં સુધી આપણે

દુ:ખ સહિતના સુખને પણ નિભાવી લઇએ છીએ, પરન્તુ આપણું અન્તર તો એ જ ચાહ્યા કરે છે કે–' આટલું પણ દુ:ખ ટળે તો સારૂં !' અર્થાત્–સૌ કોઈ દુ:ખરહિત સુખના અભિલાષી છે.

દુનિયાના જીવોને જે દુ:ખરહિત સુખ જોઇએ છે, તે પણ કેવું જોઈએ ? સંપૂર્ણ. સુખ ભલે દુ:ખના અંશ માત્રથી પણ રહિત હોય, પરન્તુ તે જો અપૂર્ણ હોય છે, તો પણ આપણને અસંતોષ રહ્યા જ કરે છે. બાકી રહેલું સુખ મેળવવાની અભિલાષા હૈયામાં પ્રગટ્યા વિના રહેતી નથી. કવચિત્ એવું પણ બની જાય છે કે–બીજાને વધુ સુખી જોઈને ઇર્ષ્યા પ્રગટે છે. ' મારૂં સુખ અધુરૂં છે. '– એ વિચાર, એ અધુરાપણું ટાળવાની ઇચ્છાને ઉત્પન્ન કરે છે અને એ ઇચ્છા પણ અવસરે દુ:ખને ઉત્પન્ન કરનારી બની જાય છે. અર્થાત્ દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે સુખ જેમ દુ:ખના એક અંશ માત્રથી પણ રહિત જોઈએ છે, તેમ અધુરાપણાથી પણ રહિત જોઇએ છે.

આટલા માત્રથી પણ દુનિયાના જીવોને જોઇતા સુખની વ્યાખ્યા પૂર્ણ થતી નથી. દુ:ખરહિત અને સંપૂર્ણ એવું પણ સુખ, અમૂક કાલે જો ચાલ્યું જ જવાનું હોય, તો– ' આ સુખ મળ્યું તો ખરૂં પણ અમૂક કાળે પાછું જતું રહેશે. '–એ વિચાર હૈયામાં દુ:ખ ઉત્પન્ન કરી દે છે. ન્યાયાધીશ ફાંસીની સજા ફરમાવી દે, તે પછી જીવનના અભિલાષી ગૂન્હેગારને તમે ગમે તેટલી ઉત્તમ સામગ્રી આપો, પણ–' મને ફાંસીએ લટકાવીને મારી નાખવામાં

આવશે. '—એ વિચાર જ, ઉત્તમ પણ સામગ્રીનો બીજા-ઓની જેમ રસપૂર્વક ઉપભોગ કરવામાં, એને માટે અંત-રાયભૂત બની જાય છે.

આથી સ્પષ્ટ છે કે—દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે દુઃખરહિત પણ જોઇએ છે, સંપૂર્ણ પણ જોઇએ છે અને શાશ્વત કાલ એકસરખી રીતિએ ટકી રહે તેવું પણ જોઇએ છે. દુનિયાના બધા જ જીવો પોતાને જોઈતા સુખની વ્યાખ્યા આ રીતિએ શબ્દોમાં ગોઠવીને બતાવી શકે નહિ એ શકય છે: પરન્તુ દુનિયાના જીવોની ઇચ્છા-ઓના યથાસ્થિત સ્વરૂપને જાણવાની શક્તિવાળા વિવેકશીલ આત્માઓ તો, આ વાતને બરાબર સમજી શકે છે.

હવે વિચાર કરો કે—દુનિયાના કોઈ પણ પદાર્થમાં આવું સુખ આપવાની તાકાત છે? દુનિયાના એક પણ પદાર્થમાં જો આવું સુખ આપવાની તાકાત હોય, તો તો આપણે તે પદાર્થને મેળવવાનો પ્રયત્ન કરીએ તે વ્યાજબી ગણાય: પણ દુનિયાના એક પણ પદાર્થમાં જો આવું સુખ આપવાની તાકાત ન હોય, તો તો આપણે અનન્ત કાળ મથ્યા અને હજુય અનન્ત કાળ સુધી મથીએ, છતાં આપણે ઇચ્છીએ છીએ તેવું સુખ મળે જ નહિ. આથી કાં તો આપણે તેવા સુખની ઇચ્છાને જ તજી દેવી પડે અને કાં તો આપણા પ્રયત્નની દિશાને ફેરવવી પડે.

આ પ્રશ્ન ઘણો ગહન છે, છતાં પણ સુવિવેકી આત્માને માટે આનો ઉકેલ સુલભ છે. માત્ર આપણે વિવેકપૂર્વક આપણા હિત—અહિતનો વિચાર કરનારા બની જવાની

પહેલી જરૂર છે. સુવિવેકી બની વિચારાય, તો કોઈ પણ આત્માને માટે સાચું માર્ગદર્શન, એ અશકય વસ્તુ નથી.

દુનિયાના એક પણ પદાર્થમાં જો દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ આપવાની તાકાત હોય, તો તો એકાદ માણસ પણ તેવો સુખી આપણી નજરે ચઢવો જોઇએ ને ? દુનિયાની મોટામાં મોટી સત્તાને ભોગવતો, સંખ્યાબંધ સેવકોથી સેવાતો, વિપુલતમ સંપત્તિનો માલીક, એવો પણ આદમી શું વસ્તુતઃ સુખી છે ? એના સુખમાં દુઃખનો એક અંશેય નથી ? એના સુખથી અધિક સુખ શું સંભવિત નથી ? અને એનું સુખ શું એ શાશ્વત કાળ એકસરખી રીતિએ ભોગવી શકવાનો છે ? આ બધા જ પ્રશ્નોનો ઉત્તર 'ન'કારમાં મળે છે. આપણે આ દુનિયામાં વધુમાં વધુ સુખી આદમીની કલ્પના કરી લઇએ, પણ એનુંય સુખ એવું નથી, કે જે દુઃખરહિત હોય, સંપૂર્ણ હોય અને શાશ્વત હોય. દરેક બુદ્ધિશાલી ઘણી જ સહેલાઈથી સમજી શકશે કે-એ વધુમાં વધુ સુખી ગણાતા આદમીનું સુખ પણ, દુઃખરહિતેય નથી, અધુરાપણાથી રહિતેય નથી અને નાશવંત જરૂર છે. એને મળેલી સામગ્રી કદાચ આજીવન ટકી પણ રહે, તોય એનું મૃત્યુ નિર્માએલું જ છે. એને મળેલી સઘળી જ સુખસામગ્રી અહીં રહી જવાની છે અને એનો પણ આત્મા, જેમ કોઈ ભવમાંથી આ ભવમાં આવ્યો હતો તેમ, આ ભવમાંથી પોતાનાં કૃત્યો મુજબના અન્ય ભવમાં ચાલી જ જવાનો છે. મનગમતી દુન્યવી વસ્તુઓ મેળવવાને અને મનને નહિ ગમતી દુન્યવી

વસ્તુઓથી દૂર રહેવાને મથતા દરેકે દરેક મનુષ્યે, આ વાત ખાસ વિચારવા જેવી છે.

ખરેખર, દુન્યવી કોઇ પણ પદાર્થના યોગે દુઃખ-રહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ પ્રાપ્ત થાય, એ શક્ય જ નથી. દુન્યવી અનુકૂળ પદાર્થો કોઈ પણ માણસને સંપૂર્ણપણે પ્રાપ્ત થતા જ નથી. જેટલા પ્રમાણમાં પુણ્યોદય હોય તેટલા પ્રમાણમાં જ તે મળે છે, પુણ્યોદય વર્તતો હોય ત્યાં સુધી જ ટકે છે, પુણ્યોદય વર્તતો હોય ત્યાં સુધી જ ભોગવાય છે અને એ રીતિએ આ ભવના અન્ત સુધી મળીને ટકી જાય અને ભોગવાઈ જાય, તો પણ અન્તે તો આપણો આત્મા એકલો જ ચાલ્યો જાય છે. સાથે જાય છે—સત્કૃત્ય અને અસત્કૃત્યથી બંધાયેલ પુણ્ય અને પાપ !

જેનો ઉદ્ભવ, તેનો વિલય—એ નિશ્ચિત વસ્તુ છે. પુણ્યનો ઉદ્ભવ થાય છે, માટે પુણ્યનો વિલય થવા વિષે સન્દેહને અવકાશ રહેતો જ નથી. જ્યારે પુણ્ય પોતે જ નિશ્ચયાત્મક અન્તાવસ્થાને ધરનારૂં છે, તો એ પુણ્યના યોગે પ્રાપ્ત થયેલી સામગ્રી પણ શાશ્વત કાળ ટકી ન રહે, એ સ્વાભાવિક જ છે. આ દૃષ્ટિએ પણ દુન્યવી અનુકૂળ પદાર્થોને મેળવવાનો પ્રયત્ન, એ આપણી દુઃખ-રહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામવાની અભિલાષાને અનુકૂળ નથી, પણ પ્રતિકૂળ જ છે.

દુનિયામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એમ પુરૂષાર્થો ચાર ગણાય છે. આ ચાર પુરૂષાર્થોમાંથી પણ, સુખની અભિલાષાને સેવતી દુનિયાએ માત્ર અર્થ અને કામ—એ

બે પુરૂષાર્થોની સાધનાને જ પસંદ કરી છે. આવી પસંદગીથી પર એવા જીવો આ સંસારમાં બહુ જૂજ છે. અર્થ અને કામ, એ બન્ને દ્વારા ઉત્પન્ન થતું સુખ શું દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત છે? નહિ જ. અર્થ એટલે પૈસો, કામની સામગ્રીને પ્રાપ્ત કરવાનું સાધન. કામ એટલે ભોગોપભોગ. આ બેમાંથી એકેય વસ્તુતઃ સુખનું કારણ નથી.

દુનિયાની કોઇ પણ વસ્તુ, વસ્તુતઃ સુખદાયક નથી. એકને જે વસ્તુ સુખ ઉપજાવે છે, તે જ વસ્તુ બીજાને દુ:ખ ઉપજાવે છે. આથી વસ્તુમાં સુખ દેવાની કે દુ:ખ દેવાની તાકાત નથી, પણ માણસની પોતાની વૃત્તિ જ તે વસ્તુના યોગમાં સુખ કે દુ:ખની કલ્પના કરી લે છે. આવા પદાર્થોને મેળવવાનો, ટકાવવાનો અને ભોગવવાનો અનન્ત કાળ પર્યન્ત પ્રયત્ન કરીએ, તો પણ આપણે ઇચ્છિત સુખ પામી શકીએ જ નહિ, તે સહજ છે.

ત્યારે દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ મેળવવાની અભિલાષા છોડી દેવી જોઇએ? નહિ જ.

તો પછી એ નક્કી કરવું જોઈએ કે-એવું સુખ પ્રાપ્ત કરવાને માટે શું કરવું જોઇએ?

દુ:ખરહિત સુખ પામવા માટે સૌથી પહેલાં દુ:ખને ઉત્પન્ન કરનારાં કારણોથી દૂર થઇ જવું જોઈએ : સંપૂર્ણ સુખ મેળવવા માટે ઉંચામાં ઉંચી કોટિની દશા પ્રાપ્ત કરવી જોઇએ : અને શાશ્વત સુખ અનુભવવા માટે મળેલી સુખમય દશા શાશ્વત કાળ એકસરખી રીતિએ ટકી રહે તેવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ.

આવી સ્થિતિ કયી રીતિએ સંભવે ?

આપણે એ વિચારી ચૂકયા છીએ કે–આત્મા, એ એક શાશ્વત વસ્તુ છે. એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં, એમ અનન્ત કાળથી આત્મા અનન્ત ભવોમાં ભમી ચૂકયો છે, પણ તેનો નાશ થયો નથી. અને એથી પણ સમજી શકાય તેમ છે કે–અનન્ત કાળે પણ તેનો નાશ થવાનો નથી. આવી શાશ્વતતાવાળા આત્માને ઉંચામાં ઉંચી કોટિની દશાએ આપણે પહોંચાડીએ, તો જ આપણે શાશ્વત અને સંપૂર્ણ સુખ અનુભવી શકીએ. આત્માની ઉંચામાં ઉંચી કોટિની દશા, એ તેની સર્વથા નિર્મલ અવસ્થા છે. અનાદિકાલથી આપણાં જ કૃત્યોના યોગે જે કર્મ રૂપ મલિનતાથી આત્મા ઘેરાયો છે, તેને આપણે સર્વથા દૂર કરી દઇએ, તો આત્મા પોતાની સર્વથા નિર્મલ દશાને પામે. એ નિર્મલ દશામાં આત્મા કોઇ કૃત્ય કરતો જ નથી, એટલે કદિ પણ તે કર્મના આવરણથી આવરિત બનતો નથી. કર્મની મલિનતા ટળ્યા પછી તો, દુઃખ જેવી કોઇ વસ્તુ જ સંભવિત નથી : કારણ કે–કર્મના યોગે જ દુઃખ છે.

આત્માની આવી ઉંચામાં ઉંચી કોટિની અવસ્થાને મુક્તાવસ્થા કહેવામાં આવે છે. કોઇ પણ આત્મા કોઇ પણ કાળે આ અવસ્થાથી ઉંચી કોટિની અવસ્થાને પામી શકતો જ નથી : કારણ કે–એથી ઉંચી કોઇ અવસ્થા સંભવિત જ નથી.

આથી સ્પષ્ટ છે કે-સાચું સુખ દુનિયાના કોઇ પણ પદાર્થના યોગમાં રહેલું નથી, પરન્તુ આત્મામાં જ રહેલું છે અને એથી સુખના અર્થિઓએ કેવળ મુક્તાવસ્થાની પ્રાપ્તિની દિશાએ જ પ્રયત્ન કરવા જેવો છે.

હવે એ વિચારવું જોઇએ કે-આત્મા આવી ઉંચામાં ઉંચી કોટિની અવસ્થાને કયી રીતિએ પામી શકે ?

આત્માના સ્વભાવને પીછાનીને, આત્માના સ્વભાવના અભ્યાસ રૂપ પ્રવૃત્તિમાં આપણે જો બરાબર યોજાઈ જઈએ, તો એ નિશ્ચિત વાત છે કે-ક્રમશઃ આપણે આપણાં જ કૃત્યોથી બાંધેલાં કર્મોથી મુક્ત બનતા જઈએ અને અન્તે કર્મોથી સર્વથા મુક્ત પણ બની જઇએ.

આટલી બાબતોમાં આપણે સુનિશ્ચિત થઈ જઇએ, એટલે આપણો માર્ગ બહુ જ સરલ બની જાય છે.

'મોક્ષ પામવો જ જોઈએ.'-એ નિશ્ચિત થઈ ગયા બાદ તો, આત્માના સ્વભાવના અભ્યાસ રૂપ પ્રવૃત્તિ આદરવાને માટે આપણે આપણી બુદ્ધિને ગૌણ બનાવી, સમર્પિતભાવને મૂખ્ય બનાવી દેવાનો રહે છે.

મોક્ષની પ્રાપ્તિ માટે આપણે કોને સમર્પિત બનવું જોઇએ, એ પણ એક વિચારણીય પ્રશ્ન છે. આપણે તેને જ સમર્પિત બનવું જોઇએ, કે જેને સમર્પિત બનવાના યોગે, જેની આજ્ઞા મુજબ વર્તવાના યોગે, આપણે આપણી મુક્તિપ્રાપ્તિની કામનાને સારામાં સારી રીતિએ સફલ બનાવી શકીએ.

આ સંસારમાં જેટલા આત્માઓ છે, તે દરેકને પોતપોતાની ભિન્ન ભિન્ન ભવિતવ્યતા છે. આપણે જે આત્માઓને સમર્પિત થવાનું છે, તે ઉંચામાં ઉંચી કોટિની ભવિતવ્યતાવાળા આત્માઓ છે. તેવી ભવિતવ્યતાવાળા આત્માઓમાં બીજા આત્માઓ કરતાં સ્વાભાવિક રીતિએ જ વિશેષ ઉત્તમતા હોય છે. તે આત્માઓ પોતાને જે ભવને અન્તે સંપૂર્ણ મુક્તાવસ્થા પ્રાપ્ત થવાની હોય છે, તે ભવથી ત્રીજા ભવે ઉત્કટ કોટિની દયાભાવનાને અવશ્ય પામે છે. તે આત્માઓ સંસારના જીવોના દુઃખને સહી શકતા નથી. એમને એમ થઈ જાય છે કે–' દુનિયાના સઘળાય જીવોને હું સાચા સુખનો વાસ્તવિક માર્ગ પમાડી દઉં, કે જેથી તેઓ દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામે.' આ જાતિની ઉત્કટ દયાભાવનામાં રમતા એવા તે આત્માઓ 'શ્રી તીર્થંકર–નામકર્મ' તરીકે ઓળખાતા સર્વશ્રેષ્ઠ કોટિના પુણ્યકર્મની નિકાચના કરે છે. એ પુણ્યના યોગે, પોતાના અન્તિમભવમાં તે આત્માઓ ધર્મતીર્થની સ્થાપના કરે છે. આને જ શ્રી જૈનશાસન કહેવામાં આવે છે. વીતરાગ અને સર્વજ્ઞ બન્યા પહેલાં આ ધર્મતીર્થની સ્થાપના કરાતી નથી જ, એટલે તેમાં કોઇ પણ પ્રકારની ભૂલ થવાની સંભાવના રહેતી નથી. ' શ્રી વીતરાગ પરમાત્મા, શ્રી અરિહંતદેવ, શ્રી જિનેશ્વરદેવ '–ઇત્યાદિ અનેક ગુણાનુરૂપ વિશેષણોથી ધર્મતીર્થના સ્થાપકોને ઓળખવામાં આવે છે. ધર્મતીર્થની સ્થાપના એટલે મુક્તિમાર્ગની સ્થાપના. સર્વજ્ઞ એવા શ્રી વીતરાગ પરમાત્મા, જીવ અને અજીવના વાસ્તવિક સ્વરૂપને દર્શાવીને, જીવના

નિર્મલ આત્મસ્વરૂપને પ્રગટાવવાનો માર્ગ દર્શાવે છે. એ માર્ગ એ જ શ્રી જૈનધર્મ આવા શ્રી જૈનધર્મને પામીને તેને સેવનારા આત્માઓ, ક્રમે કરીને નિયમા સર્વથા કર્મમુક્ત અવસ્થાને પામી શકે છે. વિશ્વમાં ધર્મના નામે ઓળખાતા અનેક મતો વિદ્યમાન હતા, છે અને રહેશે, પણ શ્રી જૈનધર્મ સિવાયના બીજા કોઈ પણ ધર્મમાં વાસ્તવિક તારકગુણ નથી : કારણ કે-સર્વજ્ઞદશાને પામ્યા સિવાય સ્વતન્ત્રપણે જીવ અને અજીવનું વાસ્તવિક સ્વરૂપ સંપૂર્ણતયા સમજી શકાય એ શકય જ નથી. શ્રી જૈનધર્મ એટલે શ્રી વીતરાગ–પરમાત્માની આજ્ઞા. આપણે આ તારકો પ્રત્યે જ સમર્પિતભાવ કેળવવો જોઇએ અને એ તારકોની આજ્ઞા મુજબ જ વર્તવાને માટે ઉદ્યમશીલ બની જવું જોઇએ. પછી મુક્તાવસ્થા દૂર નથી પણ નજદિક જ છે.

આ ગ્રન્થ વાંચકોને એ દિશાએ જ વળવાનું સૂચવનારો છે. મુક્તાવસ્થાની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવાની વાસ્તવિક દિશાએ દોરાવાનું જ પ્રસ્તુત ગ્રન્થમાં સૂચન છે. આમાં અપાએલાં પ્રવચનોનો ઉદ્દેશ, દુનિયાના જીવોને મુક્તિમાર્ગની દિશાએ જ વાળવાનો છે. એથી જ પ્રસ્તુત ગ્રંથનું નામ 'દિશાસૂચન' રાખવામાં આવ્યું છે.

"દિશાસૂચન" નામના ગ્રન્થરત્નના આ પ્રથમ વિભાગમાં મુંબઈ શહેરમાં અપાએલાં છ જાહેર પ્રવચનો અને મુંબઈના પરા ઘાટકોપરમાં અપાએલાં ત્રણ જાહેર પ્રવચનો–એમ કુલ નવ જાહેર પ્રવચનોનું સંશોધનપૂર્વકનું સારભૂત અવતરણ પ્રગટ કરવામાં આવ્યું છે. જાહેર પ્રવ-

ચનોનો અર્થ એટલો જ છે કે–જાહેર જનતાને ભાગ લેવાનું જેમાં ખાસ આમંત્રણ કરવામાં આવ્યું હતું તેવાં પ્રવચનો ! આમ તો રોજનાં ચાલુ પ્રવચનોમાં પણ જૈનેતરો ભાગ લઈ શકે છે, પરન્તુ વર્તમાનમાં જાહેરાત દ્વારા જાહેર પ્રજાને જાહેર આમંત્રણ આપીને પણ પ્રવચનો કરાવવાનું કાર્ય કેટલાંક મંડળોએ ઉપાડેલું છે : એ મુજબ આ પ્રવચનો થયાં હતાં, માટે જ જાહેર પ્રવચનો તરીકે આ પ્રવચનોને ઓળખવામાં આવે છે.

આ ગ્રન્થમાં અપાતાં જાહેર પ્રવચનો આપનાર મહાત્માનું નામ–પૂજ્યપાદ, પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, સમર્થ વિદ્વાન, આચાર્યદેવ શ્રીમદ્ વિજય**રામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા છે. પૂ. શ્રી વિજય**રામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા જૈન સમાજમાં એક અજોડ ઉપકારક પ્રવચનકાર તરીકેની વાસ્તવિક અને વિશિષ્ટ ખ્યાતિને પામેલા છે. આ મહાપુરૂષની પ્રવચનશૈલિ માટે તો જૈનેતર વિદ્વાનો પણ ઉંચામાં ઉંચો મત ધરાવે છે. પૂર્વભવની કોઈ અનુપમ આરાધનાના યોગે, આ મહાપુરૂષ એવી ઉમદા પ્રવચનશક્તિને પામ્યા છે કે–કોઇ પણ પ્રવચન માટે તેઓશ્રીને પ્રવચનના વિષયનો પહેલેથી વિચાર પણ કરવો પડતો નથી. સભામાં જવું, સભાજનોને જોવા, શ્રોતાઓ કેટલા પ્રમાણમાં વસ્તુને પચાવી શકે તેમ છે એનું માપ કાઢવું અને શ્રોતાવર્ગને માટે વધુમાં વધુ ઉપકારક વસ્તુ કયી છે તે નક્કી કરી લેવી : આ તેઓશ્રીની શૈલી છે. પ્રવચનના દરેક વિષયને

તેઓશ્રી પોતે કાઢેલા આ ક્યાસ મુજબ જ ચર્ચે છે. 'કહેવું તે શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માની આજ્ઞાને અનુસરતું જ કહેવું'-એ મર્યાદાનો જરા પણ લોપ કર્યા વિના, તેઓશ્રી શ્રોતાજનો ઉપર વધુમાં વધુ ઉપકાર કરી શકાય એવી વસ્તુ રજૂ કરે છે. શ્રોતાજનોના અન્તર સુધી તેઓશ્રી આ રીતિએ શ્રી જિનાજ્ઞાને અનુસરતું કથન આબાદ પહોંચાડી શકે છે. આ પ્રવચનોને જેઓ આ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને વાંચશે, તેઓ આમાં ઉપદેશાએલી વસ્તુઓના વાસ્તવિક રહસ્યને પામી શકશે. જૈન મહાત્માઓનાં પ્રવચનો, એ પોતાની વિદ્વત્તાનું પ્રદર્શન કરવાનાં સાધનો નથી. એ તો જનોપકારની જ દૃષ્ટિથી ઉચ્ચારાતાં સ્વપર-ઉપકારક વચનોના સમૂહો છે. આ પ્રવચનોનું મનન કરવાથી,-'પૂ. શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા શા માટે સંસારના ભોગોપભોગોનો ત્યાગ કરીને શ્રી જિનાજ્ઞા મુજબ સંયમી બનવાની વારંવાર પ્રેરણા કરે છે.'-તેનો પણ વિવેકશીલ વાંચકોને ખ્યાલ આવ્યા વિના નહિ રહે. આથી વિશેષ આ પ્રવચનોને અંગે અમારે કહેવાનું હોય પણ શું?

પ્રાન્તે-સૌ કોઈ આ પ્રવચનોના વાંચન અને મનન આદિ દ્વારા મુક્તિમાર્ગની દિશાએ વળો અને સ્વપર-કલ્યાણમાં રત બનીને દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખના ભોક્તા બનો, એ જ એક શુભાભિલાષા.

—**પ્રકાશક**

  

શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ-ગ્રન્થ પહેલો

# દિશાસૂચન

## પ્રથમ ભાગ





અ૦નુ૦ક્ર૦મ૦ણિ૦કા



### પ્રવચનક્રમ

## શિર્ષકક્રમ

### [ આત્મધર્મ ]



### [ જીવનસાર્થકતા ]

## [ આત્મશુદ્ધિ ]



## [ સુખનાં સાધન ]

[ યુવાવસ્થા ]



[ સાચી શાન્તિ ]

## [ સાચી ઉદારતા ]

## [ યુવાનીની સફળતા ]

## [ સદાચાર ]

  

## શુદ્ધિસૂચન

અત્રે તેજ અશુદ્ધિઓની શુદ્ધિ સૂચવવામાં આવે છે, કે જે અર્થફેર સૂચક છે. બાકી ટાઈપ તૂટી જવા આદિને અંગે જન્મેલી અશુદ્ધિઓ સુધારી લેવાની વાંચકોને વિનતિ છે.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૧ | છે, એના પ્રત્યે | છે, અને એથી એના પ્રત્યે તો |
| ૩૧ | ૩ | જ્યાં સુધી | હજુ સુધી |
| ૮૩ | ૧૭ | લાણી | લાબી |
| ૧૧૬ | ૫ | ભાળપૂર્વક | સંભાળપૂર્વક |
| ૧૭૪ | ૨૨ | સંબોધવાને | સંબોધાવાને |
| ૩૧૧ | ૨૨ | પેસત. | પેસતાં |
| ૩૨૫ | ૨ | કાંઇ | કાંઈક પણ |
| ૩૨૭ | ૪ | વેઠનારા બનવું | વેઠનારા બની શકીએ તેમ છીએ અને આપણે તેવા બનવું |
| ૩૬૬ | ૫ | ક્ષયોપશમાદિ | ક્ષયોપશમ |

# આત્મધર્મ

: સભા બોલાવનાર :

ધી યંગમૅન્સ જૈન સોસાયટી, મુંબઈ

: સભાસ્થલ :

શ્રી મહાવીર જૈન વિદ્યાલય હૉલ, મુંબઈ

: દિવસ :

શુક્રવાર, તારીખ ૨ : ઑગસ્ટ : ૧૯૨૯



આત્માને પીછાનો !

ચેતન અને જડ, એ બે આ જગતમાં મૂખ્ય તત્ત્વો છે. આજે આપણે આત્માનો ધર્મ વિચારવાનો છે. જડના ધર્મોનો અનુભવ તો આપણને અમૂક અંશે પ્રત્યક્ષ છે અને આપણે તેના રંગરાગમાં ઝટ આકર્ષાઈ શકીએ છીએ: પરન્તુ મૂખ્ય વસ્તુ જે આત્મા છે, તેને આપણે જોઈ શકતા નથી: અને તેથી–' તેનું સ્વરૂપ કેમ સમજાય અને તેના ધર્મની ખીલવટ શી રીતિએ થાય ? '–તેવી ભાવના પ્રગટે, એવો આપણે વિચાર કરવો છે. દુનિયાના સઘળા આસ્તિક દર્શનકારોએ, આત્મા અને તેના ધર્મોનું

થોડું યા ઘણું વર્ણન કર્યું છે. જે દિવસે–'આત્મા અને આત્માનો ધર્મ શું છે?'–તે યથાર્થ રૂપમાં સમજાઇ જશે, તે દિવસે જે આનંદ, સુખ અને શાન્તિ અનુભવવામાં આવશે, તે ઓર જ હશે. જો સઘળાને પોતાની વસ્તુનું યથાર્થ ભાન થઈ જાય, તો આજની અશાન્તિ સહજમાં નષ્ટ થઇ જાય. 'આત્માનો ધર્મ શું હોઈ શકે અને તેને ખીલવવા માટે શું કરવું જોઈએ?'–એ જાતિનું જ્ઞાન મેળવીને, તેનો અમલ કરવાનું અર્થિપણું જ્યાં સુધી નહિ જાગે, ત્યાં સુધી આત્માનો સાક્ષાત્કાર નહિ થાય. એવું અર્થિપણું પ્રાપ્ત થવું, એ એકદમ શક્ય નથી : છતાં જો સદ્ગુરૂના સહવાસમાં આવી, બાહ્ય પદાર્થોમાંથી ચિત્તને ખસેડી, ચોવીસ કલાકમાં એકાદ ઘડી પણ શાન્ત ચિત્તે પોતાના સ્વરૂપનો રોજ વિચાર કરવામાં આવે, તો ધીમે ધીમે પણ તેની ઝાંખી થયા વિના રહે નહિ. દરેકે એટલું તો કબૂલ કરવું પડશે કે–'શરીર એ આત્મા નથી!' આત્મા શરીરથી ભિન્ન એવી કોઈ અદૃશ્ય વસ્તુ છે અને એથી જ આયુષ્યનો અન્ત આવતાં, શરીરને અહીં મૂકીને જ આત્માને જવું પડે છે. આત્મા, આ લોક અને પર-લોક,–એ બધી વસ્તુઓ બુદ્ધિ અને યુક્તિથી સંગત થાય એવી છે. એક જ ક્ષણે ઉત્પન્ન થયેલા આત્માઓમાં પણ પરસ્પર ભિન્નતા જણાય છે, તે શાથી? એક સારા કુટુંબમાં જન્મે છે, તો બીજો અધમ કુટુંબમાં જન્મે છે : એક જ પિતા અને એક જ માતાથી જન્મેલ બે પુત્રોમાં એક મંદ બુદ્ધિવાળો હોય છે, તો બીજો તીવ્ર બુદ્ધિવાળો હોય છે : એકમાં શક્તિઓ વિકસેલી હોય છે, ત્યારે

બીજામાં તે શક્તિઓ વિકસાવવા વર્ષો જોઇએ છે: આ બધાનું કારણ શું? જરૂર એમાં કાંઇ ને કાંઈ પૂર્વના યોગ, પૂર્વના સંસ્કાર અને સામગ્રીઓ કારણ રૂપ છે. એને લઈને જ ભિન્નતા છે. શરીરથી આત્મા જૂદો છે, માટે શરીરના ધર્મો એ આત્માના ધર્મો નથી, એ સિદ્ધ છે. ચોવીસે કલાક આપણે શરીરના ધર્મોને જ ખીલવવા મથીએ, તો શરીરના માલીકની શી હાલત થાય? શરીરને એક દિવસ મને કે કમને અવશ્ય છોડવું પડે છે, એ ચોક્ખા અનુભવને દૃષ્ટિમાં ન લઇએ, તો પરિણામ શું આવે? આ જીવનમાં આપણે જો આત્માને ન પીછાની શક્યા અને આત્માના કલ્યાણ માટે કરવાજોગું કાંઈ જ ન કરી શક્યા, તો હરેક દર્શનકારોએ માનવજીવનની જે મહત્તા આંકી છે, તે મહત્તા આપણા જીવનને માટે શી રીતિએ સફળ થાય?

## ભવિષ્યને ન ભૂલો!

જ્ઞાન, બુદ્ધિ અને સામગ્રીનો જેવો સદુપયોગ અહીં મનુષ્યપણામાં થવો જોઈએ, તેવો જો ન થાય, તો તે કરવા માટે બીજું એકેય સ્થાન નથી. જ્યાં સુધી આત્માનું અને આત્માના ધર્મોનું સ્વરૂપ ન સમજાય, ત્યાં સુધી સૌ પોતપોતાની ફરજ યથાસ્થિત બજાવી શકવાના નથી. જે દિવસે સર્વ કોઈ પોતપોતાની ફરજ સમજી જશે, તે દિવસે વિગ્રહ આપોઆપ શમી જશે. ફરજ નથી સમજાતી, તેનું મૂખ્ય કારણ એ છે કે–' આત્મતત્ત્વ ભૂલાઈ ગયું છે!' 'મ્હારે આ શરીરને છોડીને અન્યત્ર

જવાનું છે'–એવો ખ્યાલ, કે જે હરેક મનુષ્યના હૈયામાં સદાને માટે જીવતો ને જાગતો રહેવો જોઇએ, તે આજે ભૂલાઈ ગયો છે. 'અહીંથી ગયા પછી શું થશે?'–તેની ચિંતા નષ્ટ પ્રાયઃ થઈ ગઇ છે. આજે તો મોટે ભાગે કેવલ વર્ત્તમાનકાળની અને તે પણ વિવેકશૂન્ય ચિંતાએ સ્વામિત્વ લીધું છે. દરેક તત્ત્વવેત્તાઓએ સ્વીકાર્યું છે કે– 'ભવિષ્યમાં સુખી થવું હોય, તો વર્ત્તમાનના કષ્ટની ચિંતા ન કરો!' કેવળ વર્ત્તમાનની દૃષ્ટિને અનુસરવાથી, સારાસારનો વિવેક પ્રગટી શકતો નથી. સારાસારનો વિવેક કરવાજોગી લાયકાત પ્રાપ્ત થઈ હોય, તોય તે કેવળ વર્ત્તમાનની દૃષ્ટિને અનુસરવાથી આપોઆપ નષ્ટ થઈ જાય છે. વર્ત્તમાનમાં ચાહે તેવી સ્થિતિ હોય, પણ–'ભવિષ્યમાં શું?'–તેનો પહેલો વિચાર કરવો જોઈએ. વ્યવહારમાં પણ વેપારી ભવિષ્યના લાભ માટે ઓછી આપત્તિ ખેડતો નથી. તેનાં મન, વચન અને કાયા ચોવીસે કલાક કયા ચિંત્વનમાં રહે છે? મનુષ્યે ભવિષ્યનો જે વિચાર કરવાનો છે, તેને મૂકીને તે જો કોરા વર્ત્તમાનને જ વળગે, તો તે પોતાની ફરજમાંથી ચ્યુત થયા વિના રહે જ નહિ. એથી અનેક જાતિનાં અનિષ્ટો સ્વયમેવ ઉત્પન્ન થઈ જાય છે. અનંતશક્તિનો માલીક આત્મા, જે જાતિની ચિંતા, વિકલ્પો તથા પાર વિનાની આધિ, વ્યાધિ અને ઉપાધિનું દુઃખ અનુભવી રહ્યો છે, તે નષ્ટ કરવા માટે એક વાર દીર્ઘદર્શી બનવું પડશે: ભવિષ્યના વિચારક થવું પડશે. બાકી વર્ત્તમાનની ક્રિયાઓ–પેટ ભરવું, બાળબચ્ચાંને પાળવાં, મોજમજાહ કરવી વિગેરે ક્રિયાઓ તો

કોણ નથી કરતું? મનુષ્ય જેને તુચ્છ જંતુઓ માને છે, તે પણ પોતાને રહેવાને સ્થાન બનાવી લે છે, વર્ત્તમાનની જરૂરીયાતને એકત્રિત કરે છે અને આપત્તિના સમયે નાશભાગ આદિ પણ કરે છે. એવી રીતિએ વર્ત્તમાનમાં કાંઈ ને કાંઈ મેળવી અને ભોગવી લેવાની ભાવનાઓ તો, સામાન્ય પશુ જંતુઓમાં મોજૂદ છે.

**હિતૈષી તરફ સદ્ભાવ ક્યારે જાગે?**

મનુષ્યો પણ બહારના રંગરાગમાં જ જો આબાદી અને વર્ત્તમાન મોજશોખમાં જ આનંદ કલ્પી લે–એમાં જ સ્વર્ગ અને મોક્ષ કલ્પી લે, તો તેવા આદમીઓને ગમે તેવાં ધર્મશાસ્ત્રો પણ કેવળ બોજા રૂપ લાગે! એવાઓને તો એક વર્ત્તમાનનું જ સુખ જોઈએ અને તે બતાવનાર શાસ્ત્ર મળે તો ખૂશી!! તેવા સલાહકાર, હિતૈષી અને મિત્રો મળે તો ખૂશી!!! એવાને જો કોઈ કહે કે–'ભાઈ! પછી શું?' તો એમ કહેનારને એ ઝટ કહી દે કે–"અમે આનંદ કરતા હતા, તેમાં વચ્ચે કયાં પત્થર ફેંક્યો? અમે અમારા સુખમાં લીન હતા, ત્યાં વળી વચ્ચે આ ચિંતાનું ધાંધલ કયાં ઉભું કર્યું કે–ભવિષ્યમાં શું?" આમ આત્મચિંતાને જ્યાં ધાંધલ અને દોષ રૂપ માની લીધી, એટલે એક મોટી ખામી એ પણ આવી કે–પોતાના દોષ સાંભળવાની શક્તિ નાબૂદ થઈ અને તેથી ગુણોને આવવાનું દ્વાર બંધ થયું. 'હું'-પદ વધી જવાથી, શિષ્ટ પુરૂષોનો સમાગમ અને તત્ત્વની ગોષ્ઠિ,–એ વિગેરે ગુણો આવવાના માર્ગો નાબૂદ થઈ

ગયા ! આપણામાં ખામી છે, એ સમજીએ એમાં આપણો ઉદય કે આપણામાં ન હોય તેવા પણ ગુણો આપણામાં છે-એવું કોઈ સંભળાવે, એમાં આપણો ઉદય ? આજે ઘણે ભાગે એ દશા છે કે-' પોતાની ખામી સાંભળવાની તાકાત રહી નથી અને એથી કોઇ ખામી કહે તો તે જૂલ્મ રૂપ લાગે છે. ' પણ જ્યારે આત્મભાન થશે, ત્યારે તો-જો કોઇ પોતાની ખામી દર્શાવનાર મળશે, તો તેનો ઉપકાર માનવાની ભાવના થશે. આ દુનિયામાં ખોટા યા સાચા કે છતા યા અછતા ગુણ ગાનારા તો બહુ મળી રહે છે : કારણ કે-સામાનું ભલું થશે કે ભૂંડું થશે એની ચિન્તા કર્યા વિના, પોતાનો જ સ્વાર્થ સાધવાની તેવડમાં ફરનારાઓનો આ દુનિયામાં તોટો નથા. એ તો કહેશે કે-' ખાડામાં એ પડશે, મારે શું કામ ખોટા બનવું ? '

**સભા૦** ખોટા બની ખામી બતાવે કોણ ?

કડવા ઔષધના ઘુંટડા તો મા જ પાય ને ? અને બચ્ચાંની લાત તથા તિરસ્કાર પણ મા હોય તે જ સહે ને ? બધું સહન કરીને પણ દવા પાવાની તૈયારી મા કરે. એને મન બચ્ચાંની લાત, તિરસ્કાર અને ગાળો ખાતાં પણ, બચ્ચાના પેટમાં દવા ગઈ, એ જ આનંદનો વિષય છે. મા સમજે છે કે-' એનામાં પેઠેલો રોગ નાશ કરવાની દવા કોઈ રીતિએ એના પેટમાં ચાલી જાય તો ઘણું છે.' કારણ કે-એનામાં એનું જીવન રહેલું છે. એવી જ રીતિએ સામાની ખફા મરજી વહોરીને પણ, તેની ખામી દર્શાવવા પ્રયત્ન કોણ કરે ? સાચો હિતૈષી હોય તે જ

કરે. ખામી બતાવનાર જ્યારે હિતૈષી લાગે, ત્યારે ખામીઓ ક્રમે ક્રમે દૂર થાય. આ બધી સ્થિતિ લાવવા માટે વર્ત્તમાનને કડવો પણ બનાવવો પડશે. ખામી જોવા અને સાંભળવાની લાયકાત પેદા થશે, ત્યારે–'સત્ય ક્યાં છે?'–તે શોધવા માટેની વૃત્તિ સ્હેજે પેદા થશે: એમ થતાં સમજાશે કે–'મારે મારા આત્માનો સુધારો કરવો હોય, તો મારામાં રહેલી ખામીઓ સમજવી જોઇએ!' પછી એનામાં એની ખામી બતાવનાર તરફ સદ્‌ભાવ, સન્માન અને ભક્તિ જાગૃત થયા વિના નહિ રહે.

**આત્માના રોગની કાળજી છે?**

શરીરમાં સ્હેજ વ્યાધિ થાય તો ઝટ ચિકિત્સક પાસે જઇએ: વૈદ્ય જો એને–'ભયંકર દર્દ છે'–એમ કહે, તો 'કેમ બચવું?'–એ પૂછીએ. વૈદ્ય કહે કે–'બચવા માટે બધી સ્વતંત્રતા મૂકી દેવી પડશે: અમારે તાબે થવું પડશે: દર્દે ઘર કર્યું છે: અત્યાર સુધી પાંચે ઇંદ્રિયો જે માગતી હતી તેની પૂંઠે ધસ્યા જતા હતા, ખાવા-પીવામાં મરજી મુજબ વર્તતા હતા, પણ હવે એવા દર્દના પંજામાં ફસાયા છો કે–એમાંથી બચવું હશે તો તમારી ઇચ્છાને આઘી મૂકવી પડશે.'–તો શરીર માટે આ બધું થાય છે. શાથી? એને પોતાનું માન્યું છે, એથી! એની આબાદીમાં પોતાની આબાદી માની છે, એથી!! પણ જ્ઞાનિઓ કહે છે કે–'એને ગમે તેટલું સાચવવામાં આવે તો પણ, એક દિવસ એ જરૂર પડી જવાનું છે.' આવા નિયત નાશવાળા શરીરના રોગ માટે આટલી બધી

કાળજી અને આત્માના રોગો માટે કાંઈ નહિ ? આત્મા, કે જે આપણે પોતે છીએ, જે શાશ્વત છે, જે કાયમ રહેવા-વાળો છે, તે જે જે રીતિએ ખરાબ બનતો જાય છે, એને સુધારવા માટે ચિકિત્સક જોઇશે કે નહિ ? દર્દીને વૈદ્ય ખાનપાન મૂકાવે છે, ત્યારે આત્માના રોગ માટે કાંઈક આગળ વધવું પડશે કે નહિ ? જેવા રોગ તેવા પ્રયત્ન તો કરવા જ જોઈએ ને ? પણ તે થતા નથી. તે કરવાની જરૂર છે, એનો વિચાર કરનારા ય વિરલ છે.

## ભાવના સુખ મેળવવાની અને કાર્યવાહી એથી જૂદી !

અત્યારે શુદ્ધ જીવન ખવાતું જાય છે અને શુદ્ધ સંસ્કારો ઘસાતા જાય છે, તે અનુભવની બહાર નથી. પૂર્વપુરૂષોની ઉત્તમ ભાવનાઓનો વિચાર કરો ! જેમને તમે તમારા મહાપુરૂષો માનો છો, તેઓ પોતાના ઘોર દુશ્મનો–અપકારિઓ પ્રત્યે પણ ઉપકારની ભાવના રાખતા હતા. એ ભાવનાઓ નાબૂદ થતી જાય છે, એ પ્રતાપ કોનો ? આચારશુદ્ધિ નથી તેમ વિચારશુદ્ધિ પણ નથી : વિચાર સુધાર્યા વિના વિવેક આવે નહિ : વિવેક વિના હેય–ઉપાદેયનું ભાન થાય નહિ : તે થયા વિના અંતરંગ શત્રુઓનો જય થાય નહિ : અને આંતરૂ શત્રુઓનો જય કર્યા વિના સાચા સુખની પ્રાપ્તિ પણ થાય નહિ ! 'અમારે દુઃખ તથા અશાંતિ ન જોઈએ અને આબાદી, સુખ તથા સંપત્તિ જોઈએ '–એમ ઇચ્છો છો, પણ એટલા માત્રથી શું વળે ? સુખ કાંઈ રસ્તા વચ્ચે રખડે છે કે મળી જાય ? એના માટે તો કાર્યવાહી પણ તેવી જ

જોઇશે. અંતિમ સમયે હીરાના હાર, કુટુંબપરિવાર અને ધનધાન્ય, એ બધાથી શાન્તિ વળવાની નથી. આપત્તિના સમયમાં મુંઝાવા ન દે અને આનંદમાં રાખે, એ ચીજ કથી? એક કવિ કહે છે કે:–

" धर्मस्य फलमिच्छन्ति, धर्मं नेच्छन्ति मानवाः ।
फलं पापस्य नेच्छन्ति, पापं कुर्वन्ति सादराः ॥१॥ "

ધર્મનું ફળ–સુખ, સંપત્તિ અને આબાદી, એને સૌ ઇચ્છે છે, પણ કહેવામાં આવે કે–' ધર્મ કરો ! '–તો કહે કે–' શરીર અનુકૂળ નથી : સંયોગો પ્રતિકૂળ છે : ટાઇમનો અભાવ છે : આળસુ છું ! ' કાંઇક મર્યાદામાં હોય તો તે આ પ્રમાણે કહે, પણ મર્યાદા મૂકીને ધર્મથી વિરૂદ્ધ થઈ બેઠેલાઓ તો વળી બીજું જ કાંઈક કહે ! પાપનું ફળ–અશાંતિ, દુઃખ તથા રીબામણ, એને કોઈ હૃદયથી ઇચ્છતું નથી : પણ પાપને તજવાની વાત ઉપર પણ વિરલાઓને જ પ્રેમ ઉપજે છે. ધર્મનું ફલ જોઈએ છે, પણ ધર્મ જોઈતો નથી અને પાપનું ફલ જોઈતું નથી, પણ પાપત્યાગનો વિચારેય ગમતો નથી. આવી વિપરીત દશામાં સુખ–શાન્તિ મળે કયાંથી ? આજ તો કહે છે કે–' આધિ ને વ્યાધિ ન જોઈએ, પણ ઉપાધિ જોઇએ.' આધિ એટલે મનની પીડા ને વ્યાધિ એટલે શરીરની પીડા : એ ન જોઇએ, પણ એ બેને ઉત્પન્ન કરનાર ઉપાધિને મૂકવાની વાત ગમે નહિ : મૂકવાની વાત તો દૂર રહી, પણ તે મેળવવાની આશા પણ છોડાય નહિ : આશા છોડવાની વાત તો બેર ગઈ, પણ તે મેળવવામાં

અનીતિ તો નહિ જ આચરવી એવો ય નિર્ણય થાય નહિ: અનીતિ નહિ જ આચરવી એવા નિર્ણયની વાત તો દૂર રહી, પણ અનીતિ આચરાય તેનો ડર પણ નહિ: અનીતિનો ડર તો ઘેર ગયો, પણ આજે તો અનીતિની પ્રશંસા કરતાં પણ શરમ નથી આવતી! ઉલ્ટું એમ કહે કે-'કેવો હુંશિયાર? કેવો તાલીમબાજ? મારી અનીતિને કોઈ જરાય કળી શક્યું?' તેને કોઈ કહેવા જાય કે-'આ બધું શાના માટે?' તો જવાબ દે કે-'બેસો, તમે શું સમજો? તમારે અમારી વચ્ચે આવવું નહિ. એક વાર કીધું તે કીધું, પણ હવે કહેવા આવશો તો તમારૂં માન નહિ જળવાય!' ભાગ્યશાળી! આ વિપરીત દશાનું પરિણામ તો જૂઓ. આસ્તે આસ્તે પાપ વધતું ચાલ્યું. આજે મૃષાભાષણ, લોભ, લાલચ, મમતા, ભોગ, ભોગસુખની ભાવનાઓ,-એ બધા દોષો જડમૂળથી વધતાં વૃક્ષ રૂપ થવા માંડ્યા છે. પાપનું ફળ ન જોઈએ અને પાપ કરવાનું આદરપૂર્વક, એટલે દશા એ થવા માંડી કે-જે પાપભીરૂતા હતી, તેનો નાશ થયો. પોતાનો સ્વાર્થ સધાતો હોય, તો સામાનું ગમે તેટલું ભૂંડું થતું હોય તેની દરકાર રહી નહિ. પાપનો ભય જાય, ત્યાં ધર્મનો પ્રેમ શી રીતિએ થાય? પાપના ભય વિના ઉત્તમ ભાવનાઓ પ્રગટે શી રીતિએ?

**ચાર ઉત્તમ ભાવનાઓ:**

સન્માર્ગને આરાધવા તૈયાર થયેલા પુરૂષોનાં જીવનો જૂઓ! તેઓને પાપનો ભય કેટલો હતો? 'કોઈ પણ

પ્રાણિને મારા તરફથી તકલીફ ન થઈ જાય: કોઈનું પણ ભૂંડું ન થઈ જાય!'—આ એમની ભાવના હતી. આત્માનો ઉદ્ધાર સાધવા માટે ચાર ઉત્તમ ભાવનાઓથી જીવનને ઓતપ્રોત બનાવી દેવું જોઇએ. જેનામાં આ ચાર ભાવનાઓ પ્રગટે, તે પાપનો ભીરૂ અને ધર્મનો સેવક ન હોય એ બને નહિ. આ ચાર ભાવનાઓ છે—મૈત્રી, પ્રમોદ, કરૂણા અને મધ્યસ્થતા.

**મૈત્રી૦** 'જગતમાં મારો કોઇ દુશ્મન નથી: કદાચ હો તો તેનું પણ ભલું થાવ!'—એ પરહિતચિંતન રૂપ મૈત્રીભાવના છે. પારકાના હિતની ચિંતાવાળાને હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર અને પરિગ્રહ—એ કાયમ ખાતે ખટકે ખરાં કે નહિ? હિંસામાં પરને પીડા: મૃષામાં પણ પરને પીડા: ચોરીમાં અને વ્યભિચારમાં પણ પરને પીડા: તથા પરિગ્રહ પણ પરને પીડા વગર આવતો હશે? નહિ જ. હવે વિચારો કે—હિંસા આદિ પાંચેય ચીજો પારકાના હિતની ચિંતાની ભાવનાથી તરબોળ થએલા આત્માને ખટકે કે ગમે? ખટકે જ! કારણ કે—'દુશ્મનનું પણ ભલું થાવ.'—એ એની ભાવના છે. આ ભાવનાનો યથાર્થ અમલ તો હિંસા આદિ પાપોથી સર્વથા નિવૃત્ત થયા વિના બને જ નહિ. ગૃહસ્થદશામાં આનો સંપૂર્ણ અમલ શકય નથી, છતાં તેનામાંય ભાવના તો આ જ હોવી જોઇએ. કદાચ ગૃહસ્થને, અપરાધિને શિક્ષા કરવી પણ પડે, છતાં તેમાંય તેનું ભૂંડું તો તે ન જ ચિંતવે. તેને શિક્ષા કરે એ પણ સુધારવા માટે! એમાં

દુન્યવી પદાર્થોના સંરક્ષણ આદિનું કે દુન્યવી હિતનું કારણ હોય, તો એ કારણ એને ખેદ ઉપજાવ્યા વિના રહે જ નહિ. મૈત્રીભાવનાવાળો આત્મા તો હિંસા આદિ જે પાંચેય વસ્તુઓ પારકાની પીડા સાથે સંડોવાએલી છે, તેનાથી અલગ થવાનો પ્રયાસ કર્યા જ કરે: કારણ કે–એ વિના એ પોતાની ભાવનાને જીવનમાં વાસ્તવિક પ્રકારે અમલી બનાવી શકે, એ શક્ય નથી.

**પ્રમોદ૦** કોઇના પણ ગુણને જોઈ આનંદ થાય: દુશ્મનના પણ ગુણને જોઈ હર્ષ થાય: આવા ગુણો સૌમાં પ્રગટે અને વધે તો સારૂં: એવો ગુણનો જે પક્ષપાત, તેનું નામ છે પ્રમોદભાવના.

**કરૂણા૦** ગુણહીન, દોષવાન અને દુ:ખમાં પડેલા આત્માઓ પ્રત્યે કરૂણાભાવના હોવી જોઇએ. હીનગુણી, અલ્પગુણી, દોષવાળો યા દુ:ખી જીવો, કરૂણાવંત આત્માની નજરે પડતાં જ, તેના હૃદયમાંથી કરૂણાનો ઝરો વહે. કરૂણાવંત આત્મા એકલો વિચારતો હોય, ત્યારે પણ ભવરોગથી પીડાતા, વિષય–કષાયની આધીનતાના યોગે દુ:ખમય દશાને ભોગવતા જીવોની તરફ તે કૃપાદષ્ટિ-વાળો બન્યા વિના રહે નહિ. કરૂણાવાળામાં ઉપકાર કરવાની ભાવના સહજ હોય. અવસરે યોગ્ય જીવને યોગ્ય રૂપે શિખામણ દેવાની વૃત્તિ પણ તેનામાં પેદા થયા વિના રહે નહિ. ઉગ્ર થઈને પણ જો સામાને દોષથી મુક્ત કરી શકાતો હોય, તો તે તેમ પણ કરે. વૈદ્યે નિષેધેલી ચીજ દરદી લેવાને આતુર થયેલો હોય અને તેનાથી તેની

જીંદગી જોખમમાં આવતી હોય, તો સગામાં સગી મા, સ્નેહી પિતા યા સાચો સાથી તેને શું કરે ? લેવા દે નહિ, લીધી હોય તો ઝુંટવી લે, અરે મોંઢામાં નાખી હોય તો મ્હોંડું પહોળું કરીને પણ કાઢી લે. આ દયાળુ કે નિર્દય ? તે ચીજ નહિ આપવામાં જ તેનું ભલું રહ્યું છે, માટે એની ખુમરાણ આદિની ચિંતાથી એ ચીજ આપીએ, તો દયાભાવના નાશ પણ પામે ! એજ રીતિએ સાચો દયાળુ જો કે–શાન્ત હોય, કોઇના પ્રત્યે પોતાના હૃદયમાં અશાંતિ, દુર્ભાવ યા અરૂચિવાળો ન હોય, છતાં અવસરે તે ઉગ્ર પણ થાય : ભયંકર દેખાવવાળો પણ થાય : પણ શાથી ? કેવળ કરૂણાથી. જ્યાં ઉગ્રતા દેખાય ત્યાં કરૂણા અગર તો સામાની હિતકાંક્ષા ન હોય, એવી માન્યતા આજે ફેલાવવામાં આવે છે : પરન્તુ એ માન્યતા ભૂલભરેલી જ છે. એવી માન્યતામાં રાચનારાઓને કરૂણાશીલ હૃદયનો અનુભવ જ નથી. સાચો કરૂણાવંત આત્મા, સ્વ–પરના દોષનિવારણને માટેના શક્ય એટલા પ્રયત્નો, યોગ્ય પ્રકારે કરવાને ચૂકે જ નહિ.

**માધ્યસ્થ્ય૦** કરૂણાની ભાવનાવાળો આદમી સઘળા પ્રયત્નો કરી છૂટે, પણ સામો એવો છે કે–બધી મહેનત ધોળી પીએ-ઉલ્ટો ચાલે, દયાની દૃષ્ટિએ જેટલા ઉપાયો યોજી શકાય તેમ હોય, તેટલા ઉપાયો યોજવા છતાં પણ ન સુધરે, તો એના માટે શાસ્ત્રે ચોથી ઉપેક્ષાભાવના રાખી, **એટલે तस्य भाग्यम्** । એની ખાતર મારે મારૂં બગાડવાની આવશ્યકતા નથી. આ ચોથી માધ્યસ્થ્ય ભાવના.

આ ચાર ભાવનાવાળા આત્માની હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર અને દુન્યવી પદાર્થોની મૂર્ચ્છા–એ પાંચ પ્રત્યે મનોવૃત્તિ કયી હોય? તેનાથી કદાચ હિંસા આદિ બધુંય ન છોડાય તેમ હોય, તો પણ તે માને તો એમ જ કે– 'આ પાંચેય વસ્તુઓ. આ ચારેય ભાવનાઓને માટે બાધક છે.' જીવનમાંથી ખૂશબો કયારે નીકળે? આત્મા જગત માટે ઉપકારી કયારે નિવડે? સાચો ઉપકાર તે જ કરી શકે, કે જે આ પાંચેયથી મુક્ત બનવાના પ્રયત્નોમાં રાચતો હોય. એ પાંચેય વસ્તુઓનો સહવાસ આત્માને મલિન કરનાર છે. દરેક દર્શનકારોએ–ધર્મના સ્થાપકો અને પ્રરૂપકોએ, જગતના ભલા માટે એ પાંચેયનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે. એમાં જો કે ઘણી તરતમતા છે, પણ પાપભીરૂતા અને ધર્મનું સાચું અર્થિપણું આવશે, ત્યારે તે પણ ક્રમશઃ સમજાયા વિના નહિ રહે. શાસ્ત્ર કહે છે કે–આ ચાર ભાવનાઓથી તરબોળ બનેલો રંકમાં રંક લાગતો આદમી પણ, જે આત્મિક આનંદ પ્રાપ્ત કરી શકે છે, તે આનંદની ઝાંખી મેળવવાને માટે, આ ભાવનાઓથી હીન એવો મોટો શહેનશાહ કે છ ખંડનો માલીક ચક્રવર્તી પણ અસમર્થ છે.

**કહેવાનો ઈરાદો :**

શરીર મૂકીને જવાનું છે, એ નક્કી છે. મમતા ઉતરી હોય તે ઈચ્છાપૂર્વક મૂકી શકે અને મમતા ન ઉતરી હોય તેને અનિચ્છાએ પણ મૂકવાનું: છતાં નાશવંત વસ્તુઓની રક્ષા માટે જેટલા પ્રયત્નો થાય છે, તેટલા

આત્મા માટે થાય છે ? નથી થતા. એ પ્રયત્નો કરવા જરૂરી છે, એનો ખ્યાલ આપવાને માટે જ આજનું આત્મધર્મનું વ્યાખ્યાન છે. દુનિયાની કળાઓ શીખવાની શાળાઓ અને પાઠશાળાઓ હોય છે: શરીરની ખબર-અંતર પૂછનારા હોય છે: વેપારની સલાહ આપનારા અને વ્યવહારની શિખામણો આપનારા મલી રહે છે: અમારે આનો વિચાર કરવાની જરૂર નથી: એમાં ઓછું કરતા હો તો મળતું નથી—સંયોગો નથી એથી! પણ એ મેળ-વવા માટે તો શક્તિ, જ્ઞાન, વિજ્ઞાન બધું ખર્ચાયે જાય છે! ટાઇમટેબલો રખાય છે! મિત્રો પણ એના, સહવાસ પણ એનો અને એ વસ્તુના ચોપડાયે ક્રીટ! પણ ગુણ અને દોષનો સરવાળો કોઈ દિવસ કર્યો છે? દુનિયામાં જન્મીને સારૂં કેટલું કર્યું અને ખોટું કેટલું કર્યું ? દાન કેટલું દીધું અને લૂંટ કેટલી ચલાવી ? એમ ન કહેતા કે—'બધાને લૂંટારા કહ્યા!' જે કહેવાય છે તે હિત માટે: દુર્ગુણ હોય તેને કાઢવા માટે: ન હોય તો એ ન આવે એની કાળજી રહે તે માટે! તમારામાં દુર્ગુણ ન હોય, તો અમને તો આનંદ: પણ અમારી ફરજ અમે ન ચૂકીયે. એ ફરજને અંગે જ તમને હું એ વિચારવાનું કહું છું કે—' મનુષ્યજીવન જેવા આ ઉત્તમોત્તમ જીવનને પામીને તમે સદાચાર કેટલો સેવ્યો અને અનાચાર, દુરાચાર કેટલો સેવ્યો ? સહિષ્ણુ કેટલા બન્યા અને ધાંધલીયા કેટલા થયા ? વિષયમાં આસક્ત થયા કે વિરક્ત ? ઇંદ્રિયોને આધીન થઈ અયોગ્ય કાર્યવાહી કરી કે ઇંદ્રિયો ઉપર જીત મેળવી અયોગ્યથી બચ્યા ? બીજાનું ભલું કેટલું કર્યું અને ભૂંડું

કેટલું ચિંતવ્યું ?' એક કવિએ કહ્યું છે કે-

'ज्ञानेन हीनाः पशुभिः समानाः ।'

જ્ઞાન વિનાના આદમીઓ પશુ સમાન છે. હવે પશુ કહ્યા, તો શીંગડાં અને પૂંછડાં જોઇએ: એટલે કહ્યું કે-

'श्रृंगपुच्छविहीनाः ।'

આમાં કવિનો આશય શું મનુષ્યજાતિનું અપમાન કરવાનો છે કે જ્ઞાનહીનોને ગાળ દેવાનો છે? નહિ જ. કવિનો આશય તો એ છે કે-મનુષ્યોને પોતાના મનુષ્યપણાનો ખ્યાલ આવે: મનુષ્યો પોતાના સ્વરૂપને સમજે: મનુષ્ય છતાં પશુપણું આવતું હોય, તો ચેતી જાય. કહેવાનો આ એક જ ઇરાદો છે, પણ ખામી હોવા છતાં તે સાંભળવી ગમતી નથી અને એથી ખામી બતાવનાર તરફ સદ્ભાવ જાગતો નથી.

**શિષ્ટપુરૂષોને આધીન બનો:**

પર વસ્તુમાં લાગેલી લીનતા અને ત્યાંનું મારાપણું ખસેડી, સ્વસ્વરૂપ તરફ આત્મા વળે, તેના માટે આ બધો પ્રયત્ન છે. જ્યાં સુધી ચેતન અને જડ, કે જે મૂળ તત્ત્વો છે, એમાંથી જડ પ્રત્યે અરૂચિ ન થાય, જડ વસ્તુ જાય તો શોક અને આવે તો આનંદ-જાણે સુખનો દાતા એ જ ન હોય!-એ બુદ્ધિ ન મટે તથા જડ પદાર્થોને લાવવા અને સાચવવાની ચિંતામાં ને ચિંતામાં જ જીવન પસાર કરાય, ત્યાં સુધી સત્ય શી રીતિએ પમાય? કોઇ પૂછે કે-'જીવનમાં સાધ્યું શું?' તે વખતે એમ કહેશો

કે-' પાંચ બંગલાઓ બાંધ્યા : અમેરીકા અને જાપાન સુધી પેઢીઓ ખોલી : લીમીટેડ કંપનીઓના હેડ થયા ? ' પણ એમાં તમારૂં શું ? તમારી સાથે એમાંનું શું આવવાનું ? આ કંઈ જીવનને સુધારવાની તૈયારી છે ? મનુષ્ય જેવા મનુષ્યની જીંદગીના સરવૈયામાં આ જ વસ્તુ ? તત્ત્વ જેવી કોઈ ચીજ નહિ ? વારસામાં વારસોને અનુકરણ કરવા જેવું કાંઈ નહિ ? વારસોમાં વિવેકબુદ્ધિ પ્રગટી હશે, તો તેઓને પણ વિચાર થશે કે-' અમારા વડિલોએ અમારા માટે મૂકયું શું ? ' વડિલોની સંતાન પ્રત્યે શી ફરજ છે ? બાળકમાં એક પણ દોષ ન ઘુસી જાય અને વધારેમાં વધારે ગુણો પ્રગટે, એની પૂરેપૂરી કાળજી રાખવાની ફરજ વડિલોની છે. પગમાં કાંટો વાગે તો કાંટાથીયે તીણી સોય ઘાલે, તેનાથીયે ન નીકળે તો કપાવે, લોહી કાઢે, પછી પત્થરથી પણ કૂટે. શાથી ? પાકે નહિ માટે. આટલો કાંટો પગમાં રહી જાય તો શરીરને બગાડે, સડો લાગે ને પ્રાણ જાય, તો સંખ્યાબંધ દોષોના યોગે આત્માનું શું થાય ? આત્મામાં કોઈ દોષ ઘુસી ગયો, તો તે રૂપ કાંટાને કાઢવા કોઈ દિવસ મહેનત કરી ? વિષ ખાવાથી પ્રાણ જાય છે, એ સાંભળીને માનો છો કે અનુભવીને ? પાપના અખતરા ન હોય ! નાશકારક વસ્તુઓના અનુભવ ન હોય ! શિષ્ટપુરૂષો કહે તે ઝટ માની લેવાનું હોય ! નિશાળે ભણવા જાય ત્યારે પહેલેથી જ-' એકડો આવો ન હોય ' અગર-' એકડો આવો જ કેમ હોય ? '-એમ જે કહે, તે કોઈ દિવસ ભણી શકશે ? મને તો રૂચે તે જ માનું,-એમ કહ્યું હોત તો આ સ્થિતિ

આવત ? વ્યવહારની બાબતમાં બધી વસ્તુ મનાય છે, પણ આજ એવું વાતાવરણ ફેલાયું છે કે–'શાસ્ત્રે-શિષ્ટ-પુરૂષોએ કહ્યું તે પહેલેથી જ હમ્બગ લાગે!' પરિણામ શું ? સત્સંગ, સારા શાસ્ત્રનું રટણ, મનન, એ બધું ગયું અને અર્થ–કામની સાધનામાં પાવરધા, એક્કા અને પ્રવીણ બન્યા. છતાં એમાંય, એ વસ્તુ ભાગ્યાધીન હોઈને વારંવાર ખત્તા ખાવા પડે છે. વિચાર કરો કે–જો પચીસ–પચાસના પગારને માટે પણ છ કલાક વેચવા પડે, તો આત્મકલ્યાણ માટે થોડા કલાક વેચાવું પડે કે નહિ ? પૈસા કમાવાના નહિ જેવા સ્વાર્થ ખાતર આધીનતા, વિવેક, વિનય કેળવવો પડે છે, ત્યારે આત્માના કલ્યાણ માટે–આત્માની અનંત શક્તિ પ્રગટ કરવા માટે, કોઈનું શરણ કે તાબેદારી સ્વીકારવી પડશે કે નહિ ?

**કાળનું ચક્ર ઘુમી રહ્યું છે :**

આજે તો એમ થઈ રહ્યું છે કે–'દેવ એ પુતળું, ગુરૂ કાંઇ નહિ અને ધર્મ એ જુના જમાનાની વસ્તુ!' હું પૂછું છું કે–'દુનિયાની બધી વસ્તુઓ આત્માના રક્ષણનું કામ કરશે?' નહિ જ, તો પછી એનો ખ્યાલ કરો કે–સંસારની દરેક લાઇનનો અભ્યાસ કરવાની તૈયારી જીવનની આદિથી તે અન્ત સુધી ચાલુ જ, ત્યારે પછી આ લાઇનનો અભ્યાસ કે દિ' કરવાના ?' આત્મા અને આત્માના ધર્મનું જ્ઞાન એ નકામી ચીજ છે કે કામની ? આત્માના હિત માટેની કરણી, એ નકામી કે કામની ? જો કામની, તો અહીંથી ઉઠયા બાદ શાન્ત ચિત્તવાળા બનીને

એક જ વિચાર કરજો કે–‘ આપણે આપણા માટે–આત્માને માટે કર્યું શું ? ’ અને જો તમને આત્મા જેવી વસ્તુ ઉપર શ્રદ્ધા હશે, તો કાંઇક નવીન જ જણાશે. આજે એક એવી જાતિની છાયા પડી ગઇ છે કે–‘ આ ટાયલાં જેવી વાતોમાં ફાયદો શો ? રાજ્ય, ઋદ્ધિ, સિદ્ધિ, પાંચ લાખ, પચીસ લાખ કેમ મળે તેવી વાતો કરો ! ’ હું કહું છું કે–‘ અર્થકામની લાલચ બતાવીને આખી દુનિયાને પોતાની અનુયાયી બનાવવી હોય–તેના માટે પ્રાણ પાથરનારી બનાવવી હોય, તો તેમાં મહત્તા નથી. જેને જે ઇચ્છી રહ્યા છે, તેને તે માર્ગે વાળવા, તેમાં વિશેષતા શી છે ? ’ દેવ, ગુરૂ અને ધર્મની વાત આવે, ત્યાં કહે છે કે–‘ મૂકને પંચાત ! એ બધું ડોકરાઓને સોંપો. ’ હું એમ પૂછું છું કે–‘ઘરડા થયા પછી મરવાનું છે કે વચમાં પણ મરવાનું છે ? ’ સમજે છે કે–માતાના ગર્ભમાં પણ કાળ આવે, જન્મતી વખતેય કાળ આવે અને પાંચ, પચીસ યા પચાસ વર્ષે પણ કાળ આવે. કદાચ તેથી લાંબા ગાળે પણ કાળ આવે, છતાં તે નક્કી નહિ. એવો સમય તમે બતાવી શકશો, કે જે સમયે કોઇનો પણ કાળ ન જ આવે ? કાળ કાંઈ નોટીસ આપવા નથી આવતો. આજે તો રોગ બી એવા થયા છે કે–સાજો સમો ને હાર્ટ ફેઇલ ! આજે તો દર્દો પણ એવાં ભયંકર સંભળાય છે કે–જેનાં નામ પહેલાં કદી ન સંભળાતાં ! તો પછી આ જમાનામાં–‘ધર્મ કાલે કરીશું’-એમ કહેવું તે કેટલું બધું હમ્બગ છે ? આટલું ધ્યાન રાખવાનું છે કે–કાળનું ચક્ર ઘુમી રહ્યું છે. ક્યારે કોણ એનો ભોગ થશે, તે આપણે

જાણતા નથી. આનો ખ્યાલ રાખીને હિંસા આદિનો ત્યાગ કરવાનો જ પ્રયત્ન કર્યા કરવો જોઈએ. બધો ત્યાગ ન બને તો થોડે થોડે પણ ત્યાગ કરતા રહેવું. એ વિના– 'ભલે મરણ આવતું'–એમ કહેવું એ મૂર્ખતા છે. એમ ક્યારે કહેવાય? પીઠ બળવાન હોય તો! બાહોશ રહેવું એ વ્યાજબી, પણ બેહોશ બનાય? મરવાનો ડર નહિ, એ કોના માટે? પુણ્યાત્માઓ નિર્ભય જરૂર હોઈ શકે: કારણ કે–તેમણે કોઈનું ભૂંડું કર્યું–કરાવ્યું નથી કે કોઈનું ભૂંડું ઇચ્છ્યું પણ નથી: એટલે ભૂંડું થવાનું નથી: પણ ચોવીસે કલાક પાપની ક્રિયાઓમાં રક્ત રહેવું ને પછી કહેવું કે–'અમને મરણનો ભય નથી: અમે નિર્ભય છીએ.'–એનો અર્થ શો? નિર્ભયતા, નમ્રતા, ક્ષમા, શાંતિ,–એ બધાના અર્થ સમજવા પડશે. સાચું સમજવા અભ્યાસ કરવો પડશે. જેને આત્માના અસ્તિત્વ ઉપર, આત્માની શાશ્વતતા ઉપર અને પુણ્ય–પાપ–પરલોક આદિ ઉપર શ્રદ્ધા ન હોય તે ગમે તેમ કહે, પણ આપણે તો આસ્તિક! આત્માને અને પરલોક આદિને માનનારા! એટલે આપણાથી તો એમ કેમ જ કહેવાય?

**કેળવણી:**

કેળવણી એટલે શું? વક્રતા નહિ પણ કોમળતા. જેમ રોટલી વણતાં તુટી ન જાય એને બાઈ઼ઓ કેળવાયલી કણક માને, તેમ કેળવાવું એટલે સીધા, સાદા અને સરલ થવું. કેળવાતી વખતે બરાબર અંકુશમાં રહેવું પડે. યોગ્ય અંકુશ મનુષ્યને મનુષ્ય બનાવે છે.

જંગલના ઘોડા દેખાવડા, ઉંચા અને લાંબા હોય, પણ તેને લગામ વિના ગામમાં લાવે તો ઉત્પાત થાય કે બીજું કાંઈ? તેવી જ રીતિએ મનુષ્યો માટે કયો અંકુશ છે? 'હું કોણ? મારાથી શું થાય? મારે શું કરવું જોઈએ?'—એ બધાના ખ્યાલપૂર્વક જે કોઈ સાચા મહાપુરૂષ બન્યા હોય, તેમનો અંકુશ. તે અંકુશમાં રહી, જડના સંસર્ગની લાલસાથી ખસી આત્મધર્મની સન્મુખ થવું, એ શાંતિનો સાચો માર્ગ છે. સાચી કેળવણી પણ આ જ છે.

ઉપસંહાર :

તમને સમજાવવા છતાં પણ તમે જો સારાનો સ્વીકાર ન કરો અને ખોટાને ન મૂકો, તો એમાં અમને હાનિ શી? અમારે તો ઉપકારિઓની આજ્ઞા મુજબ, 'તમે અમને પૂજશો કે ગાળો દેશો'—એ વિગેરે લાલચ કે ભયનો ત્યાગ કરીને, તમને ખરાબ કરનારી જે જે વસ્તુઓ હોય, તેને શરમ વિગેરે રાખ્યા વિના કહી દેવી જોઇએ. જે સમજશે અને માનશે તેનું કલ્યાણ થશે! આમ છતાં જેનામાં વિપરીત ભાવ પ્રગટે, તેને માટે તો એ જ કે-'જેવું તેનું ભાગ્ય!' તમારામાં અંજાઈ જઈએ તો અમે અમારી ફરજથી ચૂકીએ. તમે કોણ? અર્થ-કામથી ખરડાયેલા, તેમાં આસક્ત થયેલા : તેમાંથી તમને બચાવવાનો પ્રયત્ન અમારે કરવાનો. સામો બચે કે નહિ, પણ યોગ્યતા મુજબ શુદ્ધ બુદ્ધિથી શુદ્ધ પ્રયત્ન કરનારને તો લાભ જ છે. જ્યાં સુધી અમારામાં આજ્ઞા-

નુસારિતા અને ઉપકારબુદ્ધિ હોય, ત્યાં સુધી અમે અમારી ફરજથી નથી ચૂકવાના, એ નિશ્ચિત છે. આ જીવનમાં અર્થ-કામની પ્રવૃત્તિ એ જીવનને દોષિત કરનારી છે અને વૈરવિરોધને વધારનારી છે: આથી દુનિયાના પરમ ઉપકારિઓએ એક જ કહ્યું કે-'સુખી બનવું હોય તો એવા બનો કે-તમારી કાર્યવાહીથી કોઈને પણ દુ:ખી કરનાર ન નિવડો!' આ ક્યારે બને? હિંસાદિ સર્વનો ત્યાગ થાય ત્યારે! એક વિષય-વાસનામાંથી સેંકડો દુર્ગુણો આપોઆપ પ્રગટ થાય છે. એક રાગ, એમાંથી દ્વેષ, ક્રોધ, પ્રપંચ! ક્યાં સુધી? તો કે-તેની સીમા-મર્યાદા-અવધિ નહિ! માટે તેનાથી ચોંકો, ચેતો અને થંભો! શરીરની મમતામાંથી છૂટી આત્મા તરફ ધ્યાન આપો અને આત્માના ઉદ્ધાર માટે સાચા જ્ઞાનિઓનું આ જીવનમાં શરણ સ્વીકારો, તો તમે ઘણું ઘણું મેળવ્યું એમ કહેવાય. સૌ કોઈ આ રીતિએ આત્માનુલક્ષી બનો, જડની સેવાથી પરાઙ્મુખ બનો, મૈત્રી આદિ ચાર ભાવનાઓમાં રત બનો, એના યોગે હિંસાદિના ત્યાગી બનો અને એમ વર્તી આ જીવનને સાર્થક બનાવો તેમજ નિકટના ભવિષ્યમાં મુક્તિ-સુખના ભોક્તા બનો, એજ એક શુભાભિલાષા.

  

**શ્રી જમનાદાસ માધવજી મ્હેતાના ઉદ્‌ગારો :**

પૂ. ગુરૂદેવનું પ્રસ્તુત પ્રવચન સમાપ્ત થયા બાદ, શ્રી જમનાદાસ માધવજી મ્હેતા બાર-ઍટ-લૉ.એ જણાવ્યું કે-

"મ્હારે કાંઈ બોલવાનું હોય નહિ. હું પણ તમારી જેમ સાંભળવા, શીખવા અને સમજવા આવ્યો છું. મહારાજશ્રીએ કહ્યું તેમ, સંસારની અનેક વિટંબણાઓને લીધે હું આજે મોડો આવી શક્યો છું, છતાં પણ એક કલાક સુધી જે બોધજનક ઉપદેશ સાંભળ્યો છે, તે વિદ્વાનોને પણ કબૂલ કરાવનાર છે. હજુ પણ વ્યાખ્યાન આગળ ચાલત તો હું ન થાકત. જેઓએ આ વ્યાખ્યાન સાંભળવા માટે 'નિમંત્રણ-પત્રિકાઓ' કાઢી છે અને હજારોને જ્ઞાનામૃતનું પાન કરાવીને તૃપ્ત કર્યા છે, તેઓને હું ધન્યવાદ આપું છું. આવો ઉપદેશ સાંભળવો, એ જીંદગીનો એક અજબ લ્હાવો છે. હું જો કે એક રાજદ્વારી છું, ફીલોસોફીને બહુ સમજતો નથી, છતાં જે સમજ્યો છું, તે પરથી હું કહીશ કે–આ ભાષણ આગળ ચાલ્યું હોત, તો વિશેષ લાભ થાત."

અત્રે કેટલીક બીજી પણ પ્રાસંગિક વાતો ઉચ્ચાર્યા બાદ, આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે—

"હાલમાં હું અપ્ટન સીંકલેર, જે આ વીસમી સદીના આગેવાન નવલકથાકાર છે, તેની નૉવેલ વાંચું છું. તેમાં એ મજૂરનાં અમેરીકામાં ખૂન થયેલાં તેનું ચિત્ર આપ્યું છે. તે ચિત્રનો જે ઉદ્દેશ છે અને આ ભાષણનો જે ઉદ્દેશ છે, તેની હું ૦। કલાકથી સરખામણી કરી રહ્યો હતો. પૂર્વના જ્ઞાનિઓ અને આ વીસમી સદીના જ્ઞાનિઓ શીખવે છે, તેમાં શું ફેર છે? બન્નેની ભાવનાઓમાં–' વર્તમાન સ્થિતિ અનિષ્ટકારક છે '–એવો અભિપ્રાય છે. ' તેને સુધારી વધારે સુખ થાય '–એવી ઇચ્છા છે: પણ વિશેષતા એ છે કે–વીસમી સદીના લેખકોનો ઉદ્દેશ એ છે કે–શ્રીમંતો અને બધા સરખા થાય: એક સુખી અને નવાણુ દુઃખી છે, તે સોયે સો સુખી થાય: એક લહેર કરે

છે તેમ સોયે સો લહેર કરે !' પણ ભવિષ્યમાં આત્માનું શું થાય, એનો આ નવલકથાનાં ત્રણસો ચુંવોતેર પાનાંમાં ક્યાંય ઉલ્લેખ નથી. આ નવલકથાકાર બહુ નામાંકિત છે. એનાથી આગળ વધેલા લેખકો થોડા છે, પણ બધાની સ્ટાઇલ અને ભાવના વૈભવનો ભાગ બધાને અપાવાની છે. અહીં તેનાથી કાંઇક જૂદી જ ભાવનાનું શ્રવણ કર્યું છે. મહારાજશ્રીએ તો પોતાની ફરજ બજાવી. આપણે ટાઇમના અભાવને લઈને વધુ શ્રવણ ન કરી શકયા તેમાં નુકશાન આપણુને જ છે. મ્હારા ટાઇમમાંથી આજે એક કલાકનો ભોગ આપીને હું અહીં આવ્યો-તે બહુ યોગ્ય કર્યું છે, એમ મને લાગ્યું છે અને મારા હૃદયને અત્યંત શાંતિ થઈ છે."

  



# જીવનસાર્થકતા

: સભા બોલાવનાર :

ધી યંગમૅન્સ જૈન સોસાયટી, મુંબઈ

: સભાસ્થલ :

ટાઉન હૉલ.........કોટ.........મુંબઇ

: દિવસ :

રવિવાર, તારીખ ૨૯ : સપ્ટેમ્બર : ૧૯૨૯



આપણું કિંમતી જીવન:

આ દુનિયાના સર્વ કોઈ તત્ત્વજ્ઞાની પુરૂષોએ એકી અવાજે જે જીવનની મહત્તા સ્વીકારી છે અને જગતની સન્મુખ જે જીવનની મહત્તા ઘણા જોરશોરથી ગાઇ છે, તે માનવજીવનની પ્રાપ્તિ આપણને થઈ ચૂકી છે: છતાં તેની સાર્થકતા જો ન સાધી શકાય, તો એ મળેલી વસ્તુને આપણે સમજી ન શક્યા–તેની પીછાન ન કરી શક્યા એમ કહેવાય: અને એમ બને, તો તે આપણી મોટામાં મોટી કમનશિબી ગણાય. જ્ઞાનિપુરૂષોએ જે જીવનની પ્રશંસા કરી છે, તે જીવન દ્વારા આપણે સારૂં કાંઈ જ

મેળવી શકીએ નહિ અને જે મેળવીએ તે એવું મેળવીએ કે જેથી આવા જીવનની પુનઃ પ્રાપ્તિ ઘણા કાલે પણ થવી મુશ્કેલ બને, એ ઇચ્છવાયોગ્ય નથી જ. આ જીવન કેવી રીતિએ સાર્થક બને, તે વિષે તમને કાંઈક વિચારતા બનાવવાનો આજના વ્યાખ્યાનનો મૂખ્ય હેતુ છે. જે જન્મે છે તે અવશ્ય મરે છે. સંસારના સર્વ પ્રાણી માટે જન્મ લેવો અને મરણ પામવું, તે જન્મ-મરણની દૃષ્ટિએ સરખું જ છે. પશુઓ અને પંખીઓ આદિ પણ જન્મે છે, અમૂક કાળ જીવે છે અને મરે છે. આપણું જીવન પણ એ રીતિએ પસાર થઈ જાય, તો તે આપણી સમજશક્તિની અપેક્ષાએ તો ઘણું જ શરમાવનારૂં ગણી શકાય. આવી ઉત્તમ સામગ્રીવાળું જીવન મળ્યું છે, તો તે કેમ સફળ થાય, તેનો દરેક આત્માએ જરૂર વિચાર કરવો જોઇએ. જો આપણને તેવી ચિંતા ન હોય, તો કહેવું જોઈએ કે-'આપણે આ માનવજીવનની કિંમત સમજી શક્યા નથી.' આ જીવન માત્ર ખાનપાન અને મોજશોખમાં પસાર કરવા માટે નથી. આ કિંમતી જીવનને કેવળ રંગરાગમાં અને બાહ્ય સુખોમાં રાચતા રહેવા દ્વારા આપણે જો પાયમાલ કરી નાખીએ, તો માનવજીવન પામ્યા-નહિ પામ્યા એ બન્ને સરખા જેવું છે. એમેય બને કે-આ જીવનના ભોગે આપણે જે નુકશાનને પામીએ, તે આ જીવનના અભાવે ન પણ પમાય. દુનિયામાં જ્યાં ને ત્યાં મનુષ્યકર્ત્તવ્યનો વિચાર થાય છે, પણ પશુકર્ત્તવ્ય કે દેવકર્ત્તવ્યનો વિચાર કોઈ કરતું નથી: આ વાત દરેકે વિચારવા જેવી છે. જો નહિ વિચારાય, તો

જ્ઞાનિઓએ વખાણેલી જીંદગી પણ, આપણે માટે તો કિંમત વિનાની જ બની જશે. આથી આપણો આજનો પ્રયાસ માનવકર્ત્તવ્યની દિશા ઓળખવા માટેનો છે.

**મનુષ્યજીવનનો મુદ્રાલેખ :**

આજે જે કાર્યવાહી ચાલી રહી છે, તેથી જૂદી જ કાર્યવાહી મનુષ્યોની હોવી જોઇએ, એમ સંસારના પરમ અનુભવી, સમર્થ જ્ઞાની અને જગતના સાચા હિતૈષી મહાપુરૂષોનું કહેવું છે: અને તે જ વસ્તુ કહેવાને હું અહીં આવ્યો છું. મારૂં કહેવું કદાચ ઘણાઓને નવાઇ-ભરેલું પણ લાગશે: કારણ કે–દુનિયાના તુચ્છ પદાર્થોમાં ઘણાઓ એવા લીન થઈ ગયેલા છે કે–તેમને એ સિવાયની બીજી વસ્તુના વિચારો કરવાને ફુરસદ પણ નથી. પરંતુ જે વસ્તુના યોગે આ કિંમતી જીવનની સાર્થકતા સધાવી શક્ય છે, તે વિષેનું જ્ઞાનિપુરૂષોની આજ્ઞા મુજબનું કથન અવશ્ય સાંભળી લેવું જોઈએ: અને તે વિષે અત્રે જ નહિ, પરન્તુ ઘેર ગયા પછી પણ વિચાર કરવો જોઈએ. વિચારને અંતે જો એમ જ લાગે કે–'આપણે હાલમાં જે કરીએ છીએ તે ઠીક જ છે'–તો જૂદી વાત, પણ જો એમ લાગે કે–'જે કરીએ છીએ તેના કરતાં જૂદું જ કરવા જેવું છે'–તો તે પ્રમાણે અવશ્ય સુધારો કરવો જોઈએ. એ વિચાર કરવા જેવી વાત છે કે–'જે કાર્યવાહી કરીએ છીએ તે જો યોગ્ય ગણાતી હોય, તો જ્ઞાનિજનોએ આ જીવનની આટલી બધી પ્રશંસા શા માટે કરી?' પશુજીવન કરતાં માનવજીવનને ઉચ્ચ ગણી

તેનાં વખાણ કરવામાં આવે છે, તેનો હેતુ શો? પશુ પણ માનવની માફક શક્તિ-સામગ્રી આદિ મુજબ ખાય છે, પીએ છે, તડકેથી છાંયે જાય છે, ભોગો ભોગવે છે અને પોતાનાં બાળબચ્ચાંનું પાલન આદિ પણ કરે છે! જો એ જ કાર્યોમાં માનવજીવનની સફળતા ગણાતી હોત, તો આપણે પશુ કરતાં ઉત્તમ કોટિમાં ન આવી શકત. આથી સિદ્ધ થાય છે કે-'માણસને ઉચ્ચ કોટિના બનવા માટે કોઈ જૂદી જ કાર્યવાહીની જરૂર છે.' ખરો માનવ તે, કે જે વિચાર કર્યા વિના એક પણ પગલું ન ભરે. "મારી ક્રિયા અને મારી પ્રવૃત્તિથી બીજાને હાનિ પહોંચવી ન જોઈએ"-એ મનુષ્યજીવનનો મુદ્રાલેખ હોવો જોઇએ. જે બીજાનું રક્ષણ કરે તે ઉચ્ચ કહેવાય. રક્ષણ ન થાય તો પણ બીજાને તકલીફ પડે તેવું કામ તો તેનાથી ન જ થવું જોઈએ. પોતાના સુખ માટે બીજાને દુઃખ ઉત્પન્ન કરવાનું જે ઇચ્છે, તે મનુષ્ય માનવકોટિમાં રહી શકતો નથી. જે મનુષ્ય અનેકનું રક્ષણ અને પાલન કરીને ઉચ્ચ કોટિનો ગણાવાને લાયક બની શકે છે, તે જ મનુષ્ય જો વિવેકહીન બને-મર્યાદા છોડે, તો પશુ કે પશુ કરતાં પણ અધમ ગણાવાને લાયક બની જાય છે: અને એ અધમતાના યોગે તે પોતાના આત્માને માટે તેમજ બીજા પણ ઘણા જીવોને માટે ઘણું જ કારમું પરિણામ લાવનારો પણ નિવડે છે.

**નીતિ, પાપભીરૂતા અને ઇન્દ્રિયનિગ્રહ:**

જીવનની સાર્થકતા માટે જેમ અનેક વસ્તુઓ જ્ઞાનિ-

જનોએ બતાવી છે, તેમ નીતિ આદિ ત્રણ વસ્તુઓને પણ આવશ્યક જણાવી છે. એ વસ્તુઓ તે–નીતિ, પાપભીરૂતા અને ઇન્દ્રિયનિગ્રહ છે. નીતિ ઉપર મનુષ્યજીવનની સાર્થકતાનો પાયો રહેલો છે : નીતિમાં દ્રઢ રહેવા માટે પાપભીરૂતાની જરૂર છે અને પાપની ક્રિયામાંથી બચવા માટે ઇંદ્રિયો ઉપર કાબુ હોવો એ જરૂરી છે. જો આ ત્રણ વસ્તુઓ જીવનમાં એકતાર બની જાય, તો જીવન ઉચ્ચ કોટિનું બને અને સર્વને નમસ્કરણીય થાય. ઇંદ્રિયનિગ્રહ માટે મનઃશુદ્ધિની પણ જરૂર છે. જે જીવનમાં નીતિ પરિણત થઈ જાય છે, તેનાથી સઘળા પ્રપંચ વેગળા રહે છે. નીતિ, એ જીવનનો પાયો છે. માણસ ગમે તે અવસ્થામાં હોય, પણ તેણે પોતાના જીવન માટે જે કલ્યાણનો માર્ગ નક્કી કર્યો હોય, તે માર્ગને વળગી રહેવાની શક્તિ નીતિની આધીનતામાં રહેલી છે. નીતિ જીવનને મર્યાદિત બનાવે છે. સુનીતિવાનથી કોઇને હાનિ પહોંચતી નથી. સારી વસ્તુનો ઉપયોગ દુન્યવી સ્વાર્થ માટે ન થવો જોઈએ. દુન્યવી સ્વાર્થ માટે નીતિનો ઉપયોગ કરનાર, નીતિમાંથી ક્યારે લપસી પડે તે કહી શકાય નહિ. કોઇનું પણ બૂરૂં ન થાય, એ નીતિવાને જોવાનું છે. નીતિ એટલે હૃદયની નિખાલસવૃત્તિથી કાર્ય કરવાની રીતિ, એમ પણ કહી શકાય. નીતિના અનેક અર્થો થઇ શકે. વચન એક, પ્રવૃત્તિ એક અને વિચાર એક, તે પણ નીતિ છે. વિચારમાં કાંઇ અને વર્તનમાં ઇરાદાપૂર્વક જૂદું, તે નીતિમાં ન ચાલે. હૃદયમાં હોય તે જ હિતકર રીતિએ વચનમાં આવવું જોઇએ : અને

તે જ પ્રમાણે વર્તવાનો સ્વપરહિતના ખ્યાલપૂર્વકનો શક્ય પ્રયત્ન હોવો જોઈએ.

**શિષ્ટપુરૂષોની સલાહ ધર્મમાં પણ સ્વીકારો!**

દરેકે દરેક વ્યક્તિ જો પોતપોતાના વિચારોને મૂખ્ય કરીને કાર્ય કર્યે જાય, તો તો દુનિયાનો વ્યવહાર પણ ચાલે નહિ. દરેક આદમી જો પોતપોતાના જ વિચારો પ્રમાણે ચાલવાનો આગ્રહ રાખે, તો દુનિયામાં એક મોટી અવ્યવસ્થા ઉભી થાય. તરંગી વિચાર કરનાર આદમીનું તરંગીપણું ક્યાં ચાલે? ઘરમાં, બજારમાં કે વ્યાપારમાં નહિ ચાલે. ચાલે ક્યાં? એની હાની કે નુકશાનીની પોતાના ઉપર અસર ન થતી હોય ત્યાં! પોતાના જીવનની જરૂરી અને હિતકર ચીજોમાં નહિ!! આજની દુનિયાની એક ચીજ માટે એવી માન્યતા ઘડાઇ છે કે–'એ ચીજ અમે કરીએ તોય ચાલે અને ન કરીએ તો પણ ચાલે! અમને ફાવે અને રૂચે તો કરીએ! એ ચીજ કરવી અગર માનવી, એ અમારી મુખત્યારીની વાત છે.' તેવાઓને વ્યવહારમાં બધું કરવું પડે છે, પણ એક ચીજ એવી છે કે–ત્યાં ગમે તે આદમી, ગમે તે વખતે, ગમે તેમ કહે: પણ તે જ ચીજમાં આત્માનો નિસ્તાર રહેલો છે. તેમાં જ સર્વ સુખોની સાધનાના માર્ગોનો ખજાનો છે. જીવનની સાર્થકતાની ચાવી પણ તેમાં જ રહેલી છે. આવી ચીજમાં જ આજ્ઞા યા બંધન નહિ, એ આજની વિષમ મનોદશા છે! તે ચીજ તે સદ્ધર્મ છે. ખરી રીતિએ તો, ધર્મ આત્મિક સુખ પ્રાપ્ત કરવાને માટે જરૂરનો

છે, એના પ્રત્યે વધુમાં વધુ આદરભાવ હોવો જોઈએ! પરન્તુ–' આત્માના ઉદય માટે તેની જરૂર છે '–એમ જ્યાં સુધી હૈયામાં વસ્યું નથી અને એથી જ મનુષ્ય તેની અવગણના કરે છે. મનુષ્ય પોતે જરૂરી માનેલી બધી વાતમાં પોતાની શક્તિ અને સામગ્રી મુજબ પરીક્ષા કરે છે, વિચાર કરે છે અને શિષ્ટપુરૂષોને શરણે થાય છે. જે જે પ્રવૃત્તિમાં જે જે કુશળ હોય, તેને અત્યારે શિષ્ટ તરીકે ઓળખો. જે વસ્તુની કિંમત મનાઈ છે, જેના વિના આજીવિકા–પોતાનો વ્યવહાર નહિ ચાલે એટલી શ્રદ્ધા યા વિશ્વાસ છે, તેના માટે મનુષ્ય તે તે વસ્તુઓના કુશળ પુરૂષોને શરણે થાય છે. માત્ર ધર્મની જ વાતમાં લગભગ બધા એમ કહે છે કે–' ધર્મ એ આત્માની વસ્તુ છે અને એને માટે આત્મા ફાવે તેમ કરે. ' તેવાઓને હું પૂછું છું કે–' તમારો આત્મા અલ્પજ્ઞ છે યા સર્વજ્ઞ છે? ' સૌને કબૂલ કરવું જ પડશે કે–' વર્તમાનમાં દરેકનો આત્મા સર્વજ્ઞ નથી પરન્તુ અલ્પજ્ઞ છે. ' જો ' અલ્પજ્ઞ છે '–એ વાત કબૂલ છે, તો પછી અલ્પજ્ઞો માટે સર્વજ્ઞનું શરણ સ્વીકારવું–એજ હિતકારક માર્ગ છે, એમ પણ કબૂલ રાખવું જ જોઇએ : કારણ કે–જ્યાં સુધી સંપૂર્ણ જ્ઞાન ન હોય, ત્યાં સુધી પોતાના વિચારને વળગી રહેવામાં ભયંકર જોખમ છે. આથી સ્પષ્ટ છે કે–જેમ દરેક કાર્યમાં શિષ્ટપુરૂષોની સલાહનો સ્વીકાર કરો છો, તેમ અહીં પણ, આત્માના કલ્યાણની વાતમાં પણ, શ્રી સર્વજ્ઞની અને એ તારકની આજ્ઞાને અનુસરતા સાચા શિષ્ટપુરૂષોની સલાહનો સ્વીકાર કરો. એમ કરશો

તો જ માનવજીવનની વાસ્તવિક સાર્થકતા સાધી શકાશે.

**સાપ કરતાં પણ પાપ વધારે ભયંકર છે :**

આ રીતિએ શિષ્ટપુરૂષોનું શરણુ સ્વીકારાય, તો નીતિ આદિનું પણ સાચું સ્વરૂપ સમજાયા વિના રહે નહિ. નીતિ પરઘાતક અને કેવળ સ્વાર્થસાધક ન જોઇએ : એ તો સ્વપરનું કલ્યાણ કરનાર જોઇએ. સ્વપરનું કલ્યાણ કરનારી નીતિને ટકાવવા–મજબૂત બનાવવા માટે પાપભીરૂ બની, પાપથી બચવા ખાતર સર્વસ્વનો ત્યાગ કરનાર થવું જોઈએ : સર્વસ્વનો ત્યાગ કરવાનું સામર્થ્ય ન હોય, તો બની શકે તેટલા વધુ પ્રમાણમાં ત્યાગી બનવું જોઇએ : પણ હૃદયમાં પાપને મૂળમાંથી તજવાની મજબૂત ભાવના તો હોવી જ જોઇએ. પાપથી ભીરૂ બનેલા આત્માને અનીતિ કરતાં સેંકડો વિચારો આવશે. અનીતિ ન થઈ જાય, તેને માટે તે કાળજી રાખનાર બનશે. પાપનો ડર રોમે રામ વસવો જોઇએ. નીતિને પાળનાર પાપથી અવશ્ય પાછો હઠે. કિંમતીમાં કિંમતી–પર્વદિવસે પહેરવાની–ઘણા દિવસથી સાચવી રાખેલી મૂલ્યવાન પાઘડી પહેરીને તમે જતા હો, આસપાસ કાદવકીચ્ચડ હોય અને કોઈ બૂમ પાડે કે–' પાઘડીમાં સાપ છે '–તો તમે શું કરો ? પાઘડી કાઢીને ફેંકી દો, કારણ કે–' સાપ એટલે જીવલેણ જંતુ '–એમ તમે સમજો છો અને માનો છો ! તમને એ વખતે પાઘડી ફેંકી દેતાં, આસપાસના કાદવકીચ્ચડનો વિચાર આવે કે ? નહિ જ : ઉલ્ટું તમે ઘેર જઇને વિચાર કરો કે–' પાઘડી બગડી ગઈ તો કાંઈ

નહિ, પણ જીવતો ઘેર આવ્યો એ જ બસ છે!' પાપ તો સાપથી ય ભયંકર છે: કારણ કે–સાપના ડંસનો અન્ત છેવટમાં છેવટ જીન્દગીના અન્ત સાથે તો આવી જ જાય, જ્યારે પાપનો અંશ અનેક ભવો સુધી પણ બરબાદ કરે. છતાં પાપનો ડર કેટલો? તમને સાપના જેટલી પણ પાપની ભીતિ લાગતી હોય, તો હિંસા વધે કે ઘટે? જૂઠ, ચોરી, વ્યભિચાર અને લોભ વધે કે ઘટે? આજના ઘણાઓનું જીવન એવું બની ગયું છે કે–' વાત–વાતમાં જૂઠું બોલાય છે અને જરા–જરામાં ચોરી થાય છે.' મોટી ચોરીની આ વાત છે. આમ થાય છે, એનું કારણ શું? એ જ કે–' પાપની ભીતિ રહી નથી.' સાચા મહર્ષિઓ કહી ગયા છે કે–' પરને પીડા થતી અટકાવવા માટે પોતે પોતાના પૌદ્ગલિક સુખને જતું કરતાં જરાય ખંચકાવું નહિ.' સામા આત્માને તકલીફ આપવાથી આપણા આત્માને શાંતિ થાય, એવી સ્વપ્ને પણ આશા રાખતા નહિ. આમ છતાં પણ જેટલો સાપનો અને કાંટાનો ભય છે, તેટલો પણ પાપનો ભય નથી! શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થતાં પ્રાયઃ તરત જ વૈદ્યાદિને ત્યાં દોડી જવાય છે. શરીર માટે કેટલી કાળજી? પાપથી બચવા માટે આટલી કાળજી છે કે? સાપ વધારે હેરાન કરે છે કે પાપ? સાપ કરતાં પાપ તો કેઇ ગુણી વધારે હેરાનગતિ કરનાર છે. સાપ કરડે અને ઝેર ચઢતાં મૃત્યુ થાય, તોય તેનાથી માત્ર આ ભવનો જ નાશ થાય છે: જ્યારે ભયંકર પાપો તો ભવોના ભવો સુધી પણ આત્માને દુઃખ દેનાર બને છે.

પાપનો ડર, એ તો ગુણની જડ છે. પાપના ડર વિનાનો ગુણી હોતો નથી અને પાપના ડરવાળો સર્વથા ગુણ-રહિત હોતો નથી. પાપથી નહિ ડરનારો માત્ર પોતાનું જ બગાડતો નથી, પણ બીજા પણ અનેકોનું બગાડે છે. જ્યાં સુધી આત્મા પાપથી ડરનાર ન બને, ત્યાં સુધી એના હાથે કોઇનું વાસ્તવિક ભલું થાય, એવી આશા રાખવી એ પણ વ્યર્થ જ છે. જેને પાપનો, અનાચારનો ભય નથી, તે સામાનું વાસ્તવિક ભલું કયી રીતિએ કરી શકે ? પાપરસિક તો કોઇના ભલાનો દેખાવ કરીને પણ, પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે બીજાના ભૂંડામાં જ રાચનારો હોય છે. એનાથી તો સામાનું જેટલું ભૂંડું ન થાય તેટલું સારૂં, એમ જ માનવું પડે.

**ઇન્દ્રિયોની આધીનતા એ જ પાપની જડ :**

નીતિને ભાંગી નાખનાર જેમ પાપ છે, તેમ પાપને જીવનમાં લાવનાર ઇંદ્રિયોની આધીનતા છે. પાપ શા માટે કરવું પડે છે ? સુંદર પ્રકારના શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ મેળવવા માટે ! આંખને સુંદર જોવાનું જોઇએ છે, કાનને સુંદર અવાજ સાંભળવો છે, નાકને સુંદર ગંધ જોઈએ છે, જીભને સુંદર રસ જોઇએ છે અને સ્પર્શનેન્દ્રિયને સુંદર સ્પર્શ જોઇએ છે ! ! આ જ પાપનું મૂળ છે. પાપ કરાવનાર આ પાંચેય ઇંદ્રિયોની આધી-નતા છે. બધી ઇન્દ્રિયોની પોષક રસના ઇંદ્રિય છે. બધી ઇંદ્રિયોને મજબૂત કરી બહેકાવી મૂકનાર રસના એટલે જીભ છે. રસના ખાનપાન અને ભક્ષ્યાભક્ષ્યનો

વિવેક ભૂલાવે છે. તેને સ્વચ્છન્દપોષક સામગ્રીઓ આપી, એટલે બધી ઇંદ્રિયો હેવાન બની જાય છે. આ ઇંદ્રિયો જેટલી છૂટી, તેટલી પાપની પરાયણતા અધિક. બધી ઇંદ્રિયોએ જ્યાં મનગમતી વસ્તુઓ ઉપર ત્રાપ મારવા માંડી, ત્યાં પાપની ભીતિ ન રહે : અને પાપની ભીતિ ન રહે એટલે નીતિ પણ ન રહે. ઇંદ્રિયો જેટલું માગે તેટલું આપીએ, તો જીવન સુખ રૂપ બની જાય, એમ? જમીને ઘેર જઈ ને સુખી કોણ થાય ? ઉત્તમમાં ઉત્તમ ચીજો ભાણામાં આવી જાય, તે જમીનેય સુખ કોણ ભોગવી શકે ? રસના ઉપર કાબુ રાખી શકે તે ! રસના ઇંદ્રિયને આધીન બનેલ આત્મા પટકાયા વગર ન રહે. જે કાબુ ગુમાવીને ખાય, તે ઘેર જઈને સુખે સુઇ શકતો પણ નથી : કારણ કે—તેને અકળામણ થાય છે અને અનેક પ્રકારના વ્યાધિઓ પણ થાય છે. વ્યાધિ થયા પછી પણ ઘણા માણસો પાટલે બેસતી વખતે પાછા કાબુ ગુમાવી બેસે છે. ઇંદ્રિયોને આધીન થયા, એટલે પાપનો ભય ગયો : પાપનો ભય ગયો, એટલે નીતિ ગઇ : અને નીતિ ગઇ, એટલે મનુષ્ય મનુષ્ય રહે—એમ તમે માનો છો ? પછી તો માત્ર આકૃતિએ મનુષ્ય છે, એમ માનવાપણું રહે. પછી એનામાંથી સ્વ-પરનો, સારા-નરસાનો અને લાભદાયી યા નુકસાનકારક વસ્તુનો વિચાર નાબૂદ થાય છે. સારા-ખોટાનો વિવેક કરાવનારી વિચારશક્તિ ગઈ, તો પછી તેના જીવનમાં સારૂં રહ્યું શું ? કશું જ નહિ ! માટે સઘળાં પાપોનું મૂળ ઇંદ્રિયોની આધીનતા છે.

**મન ઉપર સંયમ રાખો :**

ઇંદ્રિયોને જીતવા માટે મનઃશુદ્ધિ સાધવી એ જરૂરી છે. કહેવાય છે કેઃ–

'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।'

છૂટું મૂકેલું મન બંધનું કારણ છે અને કાબુમાં રાખેલું મન મુક્તિનું કારણ છે. જેનું મન સ્વચ્છન્દપણે પ્રવર્તે છે, તે પાપ કરે છે અને એથી આત્માનું અકલ્યાણ કરે છે. જે મન ઉપર કાબુ મેળવે છે અને તેને શ્રી સર્વજ્ઞની આજ્ઞા મુજબ પ્રવર્તાવે છે, તે પોતાનું તથા પરનું પણ કલ્યાણ સાધી શકે છે.

**મનોનિગ્રહ વિષે સિંહનું ઉદાહરણ :**

સિંહ, એ મનુષ્ય કરતાં બળવાન અને ઘાતકી હોય છે: છતાં માણસ તેના ઉપર કાબુ મેળવી શકે છે. શાથી? પહેલાં તે તેને પાંજરામાં પૂરે છે. તે પાંજરૂં દેવદારનાં પાટીઆંનું નહિ, પણ લોખંડથી મજબૂત બનાવેલું રાખવામાં આવે છે. સિંહ આ પાંજરામાં પૂરાયા પછી ધમપછાડા કરે છે અને છૂટવાના પ્રયત્નો કરે છે. ધમપછાડા કરવા છતાંય તેનાથી છૂટાતું નથી, એટલે તે પાંજરામાં આમ–તેમ આંટા મારતો ઘુમે છે. આખરે થાકીને તે એક જગ્યાએ બેસી જાય છે. કારીગર તે પછી તેની પાસે આવીને કહે કે–" ક્યાં ગયું તારૂં બળ? દેખાડ, હોય તો!" આટલેથી ન અટકતાં તેને મારી ઉભો કરે: એમ કરતાં કરતાં ધીમે ધીમે તેનું બળ હરી

લે. કારીગર તે પછી સિંહને ખાવાનું પણ ન આપતાં ભૂખે મારે: તે પછી તેને થોડું ખાવાનું આપી, તેની પાસે અમૂક ક્રિયાઓ કરાવે. તે આવડ્યા પછી તેને બહાર કાઢે, પણ સાવધગીરી પૂરી રાખે. કામ પતી ગયા પછી તો તેને પાછો પાંજરામાં જ પૂરે: કારણ કે–આખરે તો તેની જાત જંગલી અને હિંસક જ રહી. એવા જ કારીગર બનીને સિંહની જેમ મન ઉપર આપણે અંકુશ રાખવાનો છે. મનની ઈચ્છાને આધીન આપણે થવાનું નથી, પણ તેને આપણી ઈચ્છાને આધીન બનાવવાનું છે. જે માગે તે તેને આપવાનું નથી, પણ આપણે ઈચ્છીએ તે તેને આપવાનું છે. આથી મન ઉપર સંયમની જરૂર છે. મન ઉપર કાબુ મેળવવા માટે મનને તૃષ્ણાથી દૂર રાખવું જોઇએ. મનને વશ રાખવાનો એક રસ્તો એ છે કે–સારી યા ખોટી ઈચ્છાની પરીક્ષા કરવી જોઇએ. જેટલી ખોટી ઇચ્છાઓ હોય, તેના ઉપર કાપ મૂકવો અને સારી ઈચ્છાઓનો અમલ કરવા પ્રબળ પ્રયત્ન કરવો. માત્ર સાધુઓએ જ નહિ, પણ સંસારિઓએ પણ સુખી બનવું હોય, તો મન ઉપર સંયમ રાખવો જોઇએ. સંયમ ન રખાય તો છતી સામગ્રીએ દુ:ખી થવાય. માણસે કોઇ પણ રીતિએ ખરાબ ઈચ્છાને દાબી રાખી, સારી ઇચ્છા પ્રમાણે તેને પ્રવર્ત્તાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**મનોનિગ્રહ અસાધ્ય નથી–એક દૃષ્ટાન્ત :**

જે જ્ઞાનિઓએ આ જીવનને કિંમતી કહ્યું છે, તેમણે મનને આધીન રાખવા માટેના ઉપાયો બતાવવામાં પણ

કમીના રાખી નથી. મનને કેવી રીતિએ કાબુમાં રાખી શકાય, તે સમજાવવા માટે રાજા અને શેઠના પુત્રનું એક દૃષ્ટાંત અપાય છે. અહીં એ દૃષ્ટાંત તેના ભાવમાં વાંધો ન આવે અને તમને ઝટ મૂળ આશયનો ખ્યાલ આવે એ રીતિએ કહેવાય છે.

એક સાચા ત્યાગી પુરૂષોનો ભક્ત રાજા, પોતાની રાજસભામાં રાજપુરૂષોની વચ્ચે, સાચા ત્યાગીઓની એટલે-હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ વિગેરેથી સર્વથા નિરાળા હોય, જેમ બને તેમ તેના સંસર્ગથી દૂર રહી અન્યને પણ ત્યાગના સુખનો આસ્વાદ ચખાડનારા હોય-તેઓની હંમેશાં પ્રશંસા કરતો હતો કે-“ધન્ય છે તે ત્યાગી પુરૂષોને! તેઓ જ પૂજવા લાયક, માનવા લાયક અને શરણું લેવા લાયક છે! તે ત્યાગી આત્માઓ પોતાના મનને, ઇંદ્રિયોને વશ કરીને હજારો આત્માઓને સન્માર્ગે યોજી રહ્યા છે.”

એક શેઠનો દીકરો, કે જે મોજીલી રીતિએ પોતાનું જીવન પસાર કરતો હતો, તેને આ વાત રૂચતી ન હતી. તે એમ જ માનતો અને બોલતો હતો કે-‘મન કાબુમાં રહે એ વાત જ ખોટી છે: મન જેવી ચંચળ, ક્ષણે ક્ષણે પરિવર્તન પામતી વસ્તુને કાબુમાં રાખવી, તે તદ્દન અસંભવિત વસ્તુ છે.’

આની સામે રાજાનું કહેવું એ હતું કે-‘તત્ત્વજ્ઞાની અર્થાત્ વસ્તુસ્વરૂપને યથાર્થપણે જાણનાર સત્ત્વશીલ મહાત્માઓ પોતાના ચિત્તને બરાબર કાબુમાં રાખી શકે છે.’

રાજાએ તે શ્રેષ્ઠિપુત્રને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરન્તુ તેણે દલીલોથી માન્યું નહિ. બીજી તરફ રાજા એ શ્રેષ્ઠિપુત્રને કોઈ પણ ઉપાયે સન્માર્ગ પમાડવા ઇચ્છતો હતો, એટલે શ્રેષ્ઠિપુત્રને મનોનિગ્રહનો ખ્યાલ આવે તે માટે રાજાએ એક યુક્તિ રચી.

રાજાએ તે શેઠના દીકરાની સાથે પોતાના એક વિશ્વાસુ પુરૂષને ગાઢ મિત્રાચારીમાં યોજ્યો. જ્યારે તે બન્નેને પરિપૂર્ણ પ્રેમ બંધાઈ ગયો, ત્યારે રાજાએ પોતાના નામથી અંકિત થયેલી મુદ્રિકા આપીને તે રાજપુરૂષને સમજાવ્યું કે–' શેઠના દીકરાના અલંકારોની સાથે એ જાણે નહિ તેવી રીતિએ આ મુદ્રિકા મૂકી દેવી.'

પેલાએ તેમ કર્યા પછી રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે– ' મારા નામથી અંકિત થયેલી મુદ્રિકા ગુમ થઈ છે: તે જેને મળી હોય તેણે તૂર્ત આપી જવી : આટલી જાહેરાત કરવા છતાં પણ જો કોઇ નહિ આપી જાય અને ઘરમાંથી નીકળશે, તો તેને મૃત્યુની શિક્ષા દેવામાં આવશે.'

પણ ખબર આપે કોણ? રાજાના નોકરોએ આખર નગરની જડતી લેવાનું નક્કી કર્યું અને રાજાની આજ્ઞા મુજબ પેલા શેઠના ઘરેથી જ તેની શરૂઆત કરી. શેઠના દીકરાના અલંકારના ડબ્બામાંથી એ મુદ્રિકા હાથમાં આવી. રાજ્યનાં માણસો કહે છે કે–' આ શું?' શેઠનો દીકરો આશ્ચર્યચકિત થઇ ગયો : ' હું કાંઇ જ જાણતો નથી, મેં ચોરી કરી નથી.'–એમ કહેવા લાગ્યો : પણ એનું કહ્યું સાંભળે કોણ? તેને પકડીને કેદ કરવામાં આવ્યો.

પછી પેલો મિત્ર બનેલો રાજપુરૂષ તે શ્રેષ્ઠિપુત્ર પાસે આવ્યો. શ્રેષ્ઠિપુત્રે તેને આજીજી કરી રાજાને સમજાવવા કહ્યું.

પેલાએ કહ્યું કે-"બીજું તો નહિ, પણ મૃત્યુ શિવાયની ગમે તે શિક્ષા કરવાને હું રાજાને સમજાવીશ."

શ્રેષ્ઠિપુત્રે કહ્યું-"એટલું થાય તોય ઘણું છે!"

રાજાએ કહ્યું કે-"કાના વિનાના પિત્તળના વાડકામાં ઠેઠ કાંઠા સુધી, જરા પણ ખાલી ન રહે તેમ તેલ ભરીને, તેમાંથી એક પણ ટીપું નીચે પડે નહિ એ રીતિએ તે વાડકો હાથમાં લઈ, આખા નગરમાં ફરીને શ્રેષ્ઠિપુત્ર જો રાજસભામાં રજૂ કરે, તો તેને છોડવામાં આવે: અન્યથા, મૃત્યુદંડની શિક્ષા થશે."

શેઠના દીકરાએ જોયું કે-જીવતા રહેવાનો બીજો કોઈ ઉપાય નથી, એટલે એણે તે પ્રમાણે કરવાની પણ તૈયારી બતાવી.

તે દિવસે રાજાએ આખા ય નગરને સુંદર રીતિએ શણગારાવ્યું. જ્યાં ને ત્યાં ગાન-તાન-નાચ-દેખાવ-રૂપ-રંગ વિગેરેની એવી યોજના કરવામાં આવી કે-યોગિને પણ પોતાનું ચિત્ત અચલાયમાન રાખવું મુશ્કેલ થઈ પડે! આવી રીતિએ જ્યાં પાંચેય ઈદ્રિયોના વિષયોની સામગ્રી ભરપૂર બનાવવામાં આવી હતી, ત્યાં કોઈ પણ જગ્યાએ દૃષ્ટિ નહિ ફેરવતાં અને કોઈ પણ શબ્દ તરફ ધ્યાન નહિ આપતાં, એક હાથમાંના કટોરા ઉપર જ ધ્યાન રાખી, આખા નગરમાં ભમીને તે શેઠનો દીકરો એક પણ છાંટો નીચે પડવા દીધા વિના-જેવો ભરેલો

હતો તેવો ને તેવો જ તેલનો કટોરો હાથમાં લઈને રાજસભામાં હાજર થયો.

રાજાએ પૂછ્યું કે-"તેં નગરમાં શું જોયું? તારૂં મન આટલું બધું તને આધીન કેમ રહી શક્યું?"

મરણની સજાથી-બચી જવાના યોગે આનંદમાં આવી ગયેલા તે શ્રેષ્ઠિપુત્રે કહ્યું કે-"મન આધીન ન રહે તો જાય ક્યાં? મને ખાત્રી હતી કે-જરાયે મન ખસ્યું તો મોટી આપત્તિ છે! મરણના ભયના યોગે અને જીવનને સાચવવાની ઇચ્છાના પ્રતાપે, મારા મનને મેં જરા પણ ખસવા દીધું નથી!"

હવે રાજા તેને પોતાની સાચી વાતનો ખ્યાલ આપતાં કહે છે કે-"જ્યારે માત્ર એક જ મરણની ભીતિથી તારા મનને આટલા બધા આનંદના-વિષય-સુખોના પ્રસંગોની વચ્ચે પણ તું વશ રાખી શક્યો, ત્યારે જે તત્ત્વજ્ઞાની-સમજદાર પુરૂષો, એક વખતના જ મરણને નહિ, પરન્તુ ભવિષ્યનાં પણ અનંતાં મરણોને જોઇ શકતા હોય, તેઓનું મન દુનિયાના સંયોગોથી લોભાય ખરૂં?"

શેઠનો દીકરો હવે વસ્તુસ્વરૂપ સમજી જવાથી પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતાં બેઉ હાથ જોડીને કહે છે કે-"આપના જેવી ઉપકારબુદ્ધિ જગતમાં જોઇ નથી. મને આ કારીગરીથી ન સમજાવ્યો હોત, તો આપ અને ગુરૂઓ ગમે તેટલી મહેનત કરત, તો પણ તરંગી એવો હું, એક પણ વાતને માનત નહિ. આપના જેવા જગતમાં મારા કોઈ પણ ઉપકારી નથી."

### અંતિમ સદ્બોધ

મનની શુદ્ધિ–મનની શાંતિ ત્યારે જ આવે, કે જ્યારે ભવિષ્યની ચિંતા આત્મામાં જાગૃત થાય અને વિવેકપૂર્વકનો આગળ–પાછળનો વિચાર કરનારા બનાય.

[ [1]આ વખતે બહારના ઘોંઘાટથી સભામાં પણ કેટલીક ગરબડ થવા પામી હતી. આથી પૂ. મહારાજશ્રીએ તેને અંગે જણાવ્યું કે–]

તાજ્જુબીનો વિષય છે કે–મકાન બાંધેલું છે, અંદર કોઈ જાતના ભય જેવું નથી, છતાં પણ જીવનને માટે–જીવનના કલ્યાણને માટે સાંભળવાની આવી ઉત્તમમાં ઉત્તમ તક મળી હોય, ત્યારે પણ, મનની ચંચળ સ્થિતિને લઇને આમ અશાંતિ થાય છે. આ કેટલી દુઃખદ અવસ્થા છે? શું આ મનનો સંયમ છે? એટલો પણ કાબૂ ન રાખી શકાય, તો ચિત્તની ચંચળવૃત્તિથી કયું કાર્ય સિદ્ધ થશે? આ સ્થિતિએ તો દુનિયાનું કામ પણ ન સાધી શકાય, તો આત્માનું કેવી રીતિએ સાધી શકશો? જ્યારે સ્થિર ચિત્તે સાંભળવાની તમારી શક્તિ

---

૧–પૂ. મહારાજશ્રી આત્મિક વિચારોનો પ્રચાર કરે, તે પ્રત્યે અણગમો ધરાવતા કેટલાક જડવાદી સુધારક ગણાતા તોફાનીઓએ, આજની સભાને તોડી પાડવાનો ઘણો પ્રયાસ કર્યો હતો અને ધાંધલ મચાવ્યું હતું : પણ આ સભામાં લગભગ દશ હજાર સ્ત્રીપુરૂષોએ પૂ. મહારાજશ્રીનું વ્યાખ્યાન સાંભળવાનો લાભ લીધો હતો. જૈન સમાજમાં સુધારક તરીકે ઓળખાતો વર્ગ કયી મનોદશા ધરાવનારો છે, તે પણ આ વ્યાખ્યાન ઉપરથી વાંચકો કલ્પી શકશે. તે વર્ગથી આવા સુન્દર વિચારોનો પ્રચાર પણ ખમી શકાતો નથી, એ બહુજ દુઃખદ બીના છે.

—પ્રકાશક.

પણ હું નથી જોતો, ત્યારે તે ઉપર વિચારવાની અને તદનુસાર વર્તન કરવાની આશા તો કેમ જ રાખી શકાય ? આવા સામાન્ય પ્રસંગથી મુંઝાઈ જવામાં આવે તે શોભાસ્પદ નથી. ચિત્તની ચંચળતાનો ત્યાગ કરીને, જે કાંઈ ઉત્તમ વિચારો મળી શકતા હોય, તેને ગ્રહણ કરવામાં સાવધ બનવું જોઈએ.

**[ આ વખતે સભામાં શાંતિ પ્રસરી ગઇ હતી અને એથી ચાલુ વિષયને અંગે અન્તિમ સદ્બોધ આપતાં પૂ. મહારાજશ્રીએ જણાવ્યું હતું કે-]**

જીવનની સાર્થકતા માટે મનના તરંગો, મનસ્વી ઇચ્છાઓ અને અયોગ્ય તૃષ્ણાઓને દબાવી દેવી જોઇએ. પાંચે ઈંદ્રિયો, કે જે વિષયોની વાસનામાં લીન થઈ ગઈ છે, તેને અંકુશમાં લેવી જોઈએ. એને અંગે જે પાપ થઈ રહ્યું છે, તેનાથી બચી આ જીવનને સુંદર બનાવવું જોઈએ. તેમ કરવાથી જૂઠ, ચોરી, અનાચાર અને લોભને વશ પડી, કોઇ પણ પ્રાણિને દુ:ખી કરવામાંથી બચી શકશો અને એવી જાતિની ઉત્તમ નીતિને જીવનમાં ઉતારશો, તો આ લોકમાં ઉંચામાં ઉંચી કોટિની ઉત્તમ આત્મશાંતિ અનુભવી, જ્યાં જશો–જ્યાં જવું પડશે ત્યાં પણ અનુકૂળ સ્થિતિ અને સામગ્રી પ્રાપ્ત કરી, ઉન્નતગામી બની, આધિ-વ્યાધિ અને ઉપાધિમાંથી છૂટી, જે જાતિના સુખની ઇચ્છા–ચાહના છે, તે મેળવી શકશો ! ગણત્રીના ભવોમાં તે મેળવવા જેવી સ્થિતિ આ જીવનમાં તમે પ્રાપ્ત કરો, તો જ તમારૂં આ જીવન સાર્થક થયું એમ કહેવાય.

❦ ❦ ❦

**પ્રૉફેસર મન્જુલાલ જમનાલાલ દવે :**

પૂ. મહારાજશ્રીનું વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ, મુંબઇની ધી વીલસન કૉલેજના ફ્રેન્ચ ભાષાના પ્રૉફેસર ડૉ. મંજુલાલ જમનાલાલ દવેએ સભાને જણાવ્યું હતું કે-

"લગભગ દોઢ કલાક થયાં આપણા ઉપર એક જાતની અમૃતની વૃષ્ટિ વર્ષી રહી હતી. મહારાજશ્રીનાં એકે એક વચનો જાણે અમૃતનાં બિંદુઓ હોય તેમ લાગતાં હતાં. આપણા સર્વનું કલ્યાણ ઇચ્છવું, એજ એક ભાવના આજના વ્યાખ્યાનમાં દેખાઈ આવે છે. આજના વ્યાખ્યાનમાં કોઇને પણ શંકા રહેવા પામે તેમ નથી. મહારાજશ્રીએ આપણને કેવળ સર્વમાન્ય ધર્મ શિવાય બીજું કાંઈ કહ્યું નથી. ચાહે હિન્દુ યા મુસલમાન, જૈન યા જૈનેતર હોય, તે સર્વને ગ્રહણ કરવા લાયક આજનું વ્યાખ્યાન છે. તેમણે નીતિની જે ભાવના રજૂ કરી છે, તે સર્વ ધર્મવાળાને માન્ય હોવી જ જોઇએ. નાનીસુની પણ નીતિ વિના કોઈ પણ માણસ જીવનની સાર્થકતા ભાગ્યે જ સાધી શકશે. પૂર્વ કે પશ્ચિમ-હરકોઈ સ્થળે નીતિના પાયા વધારે સુદૃઢ કરાતા જાય છે. નીતિ વિનાની બુદ્ધિનો પાયો બીલ્કુલ ટકી શકવાનો નથી. મહારાજશ્રીએ બહુ જ ગંભીર શબ્દોમાં કૃપા વરસાવીને જે સદ્‌બોધનાં વચનો કહ્યાં છે, તે સર્વ શબ્દોને જો આપણે આપણા જીવનમાં ગુંથીશું, તો આપણું જીવન વધારે ઉચ્ચ અને દીવ્ય બનાવી શકીશું."

  



# આત્મશુદ્ધિ

: સભા બોલાવનાર :

શ્રી કચ્છી દશા ઓસવાલ જૈન સ્વયંસેવક મંડલ . . . . . . . . . મુંબઈ

: સભાસ્થલ :

મસ્જીદબંદરના પુલ નીચે, કલાઈવરોડ ઉપરનું વિશાળ ચોગાન . . મુંબઈ

: દિવસ :

શુક્રવાર, તારીખ ૧ : ડીસેમ્બર : ૧૯૩૯



## સાધનને સાધ્ય ન માનો!

દુનિયાના સઘળા પ્રાણિઓ શરીરાદિ બાહ્ય પદાર્થોની શુદ્ધિના ઉપાયો યોજવામાં કમીના રાખતા નથી. મોટા પ્રાણિઓથી માંડીને નાનામાં નાના જંતુઓ સુધીના જીવો પણ બાહ્ય સાધનો મેળવવા માટે જેટલું બને તેટલું કરી લેવામાં, કોઇ પણ જાતિની ખામી આવવા દેતા નથી. શરીરની રક્ષા માટે આ જગતમાં કોણ પ્રયત્ન કરતું નથી? જે જંતુઓને આપણે તદ્દન ક્ષુદ્ર જંતુઓ માનીએ, તે જંતુઓ પણ પોતાના શરીરની રક્ષા માટે અનેક જાતિના પ્રયત્નો કર્યા વિના રહેતા નથી, એ

આપણને અનુભવસિદ્ધ છે. પરન્તુ કલ્યાણમાર્ગથી સુપરિચિત ઉત્તમ આત્માઓએ, આત્મશુદ્ધિના માર્ગે જ પ્રયત્નશીલ બનવાનું, જગતના જીવોને ઉપદેશ્યું છે. શરીરાદિ બાહ્ય વસ્તુઓની ગમે તેટલી સાધના કરવામાં આવે, પણ તેથી તે શરીરમાં વસી રહેલા આત્માનું શું ? એક 'નાસ્તિક દર્શન' વિના સર્વ દર્શનકારોએ શરીરથી ભિન્ન એવા આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે. સ્વરૂપવર્ણનમાં ભેદ હોવા છતાં, આત્મતત્ત્વ માનવામાં કોઈ દર્શનનો ઈન્કાર નથી. આત્મા શરીરથી ભિન્ન છે. શરીર અને આત્મા–એ જૂદી જૂદી વસ્તુઓ છે. 'શરીરના ઉદયથી આત્મશુદ્ધિ થાય છે.'–એવી માન્યતા પણ તત્ત્વજ્ઞાની પુરૂષોની નથી. તત્ત્વજ્ઞાની પુરૂષોની દૃષ્ટિએ શરીરની કિંમત સાધન શિવાય કશી જ નથી. સાધન રૂપ શરીરને સાધ્ય માની લઇ, સારીય દુનિયાના અજ્ઞાન પ્રાણિઓ પોતાના જીવનને તેની સેવામાં જ ખપાવી દે છે, એ ઉત્તમ ઉપકારી આત્માઓને ઘણું જ ડંખે છે. જે વસ્તુને નિશ્ચયપૂર્વક છોડીને જવાનું છે, રાખવા માગે તો પણ જે વસ્તુ નથી રહેવાની, તેની જ સેવામાં જે પોતાની સારીય જીંદગી વ્યતીત કરી નાખે, તેને બુદ્ધિમાન કેમ કહેવાય ? જ્ઞાનિઓએ મનુષ્યોને બુદ્ધિમાન સાથે શક્તિસંપન્ન અને વિશિષ્ટ લાયકાતવાળા પણ માન્યા છે, માટે જ એમને ઉદ્દેશીને આત્મવિષયક વાત કરી છે. બીજામાં તે જાતિની શક્તિ સાથે લાયકાત નથી. આમ છતાં, મનુષ્યો પણ જો કેવળ બાહ્ય પદાર્થોમાં જ લીન થઈ જાય અને તેમાં જ જીવનને યથેચ્છપણે ગુમાવી દે, તો

એ બહુ જ ભયંકર કહેવાય. માનવજીવન ઘણી મુશીબતે મળ્યું છે, એમ કોણ નથી માનતું ? અમૂક કાળે એ નષ્ટ થવાનું છે, એમ પણ કોણ નથી જાણતું ? આમ છતાં પણ, આવું મુશીબતે મળેલું અને અમૂક કાળે નષ્ટ થનારૂં આ જીવન નિષ્ફળ ન ચાલી જાય, તેને માટે તમે શું કરો છો ? આજના સારા સારા ગણાતા માણસો પાસે પણ, તેમની મોટાઇ માટે પાંચ–પચીસ લાખ રૂપીયા, સારી પેઢીઓ અને મોટી લાગવગો વિગેરે જ છે : એ શિવાય, એમની નોંધપોથીમાંથી પ્રાયઃ બીજું કાંઈ એવું મળે નહિ, કે જે એમના આત્માને ઉજાળનાર હોય. આ દશા ઉત્તમ કોટિના મનુષ્યપણાને એળે ગુમાવવા જેવી છે. લાભને બદલે નાશને નોંતરવાનો જ આ ધંધો છે.

માણસાઈ કેળવો :

જ્ઞાનિઓએ મનુષ્યપણાને દુર્લભ કહ્યું છે અને મનુષ્યજીવનને બીજા ભવોનાં જીવનો કરતાં શ્રેષ્ઠ ફરમાવ્યું છે : પણ તે કયી દૃષ્ટિએ,—એ ખાસ વિચારવા જેવું છે. આકૃતિએ તો મનુષ્યો ઘણા છે, પણ માણસાઇથી મનુષ્યો બહુ થોડા છે. આત્મશુદ્ધિનો પહેલામાં પહેલો ઉપાય માણસાઈ કેળવવી એ છે. એક માણસાઇ આવી જશે, તો બાકીના બધા ઉપાયો સહેલાઇથી આવીને ઉભા રહેશે. એ માણસાઇની જ પહેલાં ખામી છે. મનુષ્ય એટલે સર્વ પ્રાણિઓમાં ઉંચી કોટિનો આત્મા ! એના તરફથી જગત કયી આશા રાખે ? ઘરના માલીક પાસેથી ઘરનાં માણસો શી ઇચ્છા રાખે ? ‘ અમારૂં હોય તે પડાવી લે, એનું

હોય તે આપે નહિ, અમારી પાસે સેવા કરાવે અને સમય આવ્યે અમારી ખબર પણ ન લે'–એવી ઈચ્છા આશ્રિતોની હોય ખરી ? નહિ જ. તેજ રીતિએ, મનુષ્ય, એ સૌથી ઉંચામાં ઉંચી કક્ષાનો આત્મા છે : એની પાસેથી નાનામાં નાનો પણ આત્મા માગે શું ? રક્ષણ કે ભક્ષણ ? રક્ષણ જ ! પણ રક્ષણ કોણ કરી શકે ? સ્વાર્થી કે પરમાર્થી ? માણુસાઈ વિના પરમાર્થવૃત્તિ આવે, એમ માનો છો ? દેખાવના જ મનુષ્ય માત્રથી જો દુનિયાનું ભલું થતું હોત, તો જ્ઞાનિઓ માણુસાઇની આ કિંમત ન આંકત ! એવા પણ મનુષ્યો હોય છે, કે જેઓને પશુની અને રાક્ષસ આદિની પણ ઉપમાઓ આપવામાં આવે છે : એવા પણ માણુસો હોય છે, કે જેને જોતાં જ ત્રાસ થાય : એનો સહવાસ ન થાય તો સારૂં, એવું થઇ આવે. માણુસ તો ઘણાએ જન્મે છે અને મરે છે : માણુસોની ખોટ કોઇ દિ' પડવાની નથી : છતાં મનુષ્યપણાને જે ઉંચું કહેવામાં આવે છે, તે શાથી ? તેનામાં રહેલી માણુસાઇથી જ. ઉત્તમ પ્રકારની સામગ્રીએ સહિત મેળવેલ મનુષ્યજીવન દ્વારા, આત્મા, જો ધારે તો દુશ્મનનું પણ ભલું કરી શકે : પણ જે મિત્રનુંય ભલું ન કરે તે દુશ્મનનું શું કરે ? કેવળ બાહ્ય પદાર્થોની જ સેવામાં પડેલો બીજાનું ભલું કરી શકે ? શરીરશુદ્ધિના સઘળા ઉપાયો ચાલુ હોય : સ્નાન કરે, મોઢું સાફ કરે, સારાં કપડાં પહેરે, તેલ લગાવે : એ શાની શુદ્ધિ છે ? મેલે શરીરે–મેલે કપડે–કપડાં રીતસર પહેર્યાં વિના બહાર ન નીકળાય, ત્યાં ઢંગ બરાબર જોઇએ, એ અંતરંગ શુદ્ધિ

છે કે બાહ્ય શુદ્ધિ ? આ રીતિએ કેવલ બાહ્ય શુદ્ધિમાં જ શ્રેય માની, જેઓ બાહ્યથી જ રૂપાળા રહેતા હોય અને અન્તરના મલને કાઢવાની દરકાર ન હોય, તેઓ આત્મશુદ્ધિ કરી શકશે ? નહિ જ. પણ માંહી શું છે, એ આજે જોવું છે કોને ? દુનિયાની દૃષ્ટિ આજે કેવળ બાહ્ય તરફ વળેલી છે. આપણે તેને બીજે રસ્તે વાળવી છે. અમૂક કાર્ય કરાવવું છે એ નિશ્ચિત છે : પરન્તુ એ કાર્યનું સૂચન કરવાને હજુ વાર છે : કારણ કે–જેને દાતાર બનાવવો હોય, એનામાંથી પારકાનું ઝૂંટવી લેવાની વૃત્તિને પહેલાં જ કઢાવવી જોઈએ. જ્ઞાનિઓ કહે છે કે–દાતાર ભલે મોડો બને, પણ પારકાનું ઝૂંટવી લેવાની વૃત્તિ તો પહેલી જ જવી જોઇએ : કારણ કે–જે દાતાર નથી બન્યો તે બહુ નુકશાન નહિ કરે, માત્ર તેના દાનથી જે લાભ થવાનો તે નહિ થાય, પણ જેનામાં લૂંટવાની વૃત્તિ છે, તે તો બીજાઓને પણ હાનિ જ કરવાનો છે ! માણુસ દાતાર ન હોય તો ચાલે, ત્યાગ ન કરી શકે તો તેય નભે, પણ ગુણના પ્રતિપક્ષી દુર્ગુણો આવી પડ્યા છે, તેનું શું થાય ? જેઓ આત્માને ભૂલી શરીરની જ ચિંતામાં પડ્યા છે, 'મારૂં શું ?'–એ સ્વપ્ને પણ જેઓને યાદ ન આવતું હોય, તેને તારવાનો રસ્તો છે ? શરીરની સેવામાં પડેલા–આત્માને ભૂલી ગયેલા, મનુષ્યપણું પામવા છતાં–ઉચ્ચ સ્થાનની પ્રાપ્ત કર્યા છતાં, જગતને લાભ રૂપ નહિ થતાં, શ્રાપ રૂપ થાય છે. શક્તિહીન કરતાં શક્તિસંપન્ન, જો પોતાની શક્તિને યોગ્ય માર્ગે ન વાળે તો, વધારે ભયંકર નિવડે છે !

પોતાની શક્તિને સન્માર્ગે ન વાળે, તો શક્તિહીન કરતાં શક્તિવાળાઓ પોતાને માટે અને જગતને માટે પણ ઘણા જ ભયંકર નિવડે, એ સ્વાભાવિક છે. જેના જ્ઞાનમાં ત્યાગ નથી, જે જ્ઞાનિને ત્યાગ વરેલો નથી, તેવા જ્ઞાની અજ્ઞાની કરતાં ભયંકર છે. શક્તિ આવી તે કામ તો કરશે, કામ કર્યા વિના રહેવાની નથી, એટલે તેની પાસેથી જો યોગ્ય કામ લેવાનો પ્રયત્ન કરવામાં નહિ આવે, તો જરૂર તે ઊંધું કામ તો કરવાની જ. આપણને મનુષ્યજીવન રૂપી ઉંચામાં ઉંચી વસ્તુ મળી છે, તેથી આપણે પુણ્યવાન તો ખરા. શક્તિ અને સામગ્રી તો મળી: હવે આપણે ભયંકર છીએ કે મનોહર છીએ, એ વિચારવાનું છે. મનુષ્ય બન્યા એથી જ મલકાવાનું નથી. પશુ કરતાં મનુષ્ય થયા, એટલા માત્રથી જ રાજી થવાનું નથી. રાજી તો ત્યારે જ થવાય, કે જ્યારે સાચી માણસાઈ આવી જાય! દુનિયાની સરકાર પણ પશુઓ માટે કાયદા કરતી નથી. પશુ માથું મારે તો ફરીયાદ ન ચાલે: તમે ઠોંસો મારો તો ચાલે. કારણ? એજ કે-તમને માણુસ માન્યા. દુનિયાની સરકાર પણ તમારો હોદ્દો ઉંચો ગણે છે: વધારે યોગ્યતા સમજીને માણુસો માટે જ સરકારે કાયદો કર્યો છે. પશુને અક્કલ વિનાનાં માન્યાં, એથી એ માથું મારે તો પણ એની ફરીયાદ ન સાંભળે. કાયદા કરનારે માન્યું કે-પશુ એ અજ્ઞાન છે. મનુષ્યમાં જ્ઞાન આવ્યું, તેથી એની યોગ્યતા વધી અને જવાબદારી પણ વધી. જંગલનું શિકારી હિંસક જાનવર દુનિયાનો જેટલો સંહાર ન

કરે, તેટલો સંહાર, કારમો હિંસક બનેલો એક માનવી કરે. સંખ્યાબંધ હિંસક પ્રાણિઓને ભેળાં કરવામાં આવે તોય, એ જેટલું નુકશાન ન કરે, તેટલું નુકશાન દુનિયામાં અધમ બનેલો એક માનવી પણ કરે : કારણ કે-મનુષ્ય જેવી યોજનાપૂર્વક સંહાર કરી શકે છે, તેવી યોજનાપૂર્વક સંહાર કરવાની પશુમાં બુદ્ધિ કે શક્તિ નથી. મનુષ્યમાં બુદ્ધિ અને શક્તિ આવી, એટલે એ ઉંધો થાય તો પરિણામ ભયંકર. એક આત્માને એક શક્તિ દેતાં પહેલાં તેનામાં યોગ્યતા કેળવવી જોઈએ. કુપાત્રે પડેલી શક્તિ વિનાશ કરશે. પુણ્યયોગે માનવ-ભવ મળ્યો છે. મનુષ્યજન્મમાં દીવ્ય શક્તિથી પણ વધી જાય તેવી શક્તિ વડે વિનાશક બનવું છે કે રક્ષક? સામગ્રીસંપન્ન બન્યા પછી હવે જગતના નાશક બનવું કે રક્ષક બનવું, તે તમારા હાથમાં છે. આજ-કાલ એવું બન્યું છે કે-“ અમે કોણ ? ”-એ ભાવના પ્રધાન થઈ છે. તમે ગમે તે હો, પણ-“ તમે કર્યું શું ? ”-એ અમારૂં પૂછવું છે. આજે આ અગત્યની વાતને જ કોઇ પૂછતું નથી. આજે ‘હું’કારનો કારમો વાયુ વાયો છે, પણ એ વાયુના વમળમાં ઘેરાએલા રહેવાથી લાભ નથી અને હાનિ સુનિશ્ચિત છે. આથી જ, તમારી જાતને ભાગ્યવાન માનવા પહેલાં-મોટામાં મોટી, સારામાં સારી અને ઉંચામાં ઉંચી માનતાં પહેલાં, એવા પણ તમે શું કરી રહ્યા છો, એનો વિચાર કરો. ‘હું કોણ ?’-એવો અહંકારદ્યોતક પ્રશ્ન ન પૂછો : પણ-‘ મેં શું કર્યું ? ’-એ આત્માને પૂછો. એ શિવાય આત્મશુદ્ધિ સધાશે નહિ !

**રક્ષણની ભાવનામાં માણસાઈ છે :**

જો તમે શેઠ કહેવાતા હો ને તમારાં કાર્યો શ્રેષ્ઠ ન હોય, તો શેઠ ન કહેવડાવજો : કોઇ કહે તે ઘડી નીચું ઘાલો અને એમ કહો કે-'તમે કહો છો તે જાતિની યોગ્યતા મારામાં નથી.' આપણે અમૂક જાતિની શક્તિ અને સામગ્રી પામ્યા, તે મહાન પુણ્યનો ઉદય સૂચવે છે. એમાં કોઇ ના પાડી શકે એમ નથી : મળ્યું એમાં કોઈ જાતિની શંકાને સ્થાન નથી : પણ તે મળેલું સાર્થક કરવાની લાયકાત કેળવી શકીએ નહિ, ત્યાં સુધી મળેલું નિરર્થક છે. જે માણસાઈ વિનાનો મનુષ્યભવ નકામો છે, તે માણસાઈ કહેવી કોને? બીજી બધી જાતિની કેળવણી હ્યો, તો પણ તે સાચી માણસાઇ લાવી શકતી નથી. એ શિક્ષણ જૂદું છે. આડી-અવળી ચોપડીઓ વાંચવાથી તે આવી જતું નથી. જગતના જીવ માત્રનું પોતા તરફથી રક્ષણ કરવાની ઉંચામાં ઉંચી ભાવના, એનું નામ માણસાઇ. અમલ ન થાય તો પણ વિચારણા તો એ ચાલવી જ જોઈએ. એક જ વિચાર કરવામાં આવે કે-'માનવજીવન પામ્યા છીએ, તો અમારા નિમિત્તે-અમારા પ્રયત્નથી-અમારા દ્વારા કોઇની પણ હાનિ ન થાય એ રૂપ રક્ષણ કેમ થાય?'-તો માણસાઇને વિકાસ પામતાં વાર ન લાગે. બીજાનું રક્ષણ કરવાની ભાવના આવી, તેમાં પોતાના રક્ષણની વાત તો આવી જ ગઇ. સાચી રક્ષણબુદ્ધિ આત્મહિતાવલંબી જ હોય છે અને એથી તે દ્વારા આત્માને નિયમા લાભ થાય છે. જે

રક્ષણબુદ્ધિ આત્માને માટે હાનિકર હોય, તેને જ્ઞાનિઓ સાચી રક્ષણબુદ્ધિ કહેતા જ નથી. રક્ષણની ભાવના અને રક્ષણની કાર્યવાહી, એ સઘળુંય આત્મિક કલ્યાણની દૃષ્ટિવાળું હોવું જોઈએ. પ્રશંસા માટે કે મોટાઇ અંકાવવા માટે દાતાર બનેલાને લૂંટ ચલાવતાં વાર નહિ લાગે : જ્યારે સામાનું ભલું કરવા દાતાર બનેલાથી કોઈ દિવસ પણ લૂંટ ચલાવાશે નહિ. દાતાર સાચો તે, કે જે અનીતિથી એક પાઈ પણ તીજોરીમાં મૂકવાની ભાવના ન રાખે. ' રોજ પાંચ ઘર ફાડું અને રોજ સેંકડોનું દાન દઉં '—એવું કોઈ કહે, તો તમે એને દાતાર માનો ? એવા દાતારની પ્રશંસા કરવા તમે તૈયાર છો ? દાનધર્મની આરાધના કરવા ચોરી કરવામાં વાંધો ખરો કે નહિ ? એવા દાતારથી તો તમે પણ ડરો છો : કારણ કે—' આજે પાડોશીનું ઘર ફાડશે, તો કાલે મારૂં પણ ફાડશે. '—એમ તમે પણ માનો છો. એવાની હયાતિ હોય, એમાં દુનિયાનું શું શ્રેય છે ? એથી એવાઓને મારી નાખવા કે રંજાડવા, એમ માનશો નહિ. એમનાય ભલાની જ ભાવના રાખવાની. એમને ય ચોર મીટાવી સજ્જન બનાવવાનો પ્રયત્ન કરવાનો. અહીં તો વાત એટલી જ છે કે—એવા પણ ઘરફાડુઓથી દુનિયાનું કયું શ્રેય સધાવાનું ? કોઇ એમ કહે કે—' ખરાબ કામ કર્યું, પણ હેતુ કયો ? ' પણ—' દાનના સારા હેતુથી ખરાબ કામ કરવામાં હરકત શું ? '—એમ માનશો, તો સારાં કામો રહી જશે અને દુનિયામાં ખોટાં કામોનું સામ્રાજ્ય ફેલાશે. ધર્મ નિમિત્તે ચોરી વિગેરે કરવાની છૂટ આપીને, રાજ્ય જો

પોલીસને ઉઠાવી લે, તો આજે તમારા બધાનાં જીવનો જોખમમાં મૂકાઈ જાય અને જ્યાં જાવ ત્યાં લાશો દેખાય.

**શઠ છતાં શેઠ લખાવનાર ઘણા :**

'ધર્મના નામે આજે ત્યાગની જે વાતો ચાલે છે, તે બીનજરૂરી છે'–આ જાતિની ભાવના આજે ઠામ–ઠામ ફેલાવવામાં આવે છે. 'વીસમી સદીમાં ત્યાગની વાત કરવી તે બેવકુફી છે! તેની જરૂર શું?'–આમ કહેનારાઓને, સાચા ઉપકારિઓની આજ્ઞા સમજાવવા માટે હું કહું છું કે–'જેણે સુખપૂર્વક જીવવું હોય, તેણે ત્યાગની ભાવનાને હૃદયમાં ઘાલ્યા શિવાય છૂટકો જ નથી!' આ સમય પૂર્વના કાળ કરતાં ભયંકર છે. પૂર્વે ધર્મનાં જે બંધનો હતાં, તેના કરતાં અત્યારે કેઈ ગુણાં વધારવાની જરૂર છે: કારણ કે–દાંભિકતાનું જોર વધતું જાય છે. આજે શઠ છતાં શેઠ લખાવનાર બહુ છે: માણસાઇ ન છતાં માણસ તરીકે બહાર આવવા ઘણા રાજી છે: ઉદારતા વિના દાનવીરનો ઇલ્કાબ લેવાવાળા ઘણા છે: 'આવે ઉગમણે અને ભાગે આથમણે'–એવાઓ પણ શૂરવીરનો ઇલ્કાબ લટકાવી ખૂશીથી ફરી શકે છે: તીજોરી તળીચાંઝાટક હોય છતાં લાલચોળ પાઘડી પહેરીને આજે ઘણાઓ મોટરમાં ફરી શકે છે. પૂર્વે પાસે હોય તેમાંથી પણ થોડું રાખીને જ વેપાર કરતા, જ્યારે આજે પાંચ ઉપર પચાસનો વેપાર થાય છે: કારણ કે–ભાવના જૂદી છે: આવે તો ઠીક છે અને જાય તો પાઘડી ફેરવવી છે, આ એક મનોવૃત્તિ જાગી છે. એવા પાસે આત્મશુદ્ધિના ઉપાયો

મૂકવા, એ પણ બહુ જોખમભર્યું છે. પોતાના દોષોને છૂપાવવાને માટે, આત્મશુદ્ધિના ઉપાયોને પણ કલંકિત કરતાં, એવાઓ વાર ન કરે.

**ભવિષ્યનો વિચાર કરો !**

મનુષ્યજન્મ પામેલાઓની જોખમદારી મોટી છે. જન્મીને ભોગ ભોગવવામાં લીન બની, આત્માને પાપથી ભારે બનાવીને મરવા જ જન્મ્યા હો, તો મારે કાંઇ કહેવાનું નથી. ખાઈ લીધું, પીઇ લીધું, પહેરી લીધું, ભોગવી લીધું, મોજ મારી લીધી, એ ખરૂં–પણ પરિણામે શું ? મરવાનું નક્કી છે, તો મરીને જશો ક્યાં ? પરલોકને તો માનો છો ને ? ક્યાંકથી આવ્યા છો અને ક્યાંક જશો, એ તો નક્કી છે ને ? એનો વિચાર કરી લીધો છે ? બહારગામ જવું હોય તો બધો વિચાર કરો છો : ખાવા–પીવાનું અને બીજી પણ સામગ્રી સાથે લઇ લો છો. એકથી બીજા ગામ સુધી જવું તેમાં આટલી સામગ્રી અને તૈયારી કરાય છે : અને–'મરીને ક્યાં જવું છે ?' તે પછી કયી દશામાં ક્યાં જઈને પડવું પડશે ?, ત્યાં કોઈ આડતીયો સામો લેવા આવશે કે કેમ ?'–આટલોય વિચાર ન કરાય, તો એ કમ મૂઢતા છે ? એવાને માણસ કેમ કહેવાય ? દુનિયાના અનુભવી, ડાહ્યાડમરા અને બુદ્ધિના નિધાન ગણાતા એવા તમે–'મારે ક્યાં જવું છે ?'–તેનો ય વિચાર કર્યો નથી, તો તમને શું કહેવું ? આ વિચાર મનુષ્ય જેવાને ન આવે, એ શું કહેવાય ? 'આગળ કોણે જોયું છે ? થવાનું હશે તે થશે !'–આવું

બોલનારા, ખરેખર, પોતાની બુદ્ધિનું લીલામ કરે છે. અત્યારે છે તે પૂર્વનું ભોગવો છો, એ તો તમે બધા માનો છો ને ? તમારા કરતાં અધિક શક્તિવાળા કેઈ રખડે છે. એનો કોઇ ભાવ પણ પૂછતું નથી અને તમે નિર્બળ છતાં તમારી સેવા કરનારા ઘણા છે, એનું કારણ ? કહો કે–એ પૂર્વની શુભ કે અશુભ કરણીનો પ્રતાપ છે. તમે નિર્બળ છતાં તમારી સેવા કરનારા ઘણા, એ તમારી પૂર્વની શુભ કરણીનો પ્રતાપ અને સબળ પણ સામગ્રી ન પામે એ તેમની પૂર્વની અશુભ કરણીનો પ્રતાપ ! આ સમજીને મનુષ્ય માત્રે ભવિષ્યનો વિચાર કરવો જોઇએ. ભવિષ્યના વિવેકમય વિચારપૂર્વક વર્તન કરવું, એજ બુદ્ધિનો વાસ્તવિક સદુપયોગ છે. પોતાને પ્રાપ્ત થએલી બુદ્ધિનો જે સારો ઉપયોગ ન કરે, તેનો હું તો શું પણ પરમાત્મકોટિના આત્માઓ પણ ઉદ્ધાર કરવાને અસમર્થ છે. કાં તો અજ્ઞાની સારો, કાં તો જ્ઞાની સારો, પણ વચ્ચેનો ત્રિશંકુ જેવો દોઢડાહ્યો તો બહુ ખોટો. એક કવિએ કહ્યું છે કે:—

" अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं, ब्रह्माऽपि नरं न रंजयति ॥१॥ "

અર્થાત્–' અજ્ઞાની સુખપૂર્વક આરાધવા યોગ્ય છે અને વિશેષ જાણનારો અતિ સુખપૂર્વક આરાધવા યોગ્ય છે, પણ જ્ઞાનના લેશથી દુર્વિદગ્ધ બનેલા માણસને બ્રહ્મા પણ નથી રીઝવી શકતા ! ' અજ્ઞાનિમાં એક ગુણ છે કે–તેને જેમ વાળો તેમ વળે : જ્ઞાનિમાં પણ એ ગુણ

છે કે-તે ઝટ વસ્તુને સમજી જાય : પરંતુ ન જ્ઞાની હોય ને ન પોતાને અજ્ઞાની માને, એનો ઉદય કોણ કરે ? કોઈ નહિ. આપણને સૌ સારા કહે એ ગમે છે, પણ સારા થવાની કરણી ન હોય, તો શાસ્ત્ર કહે છે કે-જેવા હોઇએ તેવા કહે એથી નારાજ ન થવું, એ મજેનું છે.

**ધર્મભાવના જાગૃત કેમ થાય ?**

સૌથી પહેલાં એ નિશ્ચય કરવો જોઇએ કે-' જે માણસાઈની જરૂર છે, તે આપણામાં આવી છે કે નહિ ? ' એ આવી જાય તો બીજા જે ગુણો લાવવા છે, તેને માટે ઝાઝી મહેનત નહિ કરવી પડે. જમીન યોગ્ય હશે, તો તેને બીજ અને પાણી મળવાથી પાક થઈ જશે : તેવી જ રીતિએ એક માણસાઇ રૂપ ગુણ આવી જશે, તો બીજા ગુણો આપોઆપ આવવા માંડશે : કારણ કે-જેનામાં માણસાઈ પ્રગટી છે, તે સ્વપરહિતકારક પ્રયત્નથી પર રહી શકવાનો નથી. આથી, પહેલાં-' મનુષ્યભવને પામેલા આત્માએ શું કરવું જોઇએ ? '-તે જાતિના વિચારમાં સુનિશ્ચિત બની જવું જોઇએ. મનુષ્ય પરમાર્થ વૃત્તિવાળો નહિ હોય તો ચાલશે, પણ કેવલ સ્વાર્થી નહિ ચાલે : ઉંચી નીતિપૂર્વક ચાલનારો નહિ હોય તો નભશે, પણ અનીતિની વૃત્તિવાળો તો નહિ જ નભે : ઉપકાર ન કરે એ જૂદી વાત છે, પણ અપકારની વૃત્તિ તો નહિ જ હોવી જોઈએ ! રોજ સવારે ઉઠીને આત્માને પૂછો કે-' મેં કર્યું શું ? કરવા લાયક શું ? ખોટા આડમ્બર માટે, મોટાઈ માટે મેં કેટલું કર્યું અને મારા

આત્માના ભલા ખાતર કેટલું કર્યું ? હું કોણ ? હું એ આ દેહ કે આત્મા ?' પરન્તુ એને બદલે તમે 'હું કોણ ?'–એ અહંકારમાં ન પૂછો ! ચોર પણ પોતાની જાત માટે શાહુકાર શબ્દ લખાવે છે. પોતાની સ્થિતિ જેવા સ્વરૂપે હોય તેવા સ્વરૂપે પીછાનીએ, એ પહેલામાં પહેલો ગુણ છે. એ ગુણ આવશે, તો જ શરીરની સેવા ઉપર અંકુશ આવશે. જીંદગી સુધી શરીરને થાબડી થાબડીને મરી જઇએ, એટલે મોક્ષ મળી જશે–એમ માનો છો ? પૂર્વના ઋષિ–મહર્ષિયોએ તપશ્ચર્યા કરી, એ એક જાતિનું ગાંડપણ હશે, કેમ ? તપ–જપની વાતો વાહીયાત છે ? નહિ જ. આજે ધર્મ જેવી વસ્તુ લગભગ ભૂંસાતી જાય છે : ધર્મના વિચારો ગૃહસ્થનાં કુળોમાંથી નાશ પામતા જાય છે : ધર્મના વિચારો અને ધર્મની ભાવના દિવસે દિવસે ઘસાતી જાય છે : કારણ કે–ઉત્તમ પ્રકારની માન્યતાઓ નષ્ટ થતી જાય છે. પરન્તુ કોઇ પણ રીતિએ એને જાગૃત કર્યા વિના છૂટકો નથી. વાસ્તવિક ધર્મભાવના ત્યારે જ જાગૃત થાય, કે જ્યારે માણસો આત્માના હિતાહિતનો વિચાર કરનારા બને. આત્માના હિતાહિતનો જેનામાં વિચાર નથી, તે સાચી આત્મશુદ્ધિ સાધી શકે એ શકય જ નથી : અને આત્મશુદ્ધિ સાધ્યા વિના કિંમતી એવા પણ માનવજીવનની પ્રાપ્તિ, રાખમાં ઘી રેડયા જેવી જ નિવડવાની, એ ચોક્કસ છે !

**ધર્મવૃત્તિ નાબૂદ કેમ થઇ ?**

શરીરશુદ્ધિ માટે–શરીરમાં રહેલા રોગ વિગેરેને

કહાવવાને માટે કેટલા પ્રયત્નો થાય છે ? બહારથી સુંદર દેખાવાને માટે જે રીતિએ પ્રયત્નો થઈ રહ્યા છે, તે જ રીતિએ અંદરનું તપાસવા માંડો. શરીરમાં જરા ગરમી ચડી આવે, એટલે આપોઆપ વૈદ્ય પાસે જવાય છે : ભૂખ લાગે કે તરત ખાવા મંડી પડો છો : પૈસા મેળવવા માટે ભણવું જોઇએ, એ કહેવું પડે તેમ નથી : મોજશોખ માટે કેમ વર્તવું, એ ખાસ શીખવવું પડે એમ નથી : એ તો શીખેલા જ છો. ધર્મગુરૂએ તો એજ શીખવવાનું છે કે–' જેટલી બહારની શુદ્ધિની દરકાર કરો છો, એટલી દરકાર આત્મશુદ્ધિની કરો ! ' કારણ કે–ફક્ત તેજ વસ્તુ તમે તમારી મેળે કરો તેમ નથી. પૈસા કોઇ પાસેથી લઇ લેવામાં, રસ્તામાં પડેલા તીજોરીમાં મૂકવામાં, પારકાના પૈસા પોતાના કરી લેવામાં, સામાની પાસેથી ચાલાકી કરી કામ કાઢી લેવામાં, તમાશ જેવાને શીખવવું પડે એમ નથી : પણ તેથી ઉલ્ટું વર્તવાનું તો શીખવવું પડે એમ છે : માટે મારે તમને દિશા ભૂલ્યા છો, એમ કહેવું જોઈએ ને ? પૌદ્ગલિક સ્વાર્થ માટે–શરીરની સેવા માટે પાપકર્મો કરતા નહિ ! '–એમ કહેવામાં હરકત છે ? ' બધું છે, એક માણસાઈ નથી : અને બંગલા, બગીચા, સાહ્યબી, કુટુંબપરિવાર, ઋદ્ધિ–સિદ્ધિ, ગાડી–ઘોડા, મોટર વિગેરે વસ્તુઓ માણસાઇ વિના એકાંતે ભયંકર છે'–એ જરાય ભૂલવા જેવું નથી ! વધારે બંગલાવાળાઓને તમે મોટા માણસ કહો છો : વ્યવહારમાં કદાચ તેને મોટા કહો તેમાં વાંધો નથી, પણ તમને તો પાછી એવા મોટા

થવાની ભાવના છે. તમારો આદર્શ અગર તમારે માટે અનુકરણ યોગ્ય માણસ કોણ? તમારે માટે, આત્મશુદ્ધિ સાધવાના આદર્શ તરીકે કોણ જોઇએ? મોંઢું ચોખ્ખું છે કે નહિ, એ જોવા માટે આરીસો કેવો જોઈએ? કાટવાળો, ધૂળ ચઢેલો કે કાજળના ચાંલ્લા ચોંટેલો? આરીસો જોવાનું પ્રયોજન એ છે કે–' સાફસુફ કર્યાં છતાં પણ એ ઝીણામાં ઝીણો ડાઘ રહી ગયો હોય, તોય તે જણાઇ આવે અને તે જણાતાં દૂર કરી શકાય.' આત્માના ડાઘ જોવાને માટે પણ સ્વચ્છ આદર્શ જોઈએ. તમારે માણસ બનવા માટે આદર્શ તરીકે બંગલા, બગીચા અને મોટરવાળા કે રાજગાદી ઉપર આરૂઢ થયેલા જોઇએ છે કે કોઇ બીજા? તમે કોને આદર્શ તરીકે સામે રાખો તો ઉછળતી વિષયની ઇચ્છાઓ અને પાપમય તૃષ્ણાઓ આપોઆપ નષ્ટ થઈ જાય? ત્યાગિને કે રાગિને? લોભિને કે સંતોષિને? લક્ષ્મીના લાલચુને કે વિરક્તને? પણ તમને આ જાતિનો વિચાર જ ક્યાં છે? તમે જીવો છો તે જીવવા માટે કે મરવાની આળસે? એટલે કે–મરવું ન ગમે તેથી? તમારા વેપાર જીંદગી માટે છે કે વેપાર માટે જીંદગી છે? પૈસા માટે તમે છો કે તમારા માટે પૈસો છે? ઘર માટે તમે છો કે તમારા માટે ઘર છે? આજે પૂછીએ કે–'ધર્મકર્મ કરો છો?' તો કહે છે કે–' સમય નથી: વેપાર એવા થઈ ગયા કે લાચાર છીએ: ઉંઘ પણ સીધી નથી આવતી.' શાથી? ધર્મ રહ્યો તેથી કે ગયો તેથી? માણસાઈ ખીલી એથી કે પશુતા ખીલી એથી? આજે ધર્મવૃત્તિ નષ્ટ થઈ છે, એટલે આદર્શરૂપ કોણ

હોઈ શકે તેનો ય ખ્યાલ રહ્યો નથી અને એથી સાચા ત્યાગિઓ ઉપર રાગ જન્મતો નથી. ધર્મવૃત્તિ નાબૂદ થવાનું કારણ આત્મા સંબંધી વિચારનો અભાવ અને પુદ્ગલ અથવા તો કહો કે–જડ ઉપર અતિ ભાવ એજ છે! આત્માનો ખ્યાલ હોય તો આત્મહિતનો ખ્યાલ આવે ને? અને આત્મહિતનો ખ્યાલ આવે તો ધર્મવૃત્તિ પ્રગટે ને? આમ જ્યાં મૂળમાં જ વાંધો હોય, ત્યાં આગળ વાત શી રીતિએ થાય?

**સર્વ કળાનું મૂળ ધર્મકળા છે!**

આત્મશુદ્ધિનો વિચાર અને એની વાત કરતાં પહેલાં, આત્માનો ખ્યાલ પેદા કરવો જોઈએ. એ ન હોય ત્યાં શું થાય? તમારે જો કોઇ પણ રીતિએ તમારો અને તમારી પાછળવાળાઓનો ઉદ્ધાર કરવો હોય, તો પ્રથમ માણસાઇ કેળવવી પડશે. તે આવી ગયા બાદ–'હું જગતનો રક્ષક છું પણ ભક્ષક નથી, સહાયક છું પણ નાશક નથી ને પરમાર્થ કરવા બંધાયેલો છું'–એ નક્કી થશે. આગળના વખતમાં સઘળી કળા ભણીને આવેલા માટે પણ, ધર્મકળા ભણે નહિ ત્યાં સુધી બધી કળાઓ નકામી ગણાતી. એક ધર્મકળા વિના બધી કળાઓ, એક વિવેક વિનાના બધા ગુણો હોય તેવી છે. શરીરે રૂડા–રૂપાળો હોય, પણ એક નાક નથી, તેમ ધર્મકળા વિનાની બધી કળાઓ છે. બધું જાણે, પણ–'આત્મા શું અને આત્મસુખનાં સાધન કયાં?'–એ ન જાણે, ત્યાં સુધી બધું જાણેલું નિષ્ફળ છે. ધર્મકળા ઉપર સઘળી કળાની

સફળતા અવલમ્બી રહેલી છે. તે વિના બધી નિષ્ફળ છે. આજે જે ધાંધલ કે ઘોંઘાટ થઈ રહેલ છે, તેનું મોટામાં મોટું કારણ કોઈ પણ હોય, તો તે બીજું કોઇ નહિ, પણ કેવળ ધર્મના શિક્ષણનો અભાવ છે. મોટા ડીગ્રીધર બન્યા, પદવી મેળવી, પણ ધાર્મિક શિક્ષણ ન મેળવ્યું, પુણ્ય-પાપ આદિ તત્ત્વોને ન જાણ્યાં, હેય-ઉપાદેયને ન સમજ્યા, ત્યાં સુધી ઉદય થઇ શકવાનો નથી.

**ચાર વસ્તુઓ ખીલવવાની જરૂર :**

જે મનુષ્ય આત્માની શુદ્ધિ કરવા માગતો હોય, તેણે કેમ વર્તવું જોઈએ, એ દર્શાવતાં કહેવામાં આવે છે કે—

" हेयं हानोचितं सर्वं, कर्त्तव्यं करणोचितम् ।
श्लाघ्यं श्लाघोचितं वस्तु, श्रोतव्यं श्रवणोचितम् ॥१॥"

આમાં ચાર વસ્તુઓ બતાવવામાં આવી છે. આ ચાર વસ્તુઓનો સુન્દર પ્રકારે અમલ કરવામાં આત્મા જો અપ્રમત્ત બને, તો તે આત્માની સંપૂર્ણ શુદ્ધિ સધાયા વિના રહે નહિ, એ સુનિશ્ચિત વાત છે. આત્મશુદ્ધિની સાધક ચાર વસ્તુઓમાં-' ત્યાજ્યનો ત્યાગ, કરણીયનો અમલ, પ્રશંસનીયની પ્રશંસા અને શ્રવણ કરવા યોગ્યનું જ શ્રવણ '-એ પ્રકારનો સંયમ કેળવવાનું જણાવાયું છે.

પહેલી વાત એ છે કે-હેયનો સર્વથા ત્યાગ કરવો. અર્થાત્-તજવા લાયકને તજવા લાયક જાણીને અને માનીને, તેનો ત્યાગ કરવાને ઉદ્યમશીલ બનવું.

બીજી વાત એ છે કે-જે ક્રિયાઓ કરવા યોગ્ય

હોય, તે સઘળી ક્રિયાઓ યથોચિતપણે આચરવી. તેમાં શક્તિ અને સામગ્રીનો વ્યય કરવામાં પ્રમાદી ન બનવું.

ત્રીજી વાત એ છે કે–પ્રશંસાને પાત્ર વસ્તુની પ્રશંસા કરવી. પ્રશંસા કરતાં, સ્વ કે પર–કોઇને પણ નુકશાન ન થઇ જાય તે જોવાનું : માટે પ્રશંસાને પાત્ર કયી વસ્તુ હોઇ શકે, તેનું જ્ઞાન મેળવીને પછી જ પ્રશંસા કરવાની.

અને ચોથી વસ્તુ એ છે કે–સાંભળવા યોગ્ય હોય તેનું જ શ્રવણ કરવું. આત્મહિતબાધક વાતો માટે બ્હેરા બની જવું અને આત્મહિતસાધક વાતો સાંભળવામાં જરાય આળસ કરવી નહિ.

તજવા યોગ્યને તજો :

આત્મશુદ્ધિ કરવાને માટે પ્રયત્નશીલ બનેલા આત્માએ, સૌથી પહેલાં તો આત્માને અનર્થ કરનારી બધી વસ્તુઓને સમજીને, એને સર્વથા છોડવી જોઇએ : ન છૂટે ત્યાં સુધી એને છોડવાના પ્રયત્નમાં રહેવું જોઇએ. વ્યાધિ થાય અને ચિકિત્સક પાસે જાવ, એટલે તરત એ નાડી હાથમાં લે. સૌથી પહેલાં મળ સાફ કરવા દસ્તની દવા આપે : કારણ કે–જ્યાં સુધી અંદર મળ છે, ત્યાં સુધી આપેલ ઔષધ મળમાં વધારો કરશે, એમ એ માને છે. તેવી જ રીતિએ મોટામાં મોટા ચિકિત્સક જ્ઞાનિપુરૂષોએ, આત્મશુદ્ધિ માટે પહેલામાં પહેલો ઉપાય એ કહ્યો કે–'તજવા યોગ્યને જાણી, તેને તજનારા બનવું.' તજવા લાયક શું ? હિંસા, જુઠ, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ : વધારે ગણીએ તો ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વિગેરે

અઢારેય પાપસ્થાનકો : અઢારેય પાપસ્થાનકો તજવા યોગ્ય છે, એવું તો તમે માનો છો ને ? તમને ખાત્રી છે ને કે-'હિંસા વિગેરે તજવા યોગ્ય છે અને એને તજે એ પુણ્યવાન છે ?' એવું પણ માનો છો ને કે-'અમે નથી તજતા માટે પાપી છીએ, કમજોર છીએ, હીનસત્ત્વ છીએ અને એનો ત્યાગ કરે તે જ સારા અને ઉંચા ?' એવા ત્યાગિઓને જ તમે હાથ જોડો, પૂજો, એના પગમાં પડો, એની સેવા કરો, એની આજ્ઞા માનવાની કબૂલાત કરો, એ ખરૂં ને ? 'નથી તજી શકતા માટે કમનશિબ છીએ, સત્ત્વહીન છીએ, બળવાન છતાં નબળા છીએ'-એમ માનતા હો, તો પાપને તજવાવાળા તમને એ તજવાનું કહે તો ના પડાય નહિ, એટલી લજ્જા છે ? આટલી લજ્જા હોય તોય કલ્યાણ થાય. હિંસા કરવાથી લાખોની મીલ્કત મળતી હોય કે જુઠ્ઠું બોલવાથી ગમે તેટલો લાભ થતો હોય, પણ તે ન જોઇએ : કોઇની સારામાં સારી ચીજ પણ બદલો આપ્યા વિના લેવી ન જોઇએ : અબ્રહ્મચર્ય મહાપાપ છે : પરિગ્રહ-પૈસાટકા આદિની મૂર્છા છૂટે તો કલ્યાણ ! આ માનો તો મારી અને તમારી વચ્ચે મેળ આજે આવી જાય. અમે એ મનાવવાની મહેનત કરીએ છીએ. આજે અત્રે બેઠેલા બધાઓ એવી પ્રતિજ્ઞા કરવા તૈયાર થઈ જાવ, તો દુનિયામાં ખરાબ કહેવાય કે સારૂં કહેવાય ? બહારગામના જોવા આવે કે ગાળો દે ? હું કહું છું કે-ત્યાગની સામે જે વિરોધ કરે છે, તે પણ એક વાર તો જોવા આવ્યા વિના રહે નહિ : અને જોવા આવનારામાંથી પંદર આની ભાગ

તો શિર ઝુકાવ્યા વિના પણ રહે નહિ. જે વસ્તુ ત્યાજ્ય છે—તજવા યોગ્ય છે, એને કોઈ તજે, તજવાનું કહે, એ કાંઈ આ દુનિયાનો ગૂન્હેગાર નથી. તજનારની પૂંઠે ચાર રોનાર પણ હોય. કોઇને દશ હોય, પંદર હોય કે વધુ હોય. માની લઇએ કે—તે રોવડાવનારો છે, તો પણ ચાર દહાડા ! પરંતુ નહિ તજીને એમાં ને એમાં પડી રહેનારો રોજ અનેકને રોવડાવે છે, તેનું શું ? એક માણસે તજવા યોગ્યને તજ્યું, ત્યારે તેની સાથે જેઓને સ્વાર્થનો સંબંધ બંધાયો હતો, તેઓએ ચાર દિવસ રૂદન તો કર્યું : જો કે—તજનારને તેની સાથે લાગતું—વળગતું નથી સંબંધિઓને મોહના યોગે લાગે, તો પણ કેટલા દિવસ ? સારામાં સારો ઘરનો પાલક મરી જાય, તો ઘરનાં માણસોય કેટલા દિવસ સાચું રોવે ? મરી ગયો એ ઘડી જે આંસુ આવ્યાં તે સાચાં, પછીનાં પ્રાયઃ બનાવટી : એવી રીતિએ ઘરનો મોટો સારો ગણાતો અહીં આવે, ત્યારે કદાચ રૂદન અને કલેશ પણ થતો હોય, તોય તે ગણત્રીના દિવસો ! એ બીકે તજવા યોગ્યનો ત્યાગ ન કરતાં, મરતાં સુધી ત્યાં પડી રહેનારો, રોજ કેટલાને રોવડાવે ? અમે રોવડાવનારા અને તમે હસાવનારા હશો, કેમ ? 'આપત્તિ કરનારા, ઘણાને દુઃખી કરનારા અમે કે તમે ?'—આ વાત વિવેક પૂર્વક વિચારાતી નથી અને એથી સમજાતી નથી. એને જ લીધે તજવા યોગ્ય વસ્તુઓ તજાતી નથી ! આત્મ-શુદ્ધિ સાધવાના જે ચાર ઉપાયો કહ્યા, તેમાં પહેલો ઉપાય તજવા યોગ્યને તજી દેવું એ છે. એમ કરતાં કોઇ સ્વાર્થના માર્યા રડે, એથી મુંઝાવું ન જોઇએ. જેના યોગે

હજારો આત્માઓને પીડા કરવામાં આવતી હતી, તે બંધ થતું હોય-હજારોને રૂદન કરાવવાનું મટી જતું હોય-હજારોની ખરાબી અટકી જતી હોય-તો ચાર દિવસ માટે ચાર-પાંચ આદમી રોતા હોય, તેની દરકાર કરી, વર્ષો સુધી અનેક આત્માઓને પીડવા, એ કયી બુદ્ધિમત્તા છે ? પણ એ કોણ કરી શકે ? જે ધર્મકળા ભણ્યો હોય તે ! આ ઉપરથી ધર્મશિક્ષણ-ધર્મકળા દાખલ કરવી, એ પહેલામાં પહેલું કર્ત્તવ્ય સિદ્ધ થાય છે.

**[ અત્રે પૂ. મહારાજશ્રીએ ધર્મશિક્ષણના યોગે આત્મામાં પ્રગટતી લાયકાતને જણાવનાર એક દૃષ્ટાંત આપ્યું હતું. એ દૃષ્ટાન્ત પૂર્ણ થતાં, તેઓશ્રીએ જણાવ્યું હતું કે- ]**

આપણો મુદ્દો એટલો જ છે કે-ધર્મકળાને પામેલા બળવાનો શક્તિનો દુરૂપયોગ કરતા નથી : અવસરે તે સ્વામિનું બગાડે નહિ અને ઉપકારિને ભૂલે નહિ ! ધર્મશિક્ષણનું પરમ ફળ તો તજવા યોગ્યનો સર્વથા ત્યાગ કરવો એ જ છે : પરન્તુ આ કથા કહેવાનો હેતુ એ છે કે-જો ધર્મશિક્ષણ મળ્યું હોય, તો સંપૂર્ણપણે ત્યાગી નહિ બની શકનાર આત્માઓ પણ, સંસારમાં કેવા વિવેકથી વર્તનારા બને છે, એ વસ્તુ ખ્યાલમાં આવે !

**કરવા યોગ્ય જ કરે !**

અઢારે પાપસ્થાનકો ત્યાજ્ય છે. તેને તજવા યોગ્ય માની શક્તિપૂર્વક તજવાં, એ આત્મશુદ્ધિનો પહેલામાં પહેલો ઉપાય છે. ખોટી માન્યતા રૂપી મળ નાશ ન પામે, ત્યાં સુધી માનવજીવનની સફળતા સધાવાની નથી.

ખોટાને ખોટા તરીકે–તજવા યોગ્યને તજવા યોગ્ય તરીકે માન્યા પછી, પાપને યથાશક્તિ તજ્યા પછી, કરવા યોગ્ય કર્યા શિવાય પણ છૂટકો નથી. શરીરનો મળ નીકળી ગયો, એની ખાત્રી એ છે કે–શરીરમાં સ્ફુર્તિ આવે: તેમ પાપનો મળ નીકળી ગયા પછી કયી જાતિની સ્ફુર્તિ આવવી જોઈએ? આચરવા યોગ્યને આચરવાની ઉત્સુકતા આવવી જોઇએ. તજવા યોગ્ય અઢારે પાપસ્થાનક, તો કરવા યોગ્ય શું? તજવા યોગ્યને તજવા યોગ્ય માનીએ, તો કરવા યોગ્યનો રીતસર ઉત્તર દેવો જોઈએ. હિંસા આદિ ખોટું છે, તો એની પ્રતિપક્ષી વસ્તુ કરવા યોગ્ય છે, એ વાત સાબીત થાય છે. કોઈ વધુ કરે, તો કોઈ થોડું કરે. તમે આત્મશુદ્ધિ માટે સમયપત્રક રાખ્યું છે? જેમ બીજી વસ્તુની નોંધ છે, તેમ આની નોંધ છે? દુકાને જવાની, ખાવા–પીવાની, સુવાની નોંધ રાખી છે, પણ આત્મશુદ્ધિ માટે ચોવીસ કલાકમાં શું કરવું, એ કાંઈ નક્કી કર્યું છે? 'અત્યાર સુધીની જીંદગી સંસાર માટે ગુમાવી, ધર્મનું લીધું ન માર્યું, તો બાકીની ધર્મ માટે કેમ સમર્પાય નહિ?'–એ સમજાવો. જો તમારાથી થવાય તેમ હોય તો સાધુ થાવ અને સાધુ થવાય તેમ ન હોય તો મોટે ભાગે ધર્મ આરાધવાનું પણ કરો. ખાલી 'હાજી' કરીને ન જાવ. તેમાં અમને હાનિ નથી, પણ તમને હાનિ છે. 'નાજી' કહેનારા કરતાં ખોટી 'હાજી–હા' કહેનારા ઘણું નુકશાન કરે છે. 'હા' કહો ત્યારે કરવાની તૈયારી કેળવીને કહો: શક્તિ ઉપરાંતની વાત કરવી નહિ. કોઇ સાધુ બને, તો કોઇ ગૃહસ્થપણામાં

રહી તેવા બનવા પ્રયત્ન કરે. કરવા યોગ્યને કરવું, એ આત્મશુદ્ધિનો બીજો ઉપાય છે. જેનામાં માણસાઈ નહિ હોય, તે તો બતાવવામાં આવતા આ ચાર ઉપાયોની મશ્કરી કરશે: પરન્તુ માણસાઇવાળા તો નમસ્કાર કરશે. તરવાની કળા જાણનારો નદીમાં પડ્યા પછી હાથ ન હલાવે તો શું થાય? ડૂબી જાય. કળાનો જાણકાર પણ અમલ ન કરે તો તરી શકતો નથી. તજવા યોગ્ય તો જાણ્યું: માન્યું: પણ કરવા યોગ્ય ન કરો તો તરવું છે કે ડૂબવું છે? વગર પૈસે પણ આ ધર્મ થાય એમ છે. મર્યાદિત સંયમપૂર્વક નિર્વાહ કરનારા ગૃહસ્થ બનો, તોય ઘણાં પાપોથી બચી શકો: કારણ કે–જીવનનિર્વાહ માટેનો ખર્ચો ઘટે. ખર્ચો ઘટે એટલે વહેપાર ઓછા કરવાનું મન થાય: એમ કરતાં અનીતિ ઘટે તથા શાંતિ ને સંતોષ થઈ જાય: એથી સુખ થાય કે દુઃખ થાય? ઘરડા પણ મરતાં સુધી વેપાર છોડે નહિ. એમને તો જુવાનીયાઓને વેપારનો શોખ લગાડવાનો ને? તો ધર્મની સેવા ક્યારે કરવાની? અંગોપાંગ ચાલે ત્યાં સુધી પાપની ક્રિયામાં મસ્ત રહેવાનું અને ઠંડાં પડે ત્યારે ધર્મ કરવાનો, એમ ને? પણ આ દશામાં જીન્દગી ગુમાવનારને તે વખતે પણ ધર્મ સદ્‌બુદ્ધિપૂર્વક યાદ કેમ આવશે? અને અન્તિમ સમયે પણ ધર્મ જો સદ્‌બુદ્ધિપૂર્વક યાદ નહિ આવે, તો ગતિ સુધરશે શી રીતિએ?

**કરવા યોગ્ય ક્રિયા કયી?**

કરવા યોગ્ય વસ્તુઓ પણ ચાર છે. દાન, શીલ, તપ

અને ભાવ. એ ચારને ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્વિચાર, એ નામેય સમજાવવા માટે કહી શકાય.

પહેલી ઉદારતા : ઉદારતા એટલે દુન્યવી સ્વાર્થના ભોગે પણ પરમાર્થનું સેવન. પોતાના દરેક દુન્યવી સ્વાર્થને અવગણીને બીજા જીવોના કલ્યાણવાળી આચરણા, એ ઉદારતા છે. ત્યાગની બુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ એય ઉદારતા છે. દાન એટલે પાંચ આપીને પચાસ લેવાનો સટ્ટો નહિ. ધર્મના ફલ રૂપમાં પણ આજે સટ્ટો ખેલનારા છે. એમ કરનારા વસ્તુતઃ દાન કરનારા નથી. આ પહેલી કરણીય વસ્તુ.

બીજી સદાચાર : આ શરીર દ્વારાએ લેશ અગર વધુ પાપ ન થઇ જાય અને આત્માનું મૂળભૂત સ્વરૂપ પ્રગટ થાય, એ બુદ્ધિએ ઉત્તમ આચારનું જે પાલન, એ સદાચાર. શરીરથી ઘણાં પાપો થાય છે. તેને રોકી લેવા માટે અને પૂર્વનાં પાપોના નાશ માટે ઉત્તમ આચારોનું સેવન, એને સદાચાર કહો કે શીલ કહો, એ બીજી કરણીય વસ્તુ છે.

ત્રીજી વસ્તુ–તપ. તપ એટલે ઇચ્છાનો નિરોધ. 'આ જોઈએ–તે જોઈએ'–એ બધી જે તૃષ્ણાઓ, તેનો જે લોપ–તેનું નામ તપ. ખરો તપ એ છે. બીજાં બધાં એ તપનાં સાધનો છે. વાસ્તવિક તપ એક પણ અયોગ્ય ઇચ્છાને આધીન ન થવું તે છે. સઘળી પાપની વાસનાઓનો જેમાં નાશ છે, તે તપ છે. વાસનાઓને પોષનાર કારણોમાં રસના ઈંદ્રિય મૂખ્ય છે. હોટલમાં જતાં કોણ

શીખવ્યું? રોટલી અને એક શાકથી પેટ ભરાય કે નહિ? પણ રોટલી એક અને આજુબાજુ બીજી વસ્તુઓ દશ. શરીરને પોષક રોટલી કે બીજું આજુબાજુનું? ઘેરથી સાંજે ખાઇને નીકળવા છતાં, બજારનું વાસી અને સડેલું રાત્રે ખાવાની વૃત્તિ શીખવી હોય, તો કોણે શીખવી? માત્ર સ્વાદે. ઘરના ખર્ચા કરતાં આજે હોટલના ખર્ચા વધી ગયા: એમાંથી બધા દુર્ગુણો જન્મ્યા: માદક ખોરાક ખાવાથી અને અયોગ્ય પદાર્થો પેટમાં જવાથી વિકાર જાગે: બુદ્ધિ ભ્રષ્ટ થાય. એ વિકારને પોષવા નાટક ને સીનેમા બે તૈયાર. મહિનામાં બે-પાંચ વાર તો ખરાં. ત્યાં જઈ શું જૂએ? કુચેષ્ટા. તેથી આવે ઉન્મત્ત અવસ્થા. પરિણામે અનેક પ્રકારનાં દુર્વ્યસનો જન્મે. કોઈ પણ જાતિની પાપવાસનાઓને આધીન ન થવું, એ ત્રીજું ઈચ્છાનિરોધ નામનું કર્ત્તવ્ય.

ચોથી વસ્તુ છે-સદ્‌વિચાર. કોઇનું પણ ભૂંડું ન ચિંતવવું: ભલું સૌનું ચિંતવવું. વિચારથી, ઉચ્ચારથી ને વર્તનથી કોઈનું ય ભૂંડું ન થાય, એની કાળજી રાખવી.

આ કર્ત્તવ્યોનો હમેશાં હિસાબ મેળવવો પડશે. સમયપત્રક રાખવું પડશે કે-આજે ત્યાગની બુદ્ધિએ લક્ષ્મીનો કેટલો ત્યાગ કર્યો? મારા શરીરથી કોઇ પણ ખરાબ કાર્ય થયું છે કે નથી થયું? કોઈ પણ વાસનાને આધીન આજે થયો છું કે નથી થયો? અને કોઈનું પણ ભૂંડું ચિંતવ્યું છે કે નથી ચિંતવ્યું?-એનો મેળ મેળવવો પડશે.

**પ્રશસ્યની જ પ્રશંસા કરવી :**

પહેલો ગુણ હેયનો ત્યાગ અને બીજો ગુણ કરણીયનું આચરણ : આ બે મૂખ્ય ગુણોને ટકાવવા માટે બીજી પણ બે વસ્તુઓ જોઇશે : અને તે એ છે કે–પ્રશંસા કરવા યોગ્યની જ પ્રશંસા કરવી અને સાંભળવા યોગ્યને જ સાંભળવું. આજે ભાટવેડા બહુ વધી ગયા છે. ગમે તેવાના ગુણ ગાવા, એ ધંધો થઈ પડ્યો છે. આજે ગાંડાને ડાહ્યા અને મૂર્ખાને બુદ્ધિમાન કહેવાનો મોટામાં મોટો પાપાચાર વધ્યો છે. ગુણ હોય ત્યાં ઝૂકી પડવું : ગુણવાનના ચરણોની ધૂળ માથે મૂકવી : પણ ગુણ અને ગુણાભાસનો વિવેક શીખવો. જેમ સુંદરતા અને સ્વચ્છતા એ ગુણ છે, છતાં પણ વેશ્યાની સુંદરતાનાં વખાણ થશે? નહિ જ, તેમ ગુણ પણ કયો વખાણાય ? જે ગુણનું પરિણામ સારૂં હોય તે. જેનાથી ભવિષ્યમાં એકાંતે લાભ થવાનો હોય તે. તે શિવાયના બીજા ગુણોની પ્રશંસા ન હોય. પાપીની પ્રશંસા કરનારા, પાપમાર્ગને વહેતો કરનારા છે. પ્રશંસાને યોગ્ય હોય, તેની જ પ્રશંસા કરવી. અયોગ્યની પ્રશંસા કરવાથી આજે જે અવ્યવસ્થા ઉભી થઈ છે, તેને કાઢવાને માટે હજી દશકો કે તેથી વધુ કાળ જોઈશે. તે પણ ક્યારે ? મહેનત કરીશું ત્યારે. ચાહે તેવા હુમલા આવે, તો પણ ઉચિત પ્રયાસ કર્યા વિના ચાલશે નહિ. ઉચિત પ્રયાસો કરવા, એ સૌની ફરજ છે. એ ફરજ અદા કરવી એ શકય હોય, તે છતાં પણ આપણે જો તેમ કરતાં ચૂકીએ, તો આપણને મળેલું કિંમતી માનવજીવન આપણે નિરર્થક ગુમાવ્યું ગણાય.

**સાંભળવા યોગ્ય જ સાંભળવું :**

આ ગુણોને પ્રગટાવવા અને ટકાવવા માટે સાંભળવા યોગ્યને જ સાંભળો. આજે ચોરે ને ચૌટે પાયા વિનાની એટલી વાતો ચાલે છે કે-તે બધી સાંભળવાથી એકાંતે નુકશાન છે. એક પેટભરો આદમી છેટે રહીને બોલે, પાંચ સાંભળે અને પચીસને સંભળાવે. બે નિંદકને બાવીશ સાંભળનાર ન મળે તો થાકે ત્યાં સુધી બોલે : પછી એની મેળે બંધ થાય. 'સાંભળવા યોગ્ય ન હોય તેને સાંભળવું જ નહિ '-આ નિયમ થઈ જાય, તો ખરાબની પ્રશંસા ન થાય, ખોટું કામ અટકી જાય અને તજવા યોગ્ય તજાઈ જાય. અયોગ્ય વાતો કહેનારાના ફંદામાં પડયા, તો તમારો ઉદ્ધાર થવાની આશા નથી. પણ આજે શ્રવણેન્દ્રિય તેજ થઇ છે: કાન તીણા બન્યા છે : ખરાબ પણ સાંભળ્યા વિના રહેવાતું નથી. આજે નહિ વાંચવા જેવું વાંચીને, નહિ સાંભળવા જેવું સાંભળીને, અનેક પાપો, અનેક કારસ્થાનો ઉભાં થઇ રહ્યાં છે. એક તરફ આવી ભયંકર દશા થઇ છે અને બીજી તરફ સાંભળવા યોગ્ય સાંભળવા પ્રત્યે બેદરકારી વધી ગઇ છે. પોતાના દોષોને સાંભળવા જેટલી તાકાત પણ આજે ઘણામાં રહી નથી. તત્ત્વજ્ઞાનની સાંભળવા, સમજવા અને યાદ રાખવા જેવી વાતો સંભળાવનાર કોઇ મળે, તોય આજે ઘણાઓને રસ આવતો નથી : પરન્તુ ખરૂં સાંભળવા જેવું તો એજ છે : કારણ કે-એ વિના આત્માનો ઉદ્ધાર નથી.

**ઉપસંહાર :**

એક તો માણુસાઈ કેળવવી, એ આપણે પીઠિકામાં કહ્યું. 'શરીરથી આત્મા જૂદો છે: શરીર ગમે તેટલું સારૂં તો પણ પડી જવાનું : માટે મારે મને મળેલું નિષ્ફલ ચાલ્યું ન જાય કે નુકશાનકારક બનીને ન જાય એ રીતિએ વર્તવું જોઈએ.'–આ જાતિની ભાવના કેળવવી, એનું નામ માણુસાઈ છે. માનવજીવનને નિષ્ફળ બનાવનાર ભક્ષણુની ભાવના છે અને માનવજીવનને સફળ બનાવનાર રક્ષણુની ભાવના છે. ભક્ષણુની ભાવના જાય અને રક્ષણુની ભાવના આવે, તો જ માણુસાઈ આવી કહેવાય. જીવ માત્રના રક્ષણુની ભાવનામાં જ સાચી માનવતા સમાએલી છે. આત્મશુદ્ધિ માટે આવી માનવતા કેળવવાની સૌથી પહેલી જરૂર છે. શરીરની સેવામાં આત્મકલ્યાણુ નથી, એ માન્યા પછી પાપને તજવા યોગ્ય સમજીને પ્રયત્નશીલ બનવું, એ આત્મશુદ્ધિ સાધવાનો પહેલો ઉપાય : ત્યાગબુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ, શરીરની સેવાનો એકી સાથે યા ક્રમે ક્રમે અભાવ, રસનાની લાલસા ઉપર કાપ અને કોઈનું પણ ભૂંડું નહિ ઈચ્છવાની ભાવના, એ બીજો ઉપાય : ત્રીજો ઉપાય એ કે–જે પ્રશંસાને યોગ્ય હોય, તેની જ પ્રશંસા કરવી : એટલે કે–ખોટા માનપાન ખાતર કે બીજી કોઈ પણ લાલસાની ખાતર ભાટવેડાનો ત્યાગ અને સ્વપર–ઉપકારક ગુણોની યથાસ્થિત વાણી : અને ચોથો ઉપાય એ કે–સ્વપર કલ્યાણુ થાય તે શિવાયની કોઈ પણ વાત સાંભળવા

માટે સાંભળવી નહિ. આ ચાર ઉપાયો અજમાવવાનો પ્રયત્ન કરવામાં આવે, તો આત્મામાં જે મલિનતાઓ ઘુસી છે, તે થોડા કાળમાં સાફ થઈ જાય, અનંત દુઃખો ટળી જાય અને અનંત સુખના સ્થાન રૂપ મુક્તિસ્થાનને પામી શકાય. આત્મશુદ્ધિ સાધવાનો આ જ એક સાચો માર્ગ છે. જ્યાં સુધી આત્મા સુવિશુદ્ધ નહિ બને, ત્યાં સુધી સાચું સુખ પ્રાપ્ત થવાનું જ નથી, માટે સૌ કોઇ આત્મશુદ્ધિ કેળવો અને સાચું સુખ સાધો, એ જ એક કલ્યાણકામના !

  



# સુખનાં સાધન

: સભા બોલાવનાર :

શ્રી યંગમૅન્સ જૈન સોસાયટી, મુંબઈ

: સભાસ્થલ :

શ્રી કચ્છી વીસાઓસવાલ મહાજન વાડી..........................મુંબઈ

: દિવસ :

રવિવાર, તારીખ ૨૨ : ડીસેમ્બર : ૧૯૨૯



**દુઃખનું કારણ શોધવાની જરૂર :**

આ વિશ્વના સઘળા પ્રાણિઓ કેવળ સુખની ચાહના રાખે છે. જગતમાં એવો એક પણ પ્રાણી નથી, કે જે સુખની ચાહના રાખતો ન હોય. દુઃખ, એ જગતના કોઇ પણ પ્રાણિને ઇષ્ટ નથી. નાનાથી મોટા યા મોટાથી નાના, સૌની વાંછના સુખ મેળવવાની છે. 'જગતના જીવો દુઃખી છે'—એવું જે જ્ઞાનિઓ કહે છે, તેનો અર્થ એ નથી કે—તેઓ સુખને ઇચ્છતા નથી. જ્ઞાનિઓ કહે છે કે-જગતના પ્રાણિઓ દુઃખી છે, છતાં ઇચ્છે છે તો સુખને જ! સુખની ઇચ્છા ન હોત,

તો જગતમાં કોઇ પણ જાતિની પ્રવૃત્તિ ન હોત. ચોવીસે કલાકની પ્રવૃત્તિ સુખના હેતુથી છે. મનની ભાવના પણ સુખને મેળવવાની છે, વાતો પણ સુખને પ્રાપ્ત કરવાના હેતુથી થાય છે અને જગતના પ્રાણિઓની સઘળી દોડ-ધામ, એ પણ સુખના જ ઈરાદાથી થાય છે. 'જે ક્રિયામાં મન, વચન અને કાયા-ત્રણે એકમેક થઈ જાય, તે કાર્ય-ની સિદ્ધિ થવી જ જોઇએ.'-એ સિદ્ધાંત ખોટો નથી : પરન્તુ ખ્યાલ એ રાખવાનો છે કે-મન, વચન અને કાયા, એ ત્રણેય એકમેક થવા છતાં કાર્યની સિદ્ધિ તો ત્યારે જ થાય છે, કે જ્યારે તે એકમેકપણું કાર્યસાધક દિશામાં થયું હોય. મન-વચન-કાયાનું એકમેકપણું જો કાર્યવિઘા-તક દિશામાં થયું હોય, તો પરિણામ ધારેલા ઈરાદાથી તદ્દન વિપરીત આવે, એ સ્વાભાવિક છે. સુખને માટે મન, વચન અને કાયા સમાન મત ધરાવે છે : છતાં જગતમાં જોઇએ છીએ કે-ઈચ્છા છતાં તે સુખ મળતું નથી. એનો હેતુ શો છે, તે તપાસવો જોઇશે કે નહિ ? કાર્ય સિદ્ધ થાય નહિ, તો જરૂર માનવું પડશે કે-'કારણની, સાધનની ખામી છે.' બધાં સાધન મળે ને સાધ્ય સિદ્ધ ન થાય, એ બને જ નહિ. સુખ મેળવવાને માટે મન, વચન અને કાયા તૈયાર છતાં, સુખ ન મળે તો સાધન-ની ત્રુટિ છે, એમ માનવું જ જોઇએ. ડાહ્યા માણસે તે ત્રુટી પૂરી કરી દેવી જોઇએ અને પછી સુખની આશા રાખવી જોઇએ. કેવળ ઈચ્છા કર્યાથી વસ્તુ મળી જતી નથી. સુખની ઈચ્છા, વાતો અને દોડધામ આખું જગત કરે છે, પણ બધા ઉપર દ્રષ્ટિ નાંખી જોશો તો આંગળીના

ટેરવા ઉપર ગણાય તેટલા પણ સુખી જણાશે નહિ. જગતના પ્રાણિઓ કોઇ ને કોઈ દુઃખના પંજામાં સપડાએલા છે જ. એનું કારણ બહુ જ કાળજીપૂર્વક તપાસવું પડશે. નક્કી કરવું પડશે કે–'સૌની ઈચ્છા સુખપ્રાપ્તિની હોવા છતાં પણ, આટલો મોટો ભાગ દુઃખી કેમ?' જગતે સુખ શામાં કલ્પ્યું? કોઇએ આ પદાર્થની પ્રાપ્તિમાં અને કોઇએ તે પદાર્થની પ્રાપ્તિમાં! એ પદાર્થ કેવા? અનિત્ય, અસ્થિર અને જે પોતાના નથી તેવા! એવા પદાર્થોના યોગમાં સુખની આશા રાખે, તે સફળ કયી રીતિએ થાય? જ્ઞાનિઓએ તો એવા પર, અનિત્ય અને અસ્થિર પદાર્થોને સુખના સાધન તરીકે ભાળ્યા જ નથી. દુનિયાના નાશવંત પદાર્થોના યોગમાં સાચું સુખ પ્રાપ્ત થાય એ શકય જ નથી. આથી સુખ અને દુઃખનું વાસ્તવિક કારણ શોધતાં, મહાજ્ઞાની પુરૂષોએ સઘળાં શાસ્ત્રોનું દોહન કરી એક જ વસ્તુ નક્કી કરી છે, અને તે એ છે કે—

'दुखं पापात्– सुखं धर्मात्।'

'ધર્મથી સુખ અને પાપથી દુઃખ.'–આમાં ક્યાંય મતભેદ નથી, એમ કહી શકાય : કારણ કે–લગભગ બધા ધર્મને સુખનું કારણ અને પાપને દુઃખનું કારણ કહે છે! પણ એટલા માત્રથી જ કાર્યસિદ્ધિ થાય નહિ. ધર્મનું અને પાપનું યથાસ્થિત સ્વરૂપ ન સમજાય, ત્યાં સુધી વળે શું? ધર્મ થાય ક્યારે? ધર્મના સ્વરૂપનો સાચો ખ્યાલ આવે અને તેનાં સાધનો હાથમાં આવે

તો! 'આખું જગત જે સુખને માગે છે, તેનાં સાધનો ક્યાં?'–એનો જ આપણે આજે વિચાર કરવાનો છે. જગતના જીવો સુખ તો માગે છે, પણ તે કેવું? દુઃખ વિનાનું, પૂરૂં અને કદી ન જાય તેવું! દુઃખવાળા સુખમાં પણ જે મજા મનાય છે, તેનું કારણ–દુઃખ વિનાનું સુખ મળતું નથી–એ છે, પણ જોઇએ છે તો દુઃખ વિનાનું જ, પૂરૂં અને કાયમ રહે એવું જ સુખ! એ સુખ મેળવવાના ઈરાદાથી દુનિયા ધમધોકાર પ્રયત્ન કર્યે જાય છે, છતાં તેની પ્રાપ્તિ થતી નથી, માટે જ્ઞાનિઓને તેનાં સાધનોનો વિચાર કરવો પડ્યો. આને અંગે શાસ્ત્રોમાં એ જ લખ્યું કે–'સુખની ઈચ્છા અને મહેનત કરવા છતાં, તેના સાધનના જ્ઞાન અને સેવનના અભાવે જ, જગત્ દુઃખી થાય છે.' આવું નિદાન કરીને, ઉપકારી મહાપુરૂષોએ 'આ સુખનાં સાધનો છે અને આ દુઃખનાં સાધનો છે'–એમ શાસ્ત્રોમાં બતાવ્યું છે. સુખનું સ્વરૂપ અને દુઃખનું સ્વરૂપ, તે બન્નેનાં સાધનો અને એ સાધનોને સેવવાના ઉપાયો, એ શિવાય શાસ્ત્રોમાં બીજું કાંઈ છે જ નહિ. આ દુનિયામાં, પૂર્વના ભવોની વાત છોડી દઈએ તો પણ, આ મનુષ્યજીવન તરીકેનો જે સમય ગયો, તેમાં એવો એક પણ સમય ગયો છે કે–જેમાં સુખ મેળવવાને માટે દરેક આત્માએ શક્ય છતાં ધમપછાડ કરી ન હોય? અત્યાર સુધી બધી મહેનત સુખને માટે જ કરી છે: છતાં તે મળ્યું નથી, એમ તો લાગે છે ને? જ્યાં સુધી આ વસ્તુનો ખ્યાલ નહિ આવે, ત્યાં સુધી જ્ઞાનિઓએ બતાવેલાં સુખનાં સાધનોનું અર્થિપણું

આત્મામાં નહિ જાગે અને એથી તેનો વાસ્તવિક અમલ પણ નહિ થાય. અત્યાર સુધીની મહેનત જો એકાંત સુખને આપનાર હોત, તો તો તમે સુખને પામ્યા શિવાય રહ્યા ન હોત. મહેનત જેવી–તેવી નથી : મહેનત કરવામાં કશી જ કમીના રાખી હોય એમ લાગતું નથી : સુખની લાલસા પણ ઓછી નથી : તેને માટે પ્રયત્ન પણ ધમધોકાર ચાલુ છે : છતાં એ મળ્યું નથી એ ચોક્કસ છે. આવું ઉત્તમ જીવન પામીને પણ કેવળ આંખો મીંચીને જ પ્રયત્ન થાય અને ઈચ્છિત વસ્તુ મરતાં સુધી પણ ન મળે તોયે વિચાર કરવા ન થોભાય, એ બુદ્ધિ કયી જાતિની? વર્ષો સુધી મહેનત કરવા છતાં–ઝંખના કરવા છતાં, એ સુખ ન મળે અને શાથી નથી મળતું એ વિચારવા ઉભા પણ ન રહેવાય–સાધનનું શોધન પણ ન કરાય, તો કહેવું જોઈએ કે–' આર્યદેશ, આર્યજાતિ અને આર્યકુળમાં ઉત્પન્ન થયા છતાં–ઉત્તમ સામગ્રી મળ્યા છતાં, અજ્ઞાન કે મૂર્ખ આદમી મળેલ ચિંતામણિરત્નને જેમ નિષ્ફળ ગુમાવી દે, તેમ મળેલ ઉત્તમ સામગ્રી એળે ગુમાવી દીધી. ' જે દેશમાં ધર્મસંસ્કારો નથી, ઉત્તમ વિચારો કરવાનાં સાધનો નથી, તે દેશમાં જન્મેલા એમ ને એમ મરી જાય, તો તે ક્ષંતવ્ય ગણાય : પરન્તુ તમારા માટે તો બચાવનો કોઈ માર્ગ જ નથી. આ દેશમાં, કે જ્યાં ઉત્પન્ન થયેલા મહાપુરૂષોએ એકેએક વસ્તુ ઉપર સંપૂર્ણ અને હૃદયંગમ પ્રકાશ પાડતા લાખો ગ્રંથો લખ્યા અને કરોડો શ્લોકો રચ્યા, તે દેશમાં જન્મેલા તમે સુખનાં સાધનો સમજ્યા વિના જ મરી જાઓ,

તો એ છતે અનાજે દુષ્કાળ જેવું ગણાય! જમીન સારી, ખેડુત સારો, હવા સારી, પાણી જોઇએ એટલું, પાક જબરો, લણનાર જબરા ને પોટલાં બાંધીને ઘેર મોકલી આપ્યાં તોયે દુકાળીયાની જેમ જીવ્યા! આર્યભૂમિના ખેડુતોએ પાક તૈયાર કરી તમારે ઘેર ઘેર મોકલી આપ્યો, તોયે તમને વિચાર કરવાની ફુરસદ નથી. પુણ્યશાલી એવા છો કે-સુખનાં સાધનો અને તેના માર્ગો, ઉપકારી પુરૂષો ફરી ફરીને તમારે ઘેર આપવા આવે છે. આ દેશના મહર્ષિઓએ પોતાની સઘળી બુદ્ધિ અને શક્તિઓને-આત્મા, આત્માનું સુખ અને તેનાં સાધનોને વિચારવામાં વાપરી તથા તેની સઘળી સામગ્રી આપણી દૃષ્ટિ સન્મુખ મૂકી દીધી: છતાં તેનો વિચાર ન થાય તો-'સુકાળમાં દુકાળીયાની માફક જીવનારા જ આપણે છીએ'-એમ કહેવાય અને એથી આપણું વર્તન કોઈ પણ રીતિએ પ્રશંસાપાત્ર ન જ ગણાય! સામગ્રીને પામેલા વિચાર ન કરે તો વધુ ગૂન્હેગાર છે. જ્ઞાનિઓએ લખ્યું શું? આ (ધર્મ) કરશો તો સુખ: અને આ (પાપ) કરશો તો દુ:ખ. શક્ય ન હોવાના કારણે, દુ:ખનાં સાધનોને છોડી સુખનાં સાધનોને સેવવાનો પ્રયત્ન ન કરી શકીએ, એ જૂદી વાત-પણ તેનો વિચાર સરખોય ન કરીએ, તો શું એ જ્ઞાનીમહર્ષિઓની પણ અવગણના નથી? ગામમાં આવેલા સજ્જનને જમાડીએ નહિ, પણ તેનું સન્માન કરવામાંથીએ જઇએ, તો શું એ સજ્જનની અવગણના નથી? શાસ્ત્રોથી તદ્દન અપરિચિત જ રહીએ અને મનગમતી પ્રવૃત્તિ કર્યે જઈએ, તો એ જ્ઞાનીપુરૂષોની

અવગણુના નહિ ? કોઈ પૂછે કે–' જે સુખને ઈચ્છો છો, તેનાં સાધનો મેળવવા ચોવીસ કલાકમાંથી કેટલા કલાક વિચાર કરો છો ? '–તો આજે તેનો તમારી પાસે શો જવાબ છે ? આજ તો બાર કલાકનો દિવસ અને ચૌદ કલાકનો આરંભિક (વ્યાપાર–રોજગાર વિગેરેનો) પ્રમાદ : તેમજ બાર કલાકની રાત્રિ છતાં સોળ કલાકનો ઉંઘવાનો પ્રમાદ! 'આવા જાગૃતિ (?)ના જમાનામાં સુખનાં સાધનોનો વિચાર કરવા કલાકો માંગો, તે મળે ક્યાંથી ?'–આવું પણ અમને કહેનારા નીકળે, એ અસંભવિત નથી. કલાકો નહિ તો મીનીટો છે ?–તે પણ નથી ? તમે બધા સંસારના અનુભવી હો, તો સંસારમાં કયે સ્થાને સુખ છે, એનો વિચાર કર્યો છે ? તે ન કરો તો તમને અનુભવી કહેવા કે બીજું કાંઈ વિશેષણ આપવું ? અનુભવી તરીકે ઓળખાઓ અને કોઈ એમ પૂછે કે–' સંસારમાં કયા સ્થાનમાં સુખનો અંશ છે તે કહો '–તો તે ઘડી માથું ખંજવાળવા માંડો, તે કેમ ચાલે ? એક વાત નક્કી છે કે–કદાચ બધો ત્યાગ નથી જોઈતો એમ કહે, મૂકવાની વાત નથી પાલવતી એમ કહે, પણ સુખ નથી જોઈતું એમ તો કોઈ જ નહિ કહે. જે તમારી ઈચ્છા છે, તેજ ઈચ્છા ઉપકારી પુરૂષોની છે. તમે જેને માટે તલસો છો, તે વસ્તુ જ આપવા તેઓ ઈચ્છે છે. એમાં ભેદ નથી, પણ તમે સુખ માન્યું છે જૂદી દશામાં અને આ જ્ઞાનિઓ બતાવે છે જૂદી દશા. ભેદ અહીં જ છે. આ ભેદને ટાળવા માટે એક જ ઉપાય છે અને તે એ કે–' તમે જે સાધનોને સુખનાં સાધનો માન્યાં છે અને જેની પ્રાપ્તિ આદિના

પ્રયત્નમાં તમે ફસ્યા છો, તેમાં સુખ આપવાની અને તે પણ તમે હૃદયથી ઈચ્છો છો તેવું દુઃખ વિનાનું, પૂરૂં અને કદી ન જાય તેવું સુખ આપવાની તાકાત છે કે કેમ તે વિચારો.' તમે તે વિચાર્યું છે? મહેનત રાત-દિવસ કરી રહ્યા છો, એ તો દેખાય છે: તો આ બધી મહેનત શું વિચારહીનપણે જ કરી રહ્યા છો? કેટલી વિચિત્ર દશા છે? રોજ કેટલા કલાક કામ કરો છો? તે સઘળું સુખને માટે ને? વર્ષોથી કરો છો: આજથી નહિ: છતાં છાતી ઉપર હાથ મૂકીને કહી શકો છો કે-'તમને શાંતિ છે?'

**અમે સાધુ થવામાં છેતરાયા નથી:**

જો એ ન હોય, તો પછી આપણે જ્ઞાનિઓએ બતાવેલાં સાધનોનો વિચાર કરવો જોઈએ ખરો ને? એક નવી વસ્તુ દુનિયાને બતાવવી હોય, તો જે સંજોગોમાં દુનિયા બેઠી હોય, તેની નિષ્ફલતા બતાવવી જોઇએ ને? સુખ જોઇએ અને દુઃખ જોઈતું નથી, એ વાત નક્કી છે. એક સુખ માટે ગામ-ઘર-કુટુંબ છોડી સેંકડો કોષો દૂર આવી પડયા છો. અહીં મુંબઈમાં જન્મેલા ને મુંબઈમાં જ રહેનારા તો થોડા. જન્મભૂમિ-ગામ-નગર-દેશ-જાતિ-કુટુંબ-પરિવાર-સ્નેહી-સંબંધી-બધાંને છોડી, શક્તિમાન હોય તો બે-ચાર સ્નેહિને બગલમાં મારી, તમે અહીં દોડયા આવ્યા છો. ઓછો ત્યાગ કર્યો છે? તમે પણ તેવા ત્યાગી તો છો, પણ એ ત્યાગ રાગના ઘરનો છે, માટે વખાણવા જેવો નથી. રાગના ઘરનો ત્યાગ આત્માને

લાભ નથી કરતો, પણ હાનિ કરે છે. ખેર, આપણી વાત તો એ છે કે–તમે સુખને માટે પ્રયત્ન નથી કરતા એમ તો નહિ કહેવાય. ઈચ્છા છે, મહેનત કરો છો અને ત્યાગ કરવા પણ તૈયાર છો ! એ જાતિની તમારામાં કશી અયોગ્યતા નથી, પણ બધી યોગ્યતા છે ! ઈચ્છા છે, મહેનત છે અને ભોગ આપવાની તૈયારી પણ છે ! તમે નિર્બળ પણ નથી ! તમે આ બધુંએ સુખને ઇરાદે કર્યું છે, એની કોણ ના પાડશે ? હવે વિચારવાનું એ છે કે–બધું કર્યું, પણ દુઃખની હોળી ઓલવાતી નથી અને જ્યાં જાવ ત્યાં નવી હોળી સળગે છે, એનું કારણ શું ? રવિવારે કેમ બેસી રહો છો ? ગવર્નમેન્ટે બેસાર્યા માટે ! જેને અનાર્ય કહો છો, એણે પણ આઠ દિવસમાં એક દિવસ ધર્મ માટે રાખ્યો. તમને રવિવારે ફુરસદ છે, તે તમે તેટલાય નિર્લોભી અને સંતોષી છો એને આભારી નથી. મોટી શહેનશાહતના માલીકે આઠ દિવસમાં એક દિવસ નિવૃત્તિ માટે કબૂલ રાખ્યો અને એની આજ્ઞાને લઈને તમે કબૂલ રાખ્યો : પણ તમે ઓછા લોભી કે સંતોષી બનીને એક દિવસેય કાઢ્યો છે ? તમે તમારી જાતે એવા કોઈ દિવસો ધર્મના હેતુએ કાઢ્યા હોય તો લાવો ! ધર્મગુરૂને બાજૂએ રાખો, કેમકે–તેઓ માટે તો આજના કેટલાક એમ પણ કહે છે કે–' તે તો નવરા છે. નવરા તો ગમે તેમ અને ગમે તેટલા દિવસો કાઢે, પણ કામગરાને તેમ કરવું કેમ પાલવે ? મુંબઈ આવેલા એમ કહે છે કે–'કમાવા આવ્યા છીએ !' અને દેશમાં ગયેલા એમ કહે છે કે–'શાંતિ ભોગવવા આવ્યા છીએ !' ત્યાં બેસવામાંથી એટલે કે–માની લીધેલી શાંતિના

ભોગવટામાંથી અને અહીં ધમાચકડીમાંથી ટાઇમ મળતો નથી. તમે જે ફુરસદ મેળવો છો, તે જાતે મેળવો ત્યારે કિંમતી ગણાય. સુખની ઇચ્છા છતાં સુખ પ્રાપ્ત થઇ શકતું નથી, એ નિશ્ચિત છે : પણ તેના કારણનો વિચાર કોને છે ? જ્ઞાનિઓએ કહ્યા મુજબનાં સાધનો સેવવાની જરૂર છે, એ દર્શાવવા માટે આપણે આટલું બધું ચિંત્વન કરી રહ્યા છીએ : ત્યારે કહો કે-અત્યાર સુધી સુખને માટે મહેનત અને પ્રવૃત્તિ છતાં પણ, સુખ જેવી ચીજ હાથમાં આવતી નથી, તો શું કરીએ તો સુખની પ્રાપ્તિ થાય ?' જ્ઞાનિઓ કહે છે કે-'બહુ જોયું અને બહુ શોધ્યું : અમને તો ધર્મમાં સુખ દેખાય છે, પાપમાં દેખાતું નથી.' પણ એ જગતના પ્રાણિઓને જચે કયારે ? પોતાના અનુભવનો સદુપયોગ કરે તો ! અત્યાર સુધીના પ્રયત્નો જે જે ફળની પ્રાપ્તિ માટે થયા, તે ઉપર મધ્યસ્થ દષ્ટિએ વિચાર કરે, તો જરૂર એમ સમજાય કે-'સુખની ઇચ્છા અને મહેનત છતાં, અમે સુખને પામી શક્યા નહિ.' પામ્યા હો, તો તે બતાવવાની છૂટ છે. અમે (સાધુઓ) પણ કાંઇ દુ:ખી થવા નીકળ્યા નથી. વાહનમાં બેસવું નહિ, પગે ચાલવું, વિગેરે સુખને માટે છે-દુ:ખને માટે નહિ. અત્યારે જે કાંઇ સહીએ છીએ, તે દુ:ખને માટે સહતા નથી. તમે બીજી કોઈ કાર્યવાહીમાં સુખ જોયું હોય તો બતાવો, તો અમે પાછા ફરીએ નહિ તો તમે પાછા ફરો. બેમાંથી એક કરો. કાં તો અમારી દિશા પલટો, નહિ તો તમારી ફેરવો ! આટલી મહેનત છતાં તમને એમાં સુખ ન દેખાયું હોય, તો અમે

કહીશું કે-' અમારી બુદ્ધિનો અમે ઠીક ઉપયોગ કર્યો છે: અમે છોડવામાં ડહાપણ વાપર્યું છે!' નહિ છોડનારાએ લ્હાણુ કાઢી નથી, એમ નક્કી થઇ જાય અને અમે કર્યું છે તે યોગ્ય હોય તો, તેનો જગતમાં પ્રચાર કરવો, એમાં કાંઇ ગૂન્હો નથી. સાધુપણું એટલે શું? મારા-તારાનો ત્યાગ કરી, સંસારત્યાગી બની, કેવળ આત્મ-કલ્યાણના આચાર-વિચાર વિગેરેમાં લીન રહેવું તેજ સાધુપણું છે! તેમાં ત્રુટિ રહે ત્યારે એમ માનવાનું કે-'સાધનો તો મજેનાં મળ્યાં છે, પણ એને જોઈતી રીતિએ સાધવાની શક્તિ પ્રગટી નથી, એટલી અમારી ખામી છે. પોતાની જાતને બુદ્ધિમાન માનતા આજે ઘણા માણસો દુનિયામાં ફરે છે, પણ બધા કહે છે કે-' અમે દુઃખી છીએ!' કોઇ એવું કહેતો નહિ આવ્યો કે-'અમે સંપૂર્ણ સુખી છીએ!' હોય તો અહીં બોલી શકે છે. ' તમે જે સંયોગોમાં, જે કાર્યોમાં અને જે પ્રવૃત્તિઓમાં પડયા છો, તેમાં સુખ નથી '-એવું હું કહું છું: કારણ કે-મને એમ લાગે છે અને શાસ્ત્ર પણ એમ જ કહે છે કે-' કોઈ સુખી નથી, બધા દુઃખી છે!' અમારી જેમ તમારો જાતિ-અનુભવ પણ એમ જ કહે છે. માટે જ-'સંસાર એ ત્યાજ્ય છે અને અનન્તજ્ઞાનિ-ઓની આજ્ઞા મુજબ સંયમની સાધનામાં પ્રવૃત્ત થઈ સંયમસાધનાની દશામાં અપ્રમત્ત બનવું, એજ હિતકારક છે. '-એમ અમે કહીએ છીએ.

**દુનિયાના પદાર્થોથી સાચું સુખ નથી મળવાનું:**

સુખ જેવી ચીજ બધા માગે, ઇચ્છે, છતાં બધાને

જ્યારે ને ત્યારે એની એજ શંકા રહ્યા કરે કે–' સુખનું સાધન શું ? '–એ કેટલું આશ્ચર્યજનક છે ? કોઇ કહે કે–' પૈસામાં સુખ. ' તો એમાંયે દેવાળું નીકળ્યું : બીજો કહે છે કે–' પૈસા તો મળ્યા, પણ ક્ષણની શાંતિ નથી. ' ત્રીજો કહે છે કે–' લક્ષ્મી છે, પણ ખાનારા કોઇ નથી. ' ચોથો કહે છે કે–' ખાનાર છે, પણ ગાંડો થઇ ગયો છે. ' અને પાંચમો કહે છે કે–' બધું છે, પણ શરીર ખરાબ બની ગયું છે. ' હિન્દુસ્થાનના શહેનશાહ કહે છે કે–' રાજ્યમાં બળવો જાગ્યો છે. ' એમના મનનું એ જાણે : તમારા મનનું તમે જાણો. શાન્તિ કેવી છે, એ વિચારજો. રાજ્ય–સાહ્યબી–લક્ષ્મી–ઋદ્ધિસિદ્ધિ–મોટાઈ–માનપાન હોય, ત્યાં પણ સુખ ન દેખાય, તો તો શાસ્ત્રને શરણે આવવું કબૂલ છે ને ? શાસ્ત્ર કહે છે કે–' સુખ કોઈ જૂદી વસ્તુમાં છે. તમે જે વસ્તુઓના યોગમાં સુખ માની રહ્યા છો, તેનાથી કોઈક બીજી જ વસ્તુમાં સુખ સમાએલું છે. ' આ વાત થોડી–ઘણી પણ હૈયામાં જચી જાય, પાયો ખોદાઈ જાય ને ફેર મંડાણ મંડાય તો ઠીક. જૂદી વાત કહેવી હોય, ત્યારે પ્રથમ વિપરીત વિચારોથી થઈ રહેલું નુકશાન તો બતાવવું જોઇએ ને ? દુનિયાના કોઇ પણ આત્માને, જે સુખ તે માગે છે, તે તેને નથી જ. સુખનું સાધન તે, કે જે બધા માટે સરખું સુખ આપે. સરખી રીતિએ સેવાય છતાં એકને સુખ આપે અને બીજાને મારે, તે સુખનું સાધન નથી. સમષ્ટિગત સુખના સાધનનો નિર્ણય થવો જોઈએ. દુનિયાનો કોઈ પણ પદાર્થ આપણા આત્માને સુખ આપે તેમ નથી. દુનિયા કેવું સુખ ચાહે છે ? દુઃખ

વિનાનું, પૂરૂં અને કાયમનું! એમાં ફેરફાર હોય તો કહો. જે સુખ આવ્યા પછી દુઃખની અસર ન થાય અને મળ્યા પછી કોઈની ઈર્ષ્યા કરવાપણું રહે નહિ!! આજે ઘણા તો ઈર્ષ્યાથી દુઃખી થાય છે. જ્યાં સુધી અધિક-ઓછાપણું રહેવાનું, ત્યાં સુધી ઇર્ષ્યા પણ જીવતી ને જાગતી રહેવાની! ઈર્ષ્યા આવી ત્યાં સુધી બળીને રાખ થવાનું. દુઃખ વિનાનું, પૂરેપૂરૂં-થોડું નહિ અને તે મળ્યા પછી પણ જે ચાલ્યું જાય તેવું નહિ. દુનિયાના પદાર્થોમાં તે સુખ આપવાની તાકાત નથી તે નથી જ. મોજમજાહમાં, સાહ્યબીમાં, અમન-ચમનમાં પડેલા લોકોને તેટલા જ માટે ત્યાગી થવાની અમે ઉદ્‌ઘોષણા કરીએ છીએ. મોટા બંગલાઓમાંથી પણ અંતે બહાર નીકળવાનું છે: અને તે વખતે અમે કહીએ છીએ કે-'તે કદાચ એવી પણ જગ્યાએ ફેંકી આવશે કે-તે બંગલા પણ શલ્યની માફક ખૂંચશે.' દુનિયાની સઘળી સામગ્રીઓ અમને કારમી લાગે છે. એમાં ફસાઇને તમારા સુખના મનોરથોના ભૂક્કા ન થઇ જાય, એટલા માટે બધું છોડીને બહાર આવવાનું અમે તમને આહ્‌વાન કરીએ છીએ. કોઈ એમ કહી દે કે-'ભીખારી કેમ બનાવો છો?' પણ ભીખારી તો તે છે કે-'જે રોટલા માટે રૂએ: મોટાઓની મ્હોબત માટે આજીજી કરે.' પણ જે પોતાના સ્વરૂપમાં ઉભો રહે, તે ભીખારી નથી. તમે જેને વળગીને બેઠા છો, તે છોડી દો તો અમે વધુ રાજી થઈએ. જે વસ્તુમાં તમે બેઠા છો તે ખોટી છે: દુઃખ આપનારી છે: તેટલા માટે અમે બહાર નીકળવાનું કહીએ છીએ.

બહાર કાઢવામાં અમારો બીજો આશય નથી. એ વાત તમારા હૃદયમાં દૃઢ થવી જોઇએ.

**જગતનો ઉંચામાં ઉંચો મહાન અહિંસાધર્મ :**

પ્રાણીમાત્ર સુખને ઇચ્છે છે, એમાં બે મત નથી : દુનિયાની સાહ્યબી અને રંગરાગમાં સુખ નથી : તેમજ દુઃખ વિનાનું, સંપૂર્ણ અને શાશ્વત સુખ ધર્મથી જ છે, એવો નિરધાર કર્યો : આ ઉપરાન્ત પાપથી દુઃખ અને ધર્મથી સુખ એ પણ નક્કી કર્યું : હવે એ ધર્મ કયો ?, -એ આપણે વિચારીએ.

આર્યદેશના સર્વોત્તમ આદર્શનાં અનેક પ્રતિબિંબો-માંથી એક આછું પ્રતિબિંબ હૃદયમાં ધરીને, એક કવિએ જગતના પ્રાણિઓને ટુંકમાં ધર્મનો સાર સમજાઇ જાય, એ માટે ફરમાવ્યું છે કે—

" श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥१॥ "

એ કવિ એમ કહે છે કે–' ધર્મનું સર્વસ્વ જેમાં સમાય છે, એવા ધર્મના સારને સાંભળો અને સાંભળીને હૃદયમાં ઉતારો કે–પોતાના આત્માને જે દુઃખ રૂપ લાગે, તે બીજાના પ્રત્યે આચરવું નહિ. '

સઘળાય ધર્મોનો સાર ટુંકમાં શો કહ્યો ? તમારા આત્માને જે વસ્તુ દુઃખ રૂપ લાગે, તે વસ્તુનો અમલ બીજાના પ્રત્યે કરવો નહિ. અપમાન, તિરસ્કાર, મારપીટ, ગાળ–એ તમારા આત્માને ગમે ? કોઈ બળવાન તમને

ચુંટી ખણે અગર તમારૂં ગળું દાબે, તો તેથી તમને આનંદ થાય કે દુઃખ થાય? તમને શું સુખ રૂપ? ‘જેટલી ચીજ મને દુઃખ રૂપ હોય, તેટલી મારે બીજા પ્રત્યે આચરવી નહિ.’—આટલું દરેક આદમી શીખી જાય, તો આ દુનિયામાં ઝઘડા—રગડા રહે નહિ! આ ઉત્તમ કોટિનો ધર્મ છે. સામાન્ય જ્ઞાનિઓએ પણ સર્વ ધર્મનો નિષ્કર્ષ આ કહ્યો. આ ધર્મ પણ પૂરેપૂરો ક્યારે પળાય? ઘરવાળાથી—બંગલાવાળાથી આ ધર્મ પૂરેપૂરો નહિ પળાય. જે પૂરેપૂરો ન આચરી શકે, એને માટે થોડો! થોડા પ્રમાણમાં ધર્મ સેવનારની પણ વૃત્તિ કયી જોઇએ? એજ કે—કોઈ પણ પ્રાણિને દુઃખ થાય એવી પ્રવૃત્તિ ન કરવી! શિવાય કે—તેને વર્તમાનમાં ક્ષણિક દુઃખ થાય, પણ અન્તે એનું હિત થતું હોય તો! પરિણામે હિત, એજ સાચું હિત છે. આ એક જ ધર્મ દુનિયાના બધા પ્રાણિઓ કબૂલ કરી લે અને તે મુજબ વર્તવા મંડી પડે, તો રાજ્યને પોલીસ, કૉર્ટ કે ધારાશાસ્ત્રીની જરૂર ન પડે. ‘મારા પૈસા કોઇ લઈ જાય, તો મને દુઃખ થાય’—માટે મારે કોઈના લેવા નહિ: ‘હું કોઇને ત્યાં મારી ચીજ મૂકી આવું અને તે મને ન આપે, તો મને દુઃખ થાય’—માટે મારે કોઇની થાપણ ઓળવવી નહિ: ‘મારા ઉપર કોઇ ખોટું આળ ચઢાવે, તો મને દુઃખ થાય’—માટે મારે બીજા ઉપર આળ ચઢાવવું નહિ: ‘રસ્તે ચાલતાં કોઈની મને ઠોકર લાગી જાય, તો મને પીડા થાય’—માટે મારે એવી રીતિએ ચાલવું નહિ, કે જેથી બીજાને ઠોકર વાગે: ‘કોઈ મારી

હાંસી કરે, તો મને દુઃખ થાય'–તો મારે બીજાની મશ્કરી કરવી નહિ: આટલો વિચાર અને વિવેક આવી જાય, એનું જ નામ માણુસાઇ છે. આ વિવેક ન હોય તો માણુસાઈ નહિ! આ વિચાર આવે તો અનીતિ, હિંસા, અસત્યવાદ, ચોરી, પારકા ઘરમાં પેસવાનું, પારકી લક્ષ્મી પડાવી લેવાનું, ગુસ્સે કરવાનું કે અકડાઈ રાખવાનું ભાગવા જ માંડે. આ ધર્મ ગમી ગયો? અમોને તકલીફ રૂપ લાગે, તે બીજા પ્રત્યે આચરવું નહિ! હવે કહેવું પડશે ને કે–'કોઇ પણ પ્રાણિને મારવો નહિ: કોઈ પણ જાનવર ઉપર તલવાર કે ચપ્પુ ચલાવવું નહિ!' બરાબર? 'કોઇ સ્વાદનો અર્થી મારૂં જ લોહી કાઢી પીએ તો મને દુઃખ થાય, તો મારાથી બીજાનું લોહી કેમ કઢાય?'–એ નક્કી થયું ને? આ નક્કી થાય, તો કોઈની વાતમાં જૂઠું નહિ બોલાય, બેના બાર નહિ જ લેવાય. આમાં કઠીનતા હોય તો બોલો! આ ધર્મને જે દિવસે પૂરેપૂરો પાળવો હશે, એ દિવસે ઘરબાર આદિ ફરજીઆત છોડવાં પડશે. તમને જો કોઈ જૂઠું બોલાવતું હોય, તો એ ઘરબાર આદિ છે! એમાં રચ્યા-મચ્યા છો, માટે જ હિંસક બન્યા છો! શરીરની પૂજા ગમી છે, મનગમતું પહેરવું-ઓઢવું ગમે છે, માટે જ કોઇનો જાન લેતાં-જૂઠું બોલતાં-માલ ઉચાપત કરતાં-લાગ મળી જાય તો કોઈના ઘરમાં પેસતાં અને બીજાં પણ તેવાં અનાચારી કૃત્યો કરતાં ગભરામણ થતી નથી. જ્યાં સુધી જંજાળ લાગુ હોય, ત્યાં સુધી પાપ કર્યા વિના ચાલે જ નહિ. તમે પણ પાપ ન કરો અને સાથી પણ પાપ

ન કરે તો આનંદ થાય, એ દશા ક્યારે આવે ? આ ધર્મ હૈયામાં વસે તો ! " મને પ્રતિકૂળ કોઈના પ્રત્યે ન આચરવું "–આ ધર્મને સંપૂર્ણપણે પાળવાની ભાવના જે દિવસે આવશે, તે દિવસે આ (ઓઘા) શિવાય બીજું શરણ નથી. આંખે ન દેખાય તેવા પણ જીવોના પ્રમાર્જન માટે–રક્ષા માટે અમે આ (ઓઘો) રાખીએ છીએ. આનું જ નામ અહિંસાધર્મ છે. દુનિયાના સર્વ પ્રાણિઓ આ ધર્મ લઈ લે, તો રાજ્યસત્તા પણ કહી દે કે–' અમારે સત્તા ન જોઈએ. ' આ પ્રકારે પૂરા ફકીર થાઓ : ન થવાય તો અડધા ફકીર બનો : અને તે પણ ન બને તો જેઓ ફકીર થાય, તેને સારા તો માનો જ ! સઘળાં પાપોને વર્જી–' મારી જાતને જે દુઃખ રૂપ થાય તે બીજા પ્રત્યે નહિ આચરૂં '–એવી પ્રતિજ્ઞા લઈને જેઓ નીકળે, તેના પ્રત્યે દુર્ભાવના થાય, એવો કયો દુર્ભાગી કે કમનશિબ હોય ? જેને દુર્ભાવના થાય, તેને ધર્મની પીછાન નથી. જે માણુસ સ્વાર્થ, રસ, લાલસા, મોજમજાહ માટે હજારોને દુઃખ આપતાં અચકાતો નથી અને એવી હિંસામાં જ જેને એક યા બીજા પ્રકારે આનંદ આવે છે, તેને જ આ સાચો સાધુધર્મ અયોગ્ય લાગે. આજના કેટલાક જુવાનીયાઓને તો નશો ચઢ્યો છે : તેવા જુવાનીયાઓનું ખમીર ઉંધે માર્ગે વહી રહ્યું છે : તેને સીધે માર્ગે વહેવડાવવા આ પ્રયાસ છે. જેઓ મર્યાદાને લંઘે છે, તેઓનું તે વર્તન અપમાનને લાયક બને છે. જગતમાં એવાઓના વર્તનનો જ્યાં સુધી જબ્બર પ્રીટકાર નહિ થાય, ત્યાં સુધી તેઓની

સાન ઠેકાણે નહિ આવે અને બીજાઓ ભોળપણ આદિથી તે રસ્તે દોરવાતાં અટકશે નહિ. આજના કેટલાક જડવાદી બનેલા જુવાનીયાઓની અને તેવાના હથીયાર બનેલા બુઢ્ઢાઓની મતિ આવરાઇ ગઇ છે. તેઓ હવાઇ કીલ્લાઓ બાંધી રહ્યા છે. તેમને સમાનવાદ ફેલાવવો છે, પણ એમના પોતાના અંગમાં જ સમાનતા નથી, એને એ જોઈ શકતા નથી. પાંચ આંગળીઓમાં ય બધે વિષમતા! એક દૃષ્ટિએ સમાનતાનો અર્થ તો એ થાય કે–'દુશ્મન પ્રત્યે દ્વેષ નહિ અને માની લીધેલું–વાસ્તવિક નહિ એવું–ભલું કરનાર પ્રત્યે આંધળો રાગ નહિ!' પણ આમની તો સમાનતા પણ જૂદી જાતિની! ઉંધી સમજણ છે, ઉન્માર્ગે ચડી ગયા છે અને તેથી તેમના દેદાર ભય રૂપ બની ગયા છે : કારણ કે–અહિંસા-ધર્મના પ્રેમ રૂપી માણસાઈ નાશ પામી ગઈ છે. દેખાવડો મનુષ્ય પણ ગાંડાની માફક તલવાર લઇને ફરે, તો સામો કોણ જાય? ઉલ્ટું લોકો ઘરનાં બારણાં બંધ કરે. તે કહે કે–'હું રૂપાળો છું.' પણ સામા કહે કે–'જોવા લાયકેય નથી.' તેમ અહિંસા જેવી વસ્તુ આખા જગત્‌ને સુખ આપનારી છે–એ બુદ્ધિ નાશ પામી ગઈ છે, તેથી આ ઉદ્દંડતા આવી ગઇ છે. તેને કાઢવા પ્રયત્ન કર્યા શિવાય છૂટકો નથી. અહિંસા શબ્દનો પ્રયોગ કરવો અને અહિંસાને તેના સાચા સ્વરૂપમાં માનવી, એમાં પણ ભેદ છે. સાચો અહિંસક દુન્યવી કોઈ પણ પદાર્થનો લોલુપ હોતો નથી. સાચી અહિંસાનું પાલન દુન્યવી પદાર્થોનો રાગી કરી શકતો જ નથી. સાચો અહિંસાધર્મ આત્માને આત્માથી

પર એવી વસ્તુઓને મેળવવા માટે પાગલ બનાવી દેતો નથી. એટલે અહિંસાના નામે હિંસાના હિમાયતી ન બની જવાય, તેની પણ આજે ખાસ કાળજી રાખવા જેવી છે. આથી આપણે ધર્મની સમજણ આપવા માટે ટુંકી વાત એ કહી કે–'પોતાને જે પ્રતિકૂળ હોય, તે બીજા કોઇ પણ જીવ પ્રત્યે આચરવું નહિ.' આ સિદ્ધાંતનો જીવનમાં યથાર્થ અમલ કરવા માટે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ ફરમાવેલ માર્ગે જ પ્રયત્ન કરવો જરૂરી છે.

**ધર્મનાં–સુખનાં ત્રણ મૂખ્ય સાધનો :**

જગતના પ્રાણિઓ સુખને ચાહે છે, તેમાં બે મત નથી જ : તેને માટે ધમધોકાર પ્રયત્ન કરી રહ્યા છે, તેમાં પણ બે મત નથી : તે છતાં સુખી નથી, એ વાત પણ નિશ્ચિત છે, એટલે એમાંય બે મત નથી : સુખ ધર્મથી જ થાય છે, બીજાથી નહિ–એ પણ નક્કી છે : અને એ ધર્મ તે કે–'પોતાને પ્રતિકૂળ બીજાની પ્રતિ આચરવું નહિ.' હવે આ ધર્મ જીવનમાં આવે ક્યારે ? ત્રણ બાબતો હોય તો ! એ ત્રણ બાબતો કયી છે, તે દર્શાવતાં એક મહાપુરૂષ ફરમાવે છે કે–

" साधुसेवा सदा भक्त्या, मैत्री सत्त्वेषु भावतः ।
आत्मीयग्रहमोक्षश्च,–धर्महेतुप्रसाधनम् ॥ २ ॥ "

'૧–હમેશાં હૃદયના બહુમાનપૂર્વક સાધુસેવા,

૨–પરમાર્થવૃત્તિથી પ્રાણિ માત્ર પ્રત્યે બદલાની આશા વિનાની પ્રીતિ, અને–

૩–દુનિયાના નાશવંત પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિથી મોક્ષ !

ધર્મના હેતુને સિદ્ધ કરી આપનારાં આ ત્રણ સાધનો છે, માટે જ તે સાચા સુખનાં પણ સાધનો છે.

**સુખનું પહેલું સાધન :**

સુખનું પહેલું સાધન–" **साधुसेवा सदा भक्त्या** "– એ છે. હમેશાં ભક્તિથી–હૃદયના બહુમાનથી, સાધુજનોની સેવા કરવા તત્પર રહેવું, એ સાચા સુખનું પહેલું સાધન છે. સાધુ એટલે ગુણોએ કરીને વૃદ્ધ–વયે કરીને જ નહિ. વયે ઘરડા તો એવા ઘણા છે, કે જે નામ દેવાને પણ લાયક નથી : માટે ગુણવૃદ્ધની સેવા, એમની આજ્ઞાનું પાલન! હૃદયના બહુમાનપૂર્વક હમેશાં ગુણોએ કરી વડિલની આજ્ઞામાં રહેવું, એ સુખનું પહેલું સાધન છે. વિશ્વમાં સુખનું પહેલામાં પહેલું સાધન આ છે. આ ગુણ જેનામાં આવે, તેનામાં વિનય હોય કે ઉદ્ધતાઈ ? લઘુતા હોય કે મોટાઈ ? એ નીચું જોઈ ને ચાલે કે છાતી કાઢીને ? ગુણથી મોટા પ્રત્યે હૃદયથી બહુમાન હોય અને હમેશાં એની આજ્ઞાની ઝંખના કરતો હોય, તે નમેલો રહે કે અક્કડ ? દુ:ખની વાત છે કે–' આજે જ્યાં જ્યાં જોઇશું, ત્યાં ત્યાં ધર્મસ્થાનોમાં પણ મોટાઈની ખોટી અને તુચ્છ વાસના કાઢવાનો પ્રયત્ન થતો નથી. દેવ એટલે રમકડું ! ગુરૂ એટલે અમારા કહ્યા પ્રમાણે ચાલનાર !! અને ધર્મ, એ ફુરસદમાં લહેજતનું સ્થાન !!!–આ મનોદશાનો આજે કેટલાકો ભોગ થઈ પડ્યા છે.' આજનો શોખીન

મંદિરમાં જાય તો ધર્મિને ત્રાસ થાય : દુનિયાના પરમ તારક પાસે છાતી કાઢીને ઉભો રહે અને તેમાં બહાદૂરી માને, તેના જેવો પામર કોણ ? જેને ગુણવાન પ્રત્યે બહુમાન નથી, તેને સુખ સાંપડે કયી રીતિએ ? આત્મ-ગુણોના પ્રગટીકરણમાં જ વાસ્તવિક સુખ રહેલું છે અને ગુણવાન આત્માઓ પ્રત્યે બહુમાન, એય ગુણપ્રગટીકરણનું એક વિશિષ્ટ કારણ છે. આથી સ્પષ્ટ છે કે–સાચા ગુણવાનની આજ્ઞા મુજબ જીવન ઘડવા જે જે આત્માઓ તૈયાર નહિ હોય, તે તે આત્માઓને ત્રણ કાળમાં–માથાં કુટીને મરી જશે તો પણ, સાચું સુખ નહિ જ મળે !

ગુરૂસેવાનું ફળ :

સુખના પહેલા સાધન તરીકે ગુરૂસેવા કહી. એ કહેનારા મહાપુરૂષે ગુરૂસેવાના યોગે આ લોકમાં પ્રાપ્ત થતાં ત્રણ મહાફલો પણ ગણાવ્યાં છે. તે એ છે કે–

" उपदेशः शुभो नित्यं, दर्शनं धर्मचारिणाम् ।
स्थाने विनय इत्येतत्–साधुसेवाफलं महत् ॥ ३ ॥ "

'૧–હમેશાં શુભ ઉપદેશ, ૨–ધર્મ આચરનારા આત્માઓનું દર્શન, અને ૩–સ્થાને વિનય : આ ત્રણ સાધુસેવાનાં મહાફલો છે.' હમેશાં સાધુઓ પાસેથી સુંદર ઉપદેશ મળે. એના પરિણામે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વિગેરે દુ:ખના કારણ રૂપ પાપોથી બચવાનો પ્રયત્ન સ્વાભાવિક રીતિએ જ થાય. વિષયોનું સેવન સર્વથા ન છોડી શકે, તો તેના ઉપર અંકુશ તો મૂકે જ. સદ્‌ગુરૂના

સદુપદેશને પામી, તેને પચાવનાર પૈસા માટે લોભાઇ ન જાય, વાત-વાતમાં ગુસ્સે ન થાય, અક્કડ ન બને, કપટજાળમાં જગતને ન ફસાવે, લોભને વશ થઈ સારાસારને ન ભૂલે, રાગમાં અંજાઈ અનર્થ ન કરે, દુશ્મન પ્રત્યે પણ દ્વેષ કરવાનું ભૂલી જાય, કજીયા કંકાસ ન વધારે, કોઈના ઉપર ખોટાં આળ ન મૂકે, સુખમાં છકી ન જાય, દુઃખમાં દીન ન બને, પારકાની નિન્દા ન કરે, માયા-મૃષાવાદ ન સેવે, તેમજ સાચાને ખોટું અને ખોટાને સાચું કહેવાની અધમતા ન કરે! બીજું સદ્ગુરૂ પાસે અનેક ધર્માત્માઓ આવતા જ હોય, એટલે એવા ઉત્તમ પુરૂષોનું દર્શન થાય: અને ત્રીજું કયા કયા આદમી સાથે કયી કયી રીતિએ વર્તાય, એ પણ સમજાય. સ્થાને સ્થાને કરવાનો વિનય સમજાય. આ સમજાઈ જાય, તો દુનિયામાં ગૂન્હેગાર કોણ રહે? યોગ્ય રીતિએ વર્તતાં આવડે, તો ખોટી પ્રવૃત્તિ રોકાય અને સાચી પ્રવૃત્તિ શરૂ થાય: અધમતા અટકે અને ઉત્તમતા આવે: પાપવૃત્તિ નાશ પામે અને પુણ્યવૃત્તિ જાગે: ભલું કરવાની ભાવના થાય અને ભૂંડું કરવાની બુદ્ધિ નાશ પામે: લૂંટવાની અધમતા અટકે અને દાન દેવાની ઉદારતા જાગે: અધમ આચરણ ન સેવાય, ગાળ દેવાનું મન ન થાય અને કોઈ ગાળ દઈ પણ દે, તોય તે સાંભળીને સહન કરવાનું મન થાય: તેમજ પોતાની વસ્તુ કોઈ લઈ જાય તો સંતોષ માને અને બીજાનું લઇ લેવાની વૃત્તિ નાશ પામે! આ સુખનું સાધન ખરૂં ને? ખરૂં જ: કારણ કે-આના યોગે આ લોકમાં પરમ શાન્તિ પ્રાપ્ત

થાય છે અને પરિણામે સંપૂર્ણ, શાશ્વત તેમજ દુઃખના અંશમાત્રથી ય રહિત એવું વાસ્તવિક સુખ મળી રહે છે.

**સુખનું બીજું સાધન-મૈત્રીભાવ :**

સુખના બીજા સાધન તરીકે કહ્યું કે-

" मैत्री सत्त्वेषु भावतः "

જેટલા પ્રાણિઓ જગતમાં છે, તે બધાના પ્રત્યે પરમાર્થવૃત્તિથી, કોઈ પણ જાતિના સ્વાર્થની આકાંક્ષા વિનાની મૈત્રી-ઉપકારનો બદલો નહિ લેવાની ઈચ્છાવાળી હિતચિન્તા રૂપ પ્રીતિ! સાચા સુખને પામવાનું આ બીજું સાધન છે. જેનામાં સાધુસેવા રૂપ ગુણ આવે, તેનામાં આ ગુણ પ્રગટ્યા વિના રહે નહિ તેમજ આ ગુણને વાસ્તવિક રીતિએ પામેલો સાધુસેવા ગુણથી રહિત હોય નહિ. પરમાર્થવૃત્તિથી પ્રાણી માત્ર પ્રત્યે, એટલે કે-તેમાં સ્વ નહિ જોવાનો કે પર નહિ જોવાનો, સ્વજન નહિ જોવાનો કે પરજન નહિ જોવાનો, મિત્ર કે દુશ્મન-ઉત્તમ કે અધમ-મોટા કે નાના-કોઈ નહિ જોવાના, પણ પ્રાણી માત્ર પ્રત્યે પ્રીતિ! તે પણ કેવી? ઉપકારનો બદલો લેવાની ઈચ્છા વિનાની! આવી પ્રીતિવાળા દુનિયામાં કેટલા જીવતા હશે? બહુ જ થોડા! છતાં આદર્શ તો આ જ હોવો ઘટે. આ બીજો ગુણ બહુ જ ઉત્તમ કોટિનો છે. કોઈ પણ પ્રાણી પ્રત્યે પરમાર્થવૃત્તિથી અને પાછો બદલો નહિ લેવાની ઈચ્છાથી જે પ્રીતિ બંધાય, તેમાં બધાનું હિત થાય એ ચિંતા છે. આનાથી બધાનું ભલું થાવ, બધા સુખી થાવ, જાન લેવા આવે એ પણ સુખ રૂપ જીવો, એ બુદ્ધિ થાય.

**મૈત્રી ભાવનાનું ફળ :**

કહે છે કે-આ ભાવના આવે તો શું થાય ?

"मैत्री भावयतो नित्यं, शुभो भावः प्रयाजते।
ततो भावोदकाज्जन्तो-र्द्वेषाग्निरुपशाम्यति ॥ ४ ॥"

આ કવિ મહાત્મા એમ ફરમાવે છે કે-'નિત્ય મૈત્રીને ભાવતા આત્મામાં શુભ ભાવ પેદા થાય છે અને તે ભાવ રૂપ પાણીથી દ્વેષી રૂપી અગ્નિ ઉપશાંત થઈ જાય છે.' વાત પણ સાચી છે કે-હમેશાં મૈત્રી ભાવનાને ભાવનાર આત્મામાં ઉત્તમ કોટિનો ભાવ પેદા થાય છે: તે ભાવ રૂપ પાણીથી હૃદયમાં સળગી રહેલો દ્વેષ રૂપી અગ્નિ બૂઝાઇ જાય છે: અને એથી આત્મા અનુપમ કોટિની શાંતિનો અનુભવ કરી શકે છે. કોઈના પ્રત્યે દ્વેષ ન હોય, તેને વિકલ્પ હોય ? સાધુઓ ત્યાગી, ઘરબાર વિનાના, ઉઘાડા માથાવાળા અને ઉઘાડા પગવાળા હોય, છતાં પ્રસન્નતાથી રહી શકે છે, તે પ્રતાપ આ ભાવનાનો પણ છે. જીંદગીમાં આટલું યાદ થઈ જાય અને આને અનુસરતું આંશિક પણ વર્તન આવી જાય, તો પણ માનવજીવન પામીને ઘણું ઘણું પામ્યા એમ કહી શકાય: પરન્તુ આ બન્ને સાધનોનો આધાર છેલ્લા ત્રીજા સાધન ઉપર નિર્ભર છે.

**સુખનું ત્રીજું સાધન-મમતાનો ત્યાગ :**

સુખનું ત્રીજું સાધન દર્શાવતાં કહ્યું કે:-

"आत्मीयग्रहमोक्षश्च ।"

આત્મીયગ્રહ, એટલે કે–દુનિયાના નાશવંતા પદાર્થોમાં પોતાપણાની બુદ્ધિ : તેનો મોક્ષ નામ ત્યાગ. ઘરબાર, કુટુંબપરિવાર, ઋદ્ધિસિદ્ધિ, રાજપાટ, મહેલ, માનપાન, મોજશોખ–જે ગણો તે બધુંએ નાશવંત છે : તમારૂં નથી : તેને નહિ મૂકો તો પણ મૂકીને જવું પડશે : આનાકાની કરશો તો પણ નહિ રહી શકાય. બંગલા, બગીચા કે બાયડી–છોકરાંને હાથ જોડીને કહેશો કે–'જીવાડો.' તોયે ના કહેશે : 'ઘણા મરી ગયા તેમ તમારે આવ્યું '–એમ કહેશે : કહેશે કે–'મરતાને કોઇ જીવાડી શકયા છે ? ' બહુ લાગતું હશે, તો પાસે ઉભા રહીને રોશે અને દુઃખમાં થોડો વધારો કરી આપશે. તમે ગમે તેમ માનતા હો કે–'આ જગતમાં હું કોઇની પરવા નથી રાખતો.' પણ પરવા તમે કોની નથી રાખતા ?, એ હું સારી રીતિએ જાણું છું. એક દેવની, બીજા ગુરૂની અને ત્રીજા ધર્મની ! તે શિવાય તો બધેય વગર ખતની–દસ્તાવેજ વિનાની ગુલામગીરી ! એ ગુલામગીરીમાંથી કોઈ છોડાવવાનું કહે તોયે–'નહિ છોડવાના'–એવા નિશ્ચયના ! અજ્ઞાનનાં આવરણ આંખની આગળ આવી ગયાં છે, માટે એ ગુલામગીરી સમજાતી નથી. બધા પદાર્થો મને કે કમને, હસતે કે રોતે, ઇચ્છાએ કે અનિચ્છાએ મૂકીને જવાનું છે–માટે તમારા નથી, નાશવંત છે : એ પદાર્થો પ્રત્યે મારાપણાની બુદ્ધિ, તેનું નામ આત્મીયગ્રહ : તેનો મોક્ષ એટલે ત્યાગ. આત્માથી પર સર્વે પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિ જે દિવસે નાશ પામી જાય, તે દિવસે હું કહી આવ્યો તેવી પ્રાણી

માત્ર પ્રત્યેની પ્રીતિ કરવામાં અને સાધુની સેવા કરવામાં વાંધો નહિ આવે. એમ ખબર આવશે કે–' ઘર પડી ગયું '–તો કહેશે કે–"મારૂં નહિ હતું." એકના એક જુવાનજોધ જેવા પણ છોકરાના મરણના સમાચાર આવતાં, એ બીજાઓની જેમ વિહ્‌વલ નહિ બને અને કહેશે કે–"એક દિવસ સૌ કોઈનું મૃત્યુ થવાનું જ છે. છોકરો મારો નહોતો." કોઇ કહેશે કે–' લક્ષ્મી ગઈ.' તોય એ કહેશે કે–"એમાં આશ્ચર્યનું કારણ નથી. પુણ્ય ક્ષીણ થયે લક્ષ્મી ટકે નહિ." પેટમાં ખાડો હશે અને પ્રયત્ન કરવા છતાંય ખાવાનું નહિ મળે, તોય કહેશે કે–"પાપનો ઉદય." આ જગતમાં એવું પણ બને છે કે–મહેનત કરવા છતાં ખાડા નથી પૂરાતા અને છતી સામગ્રીએ કોટયાધિપતિઓને ભોજનના થાળ તૈયાર હોવા છતાં કૅન્સર જેવાં દર્દોનો ભોગ થવાથી ભૂખ્યા રહેવું પડે છે! તમે એમ ન માનતા કે–પેટમાં સીધું ઉતરી જાય છે, તે તમારી બુદ્ધિના બળે! મોટા મોટા ડૉકટરો પણ જ્યારે કૅન્સર થાય છે, ત્યારે હાથ ખંખેરી નાખે છે. એવો કુસમય આવે તે પહેલાં આપણે આપણી જાતે નાશવંતી વસ્તુઓની મમતા છોડવી, એ બુદ્ધિમત્તા ઓછી છે? આટલા આટલા દુ:ખના અનુભવો ગળે નથી ઉતરતા, તેથી તમારી બુદ્ધિ માટે કોને ખેદ ન થાય? બીચારા થઈને મરવા કરતાં, સાચા બહાદૂરો થઈને મરવું સારૂં છે. ' બીચારા મૂકીને ગયા.'–એમ કહેવડાવવા કરતાં, ' લાત મારીને ગયા '–એમ કહેવડાવવા તૈયાર થવું, એજ વસ્તુત: યોગ્ય અને હિતકર છે.

'ઘરડા પહેલાં મરશે અને જુવાનીયાઓ પછી મરશે'–એવો પણ કાયદો નથી. આથી સૌથી વધારે ડહાપણભર્યો માર્ગ એજ છે કે–કોઈ પણ પળે મરણ આવે તોય કશી ચિન્તા કે મુંઝવણ ન થાય એવી તૈયારી કરી લેવી. એ તૈયારી ત્યારે જ થઈ શકે, કે જ્યારે આત્મીયગ્રહથી મુક્ત બનાય: આથી સાધુસેવા અને સાચી મૈત્રીના પરિણામે સાધ્ય ત્રીજું સાધન એ કહ્યું કે–પર પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિનો ત્યાગ!

**મમતા મૂકતાં શું મળે?**

દુનિયાના સઘળા પદાર્થોમાંથી મારાપણાની બુદ્ધિ નાશ પામી જાય, ત્યારે લાભ શો થાય?, એ દર્શાવતાં એજ મહાપુરૂષ કહે છે કે–

"अशेषदोषजननी, निःशेषगुणघातिनी।
आत्मीयग्रहमोक्षेण, तृष्णाऽपि विनिवर्तते ॥१॥"

'આત્મીયગ્રહ'–ના ત્યાગથી સઘળા દોષોને પેદા કરનારી અને સઘળા ગુણોનો ઘાત કરનારી તૃષ્ણા પણ નાશ પામી જાય છે. તૃષ્ણા–લાલસા–અનેક જાતિની ઇચ્છાઓ, એ સઘળા દોષોને પેદા કરનાર છે: કારણ કે–જેટલી પૌદ્‌ગલિક ઇચ્છા એટલો દોષ: જેટલી લાલસા એટલું પાપ: જેટલી ઇચ્છા વધારે, એટલા દોષ વધારે. તમારી તૃષ્ણા કેમ વધી રહી છે? પૌદ્‌ગલિક પદાર્થો ઉપરથી મારાપણાની બુદ્ધિ જતી નથી માટે! કહોને કે–હજી તો એવી ઇચ્છા છે કે, આખી દુનિયાને મારી

બનાવી લઉં! તૃષ્ણા વધે ત્યાં દોષ આવવા માંડે અને ગુણ નષ્ટ થવા માંડે. સઘળા દોષોને ઉત્પન્ન કરનાર તૃષ્ણા છે. જગતના પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિ ગઇ, એટલે તૃષ્ણાનો અભાવ થયો: અને દુનિયામાં વર્તતા સંસારી કે ત્યાગી આત્મામાં, તૃષ્ણા ન હોય એટલે પ્રાણી માત્ર પ્રત્યે પ્રીતિ તથા સાધુનો સંસર્ગ પણ હોય, તે સ્વાભાવિક છે.

**આજનો સન્નિપાત :**

જે આદમી પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણાથી નિવૃત્ત હોય, સારાય વિશ્વના પ્રાણિઓ પ્રત્યે નિઃસ્પૃહભાવે પ્રીતિ રાખનારો હોય અને નિરંતર સાધુસેવા કરનારો હોય: આવો આદમી દુઃખી હોય, એવું એક પણ દૃષ્ટાંત કોઇ આપી શકે તેમ નથી: જ્યારે તૃષ્ણાવાન હોય, બીજાઓ પ્રત્યે ઈર્ષ્યાવાળો હોય અને કુસંગી હોય, તે જરૂર દુઃખી જ હોય, એમ જ્ઞાનિઓ કહે છે અને એ વસ્તુ અનુભવસિદ્ધ પણ છે. તેવા અનેક આત્માઓ આજે દુઃખી છે. તેવા દાખલાઓનો પાર નહિ આવે. આ ત્રણ ગુણ-ત્રણ સાધન મળી જાય, પછી કોઇ દુઃખી છે -એવું દૃષ્ટાંત મને લાવી આપો! જો ન લાવી આપો, તો સાધુઓનો પ્રયત્ન સારો છે કે નરસો? સારો જ: કારણ કે-માર્ગ એકાન્તે સુખનો છે અને સાધુઓનો ઇરાદો પણ એક જ છે કે-તમને સારા બનાવવા: સારા એટલે સાધુ અથવા અડધા (થોડા ઘણા) સાધુ અથવા તો-'સાધુ થવું એ સારૂં છે'-એટલી માન્યતાવાળા બના-

વવા ! આટલું જો ગમી જાય, તો આજે બધા વિરોધો શાન્ત થઇ જાય. કાં તો તમે સાધો : ન સધાય તો સાધતાને હાથ જોડો, સહાય કરો. ગુણવાન બનો, નહિતર ગુણવાન આગળ ઝૂકો. ગુણવાન બનવું નહિ અને ગુણવાનની સામે કડવી દૃષ્ટિએ ઉભા રહેવું, એ મહાન દોષ છે. પોતે ઉત્તમ થવું નહિ, બીજાને થવા દેવો નહિ, બીજાની ઉત્તમ ભાવના પુષ્ટ ન કરવી, છતી શક્તિએ સહાય ન કરવી અને ઉલ્ટા સામે થવું, એ સન્નિપાતનો રોગ છે. જો આ રોગ બહુ વખત ચાલ્યો અને તેના માટે તાબડતોબ કરવો જોઇતો ઈલાજ ન કર્યો, તો તે ભયંકર અને જીવલેણ થશે. તેમ થયા પહેલાં ચેતો, નહિ તો ઘડીઓ ગણાય છે. બે કલાક આયુષ્યમાંથી ગયા. બેઠાં બેઠાં પણ ઘણાંનાં આયુષ્ય ખતમ થઈ જાય છે! ઘડીયાળ પણ સમજાવી શકે છે, પણ જીવતા-જાગતા સાધુ જેને અસર ન કરે, તેને ઘડીયાળ શી અસર કરે ? હાથે ઘડી-ચાળ બાંધે, પણ તેનો ઉપયોગ ઑફીસ કે બજારનો ટાઈમ જોવા કરે અથવા ચાનો ટાઈમ યાદ કરવા માટે કરે! પણ એ ઘડીયાળનો કાંટો જોઇને કેટલાકને યાદ આવે છે કે-આયુષ્ય ઘટ્યું ? આ બધાને બુદ્ધિશાળી કહેવા કે કેવા કહેવા ? જે આદમીને હજારો-લાખોને મરતા જોવા છતાં, ગાદીપતિઓ ગયા અને ગાદી રહી ગઈ એ જાણવા છતાં તથા દિ' ઉગે કે-પાંચ-પચાસના મરણની પોકો સંભળાય તે અનુભવવા છતાં, 'આયુષ્ય ઘટે છે માટે કાંઇક કરી લેવું જોઇએ'-એટલો ખ્યાલ પણ ન આવે, એને બુદ્ધિમાન કહેવાની મારી ઇચ્છા થતી નથી : અને

કોઈ પણ ડાહ્યા માણસને એવી ઈચ્છા થાય, એમ પણ મને તો લાગતું નથી!

**સભા૦** આયુષ્ય ઘટે છે એવું બધા સમજે છે!

બધા સમજ્યા છે, પણ સમજેલું ગળે ઉતરે અને એનો જીવનમાં ઉપયોગ કરીને વિચારપૂર્વક કલ્યાણના માર્ગે વિચરાય, તે માટે વારંવાર બોલું છું.

**ઉપસંહાર :**

સાધુસેવા, મૈત્રીભાવ અને મમતારહિતપણું–આ ત્રણ ગુણોના સેવનથી સાચું સુખ નિકટ આવશે અને દુઃખ માત્ર મટી જશે ! આ ત્રણ ગુણોને કેળવવાના દૃઢ વિચારથી બહાર નીકળશો, તો તમને જોતાં બીજાઓ ઉપર તેની જાદુઈ અસર થશે. ' સાધુ તો એમ જ કહે, પણ એમ કરવાનું હોય નહિ : સાધુ કહે એમ કરવા જઇએ તો ભીખ માગીએ ! '–આવા આવા વિચારો કરતા ઉઠયા, તો જેવા ને તેવા રહેશો અને વધુમાં કાંઈક પણ દુર્ભાવના આવશે. હવે અત્યાર સુધીમાં જે કહી ગયા, તેનો ઉપસંહાર કરી લઇએ. પીઠિકા મોટી, વચમાં નાનું અને સાર એથીય નાનો ! પહેલાં હૈયામાં ઘાલવા માટે કહેવાનું, માટે જરા લાંબુ. સૌથી પહેલાં એ કહી ગયા કે–જ્ઞાનિઓ એમ કહે છે કે–દરેક જંતુ સુખને ઇચ્છે છે : નાનામાં કે મોટામાં, વિદ્વાનમાં કે ગાંડામાં, કોઇમાં એ માટે બે મત છે નહિ. ઈચ્છે છે એટલું જ નહિ, પણ ચોવીસે કલાક તેને માટે ધમપછાડ કરે છે. તે છતાં આજદિન સુધી સુખ નથી

મળી શક્યું તે નિશ્ચિત છે. સુખ નથી મળ્યું માટે દુનિયા ઉંધે રસ્તે ઘસડાઈ રહી છે તે નક્કી છે : તેથી સુખનાં સાધનો જ્ઞાનિઓએ બતાવ્યાં. શાસ્ત્રોમાંથી સાર દોહન કર્યો અને બે વસ્તુ કહી કે–' ધર્મ કરવો એ સુખનું સાધન અને પાપ આચરવું તે દુઃખનું સાધન ' આ પછી કહ્યું કે–' આપણી જાતને ભયંકર લાગે–દુઃખમય લાગે તે પારકા પ્રત્યે આચરવું નહિ '–એનું નામ ધર્મ. " જે જે બનાવોથી મને તકલીફ થાય, તે મારે મારી જીંદગીમાં બીજા પ્રત્યે આદરવા નહિ, "–આ મનઃકામના સાધુપણું આવે તોજ સંપૂર્ણ થાય : અને એજ સાચું સ્વરાજ્ય છે.

**સભા૦** ધર્મ અને પુણ્યમાં કેટલો તફાવત ?

આ પ્રશ્ન સમજવા જેવો છે. કેવળ મુક્તિના જ ઈરાદાથી કરેલો શુદ્ધ ધર્મ, એ તો આત્મા ઉપર લાગેલ કર્મમળને સાફ કરે છે અને સીધો મોક્ષે લઇ જાય છે. એ ધર્મ કરતાં પૌદ્‌ગલિક પદાર્થની થોડી પણ આસક્તિ રહી જાય, તો પુણ્ય પેદા થાય અને તે પુણ્ય સારી સારી સામગ્રી પમાડી, વળાવા રૂપે થઇને આત્માને મોક્ષમાર્ગમાં યોજે છે અને અન્તે મોક્ષપદે પણ પહોંચાડી દે છે. પુણ્ય, એ આત્માને લાગેલું શુભ કર્મ છે. આત્માને કર્મથી સર્વથા રહિત બનાવવામાં સહાયક નિવડે, તે ધર્મ છે. શુદ્ધ ધર્મ જીવવિશેષે પુણ્યનુંય કારણ બને, પણ સુધર્મને મુક્તિનું જ સાધન કહેવાય.

આથી સ્પષ્ટ છે કે–ધર્મ એ જ સાચા સુખનું વાસ્તવિક સાધન છે. આમ હોઈને જે સાધનો ધર્મનાં છે, તેજ

સાધનો સુખનાં છે! આથી ધર્મ કહો અગર તો સુખ કહો, એના હેતુની સિદ્ધિને માટે ત્રણ વસ્તુઓ અહીં રજૂ કરવામાં આવી છે:-

૧-પહેલી એ કે-હમેશાં, બને તો ચોવીસેય કલાક અગર તો જેટલો બની શકે તેટલો વધારે સમય, હૃદયના બહુમાનપૂર્વક સાધુ એટલે ગુણોએ કરી વૃદ્ધ એવા જે મહાપુરૂષો, એમની સેવા-એમની આજ્ઞાનું પાલન. આ સાધનની સેવાનાં ત્રણ ફલો દર્શાવ્યાં: ૧. સુંદર ઉપદેશની પ્રાપ્તિ, ૨. ધર્માત્માઓનું દર્શન અને ૩. સ્થાને વિનય.

૨-બીજી વસ્તુ એ કે-પરમાર્થવૃત્તિથી દુનિયાના પ્રાણિઓ પ્રત્યે-વિશ્વ પ્રત્યે, બદલો લેવાની ઇચ્છા વિનાની પ્રીતિ-સૌના હિતની ચિંતા. આથી શુભ ભાવના થાય અને એ શુભ ભાવનાના યોગે દ્વેષ રૂપ અગ્નિ બુઝાઇ જાય.

૩-અને ત્રીજી વસ્તુ એ કે-દુનિયાદારીના સ્વયમેવ નાશવંત, મૂકીને જવાના, તેવા પદાર્થો પ્રત્યે મારાપણાની ખોટી કલ્પી કાઢેલી બુદ્ધિનો નાશ. આ ત્રીજું સાધન. આથી તૃષ્ણા, કે જે સઘળા દોષોની માતા છે અને સઘળા ગુણોનો ઘાત કરનારી છે, તેનો નાશ થાય છે.

આ માનવજીવનને સફળ કરવાને માટે આજે આ જે ત્રણ સાધનો સેવવાનાં બતાવ્યાં, તે ત્રણને વિશુદ્ધ હૃદયપૂર્વક સેવનાર આત્માને આ ભવમાં તેમજ પરભવમાં પણ સાચી શાન્તિ પ્રાપ્ત થાય છે. આ સાધનો આ ભવમાં શાન્તિ પમાડે છે અને તેથી ભવાંતરમાં પણ શાન્તિ મળે એવી સામગ્રી પ્રાપ્ત થાય છે. તેના આરા-

ધનથી ભવિષ્યમાં એવી કાર્યવાહી થશે કે—આત્માની સાથે અનાદિકાળથી લાગેલ કર્મમળ સાફ થશે અને જે સુખને પ્રાણીમાત્ર ઇચ્છે છે, તે મુક્તિનું અદ્વિતીય સુખ, કે જે દુઃખના લેશ વિનાનું, પૂરેપૂરૂં અને શાશ્વત છે, તે મળી શકશે : વધુમાં તે આત્માને દુઃખના દાવાનળોની સ્હેજ ઝાળ સરખી પણ સ્પર્શી શકશે નહિ ! આ જીવનમાં જો આ પ્રયત્ન થશે, તો જ મળેલ આર્યદેશ, આર્યકુળ અને આર્યજાતિ આદિ ઉત્તમ સામગ્રીની સફળતા થશે. આથી, જ્ઞાનિઓની તો એક જ ભલામણ છે કે—'પાપના ત્યાગમાં અને ધર્મની આરાધનામાં સઘળીય શક્તિનો અને સઘળીય સામગ્રીનો સદ્વ્યય કરવામાં લેશ પણ પ્રમાદી ન બનો !' પાપના ત્યાગમાં અને ધર્માચરણના સેવનમાં જે પુણ્યાત્માઓ પોતાના જીવનને ઉપયોગી બનાવે છે, તે પુણ્યાત્માઓ જ પોતાની દુઃખરહિત બનવાની અને એકાન્ત શાશ્વત સુખ પ્રાપ્ત કરવાની અભિલાષાને ફલિભૂત બનાવે છે. એથી વિપરીતપણે વર્તનારાઓ તો સુખના ઇરાદે પણ દુઃખના જ ભોક્તા બને છે. આથી સૌ કોઇ પાપના ત્યાગમાં અને ધર્મના સેવનમાં આદરવાળા બનો અને એથી પરિણામે સંપૂર્ણ શાશ્વત સુખને પામો, એ જ એક શુભાભિલાષા !

  



# શા માટે ?

મહાન વ્યક્તિઓ સામે સદાય વિરોધ ખડો હોય છે. ત્યાં મહત્તા કસોટીએ ચઢે છે: એ રીતિએ મહત્તા મપાય છે. જૈનસમાજના આ એક યશસ્વી રત્ન સામે પણ એવી જ પરિસ્થિતિ ખડી છે. પરન્તુ તમે એથી શા માટે દોરવાઓ છો?

કોઈ પણ વ્યક્તિ વિષે મત બાંધતાં પૂર્વે, એમની માન્યતાઓનો અભ્યાસ કરવો ઘટે: એ વ્યક્તિ પોતાની માનીનતાઓમાં કેટલે અંશે સદ્ધર છે કે પોલી છે, તે તપાસવું ઘટે: એમાંથી ઉપજતી શંકાઓ વિષે તેમની પાસેથી ખૂલાસા મેળવવા ઘટે: તમે પણ એજ પદ્ધતિ અખત્યાર કરો.

આ પુસ્તકમાં પ્રગટ થતાં પ્રવચનો વાંચ્યા પછી, તમને જો આવાં પુણ્ય પ્રવચનો વાંચવાની ઇચ્છા થઈ હોય, તો તમે પહેલી જ તકે શ્રી '**જૈન પ્રવચન**'ના ગ્રાહક થાવ!

આ પુસ્તકમાં જે મહાપુરૂષનાં પ્રવચનો પ્રગટ કરાયાં છે, તે મહાપુરૂષનાં પ્રવચનો જ શ્રી જૈન પ્રવચનમાં પ્રગટ થાય છે. શ્રી જૈન પ્રવચન દર રવિવારે પ્રસિદ્ધ થાય છે અને તેમાં ફુલ્સકૅપ પોણા ત્રણ ફરમાના હિસાબથી દર અઠવાડિએ વાંચન અપાય છે: પોષ્ટ ખર્ચ સાથે લવાજમ-હિન્દમાં રૂા. ૩-૧૨-૦ છે અને હિન્દ બહાર રૂા. ૫-૮-૦ છે.

: : લખો : :

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય.**

**સલાપોસ, ક્રોસરોડ : : : અમદાવાદ.**

# યુવાવસ્થા

: સભા બોલાવનાર :

શ્રી મુંબઈ જૈન યુવક મંડળ, મુંબઈ

: સભાસ્થલ :

લાડની વાડી, સી. પી. ટૅન્ક રોડ, મુંબઈ

: દિવસ :

રવિવાર, તારીખ ૨ : ફેબ્રુઆરી : ૧૯૩૦



**યુવાવસ્થા યોગ્ય દિશાએ જ લાભદાયી :**

**આ** દુનિયામાં સઘળી ય અવસ્થાઓ કરતાં યુવાવસ્થા એ બહુ જ મહત્ત્વની અવસ્થા છે. યુવાવસ્થાના સદુપયોગ અને દુરૂપયોગ ઉપર જીવનની સાર્થકતા અને નિરર્થકતાનો મોટો આધાર રહેલો છે. યુવાવસ્થા, એ એક એવી સામર્થ્યશાલિની અવસ્થા છે કે—આત્મા ધારે તો તે અવસ્થા દ્વારા ધાર્યું કામ પાર પાડી શકે છે. યુવાવસ્થા જો સન્માર્ગની સાધનામય બની જાય, તો એ દશામાં આત્મા, બીજી કોઈ પણ અવસ્થા કરતાં ઘણી જ વિશિષ્ટ કોટિની સાધના કરી શકે છે. એ જ રીતિએ યુવાવસ્થા

ઘણી જ ભયંકર પણ નિવડી શકે છે: કારણ કે-યુવાવસ્થામાં ઉન્માર્ગે ચઢી ગએલો આત્મા, પોતાના સારા ય જીવનની સુન્દરતાની ખાનાખરાબી કરી મૂકે છે અને પોતાના ભાવિકાલને પણ અનેકવિધ આપત્તિઓથી ઘેરાએલો બનાવી દે છે. યુવાવસ્થા દ્વારા વાસ્તવિક અને શક્ય એટલો બધો જ જો લાભ ઉઠાવવો હોય, તો એ અવસ્થાને યોગ્ય દિશાએ વાળવી, એ અનિવાર્ય છે. એમાં જો દિશાભૂલ થઈ જાય, તો કારમી પાયમાલી થઇ જતાં પણ વાર લાગતી નથી. યોગ્ય દિશાએ વળેલી યુવાવસ્થા જેટલી ઉપયોગી અને લાભદાયી નિવડે છે, તેટલી જ તે અયોગ્ય દિશાએ વળતાં નિરૂપયોગી અને ભયંકર નિવડે છે. આથી જ એક કવિ કહે છે કે-

" अतिवाहितमतिगहनं, विनाऽपवादेन यौवनं येन ।
दोषनिधाने जन्मनि, किं न प्राप्तं फलं तेन ? ॥१॥ "

'જે આત્માએ પોતાના અતિ ગહન એવા યૌવનને અપવાદોથી રહિતપણે પસાર કર્યું, તેણે દોષોના ભંડાર સમાન આ જન્મમાં કયું ફલ પ્રાપ્ત કર્યું નથી ?'–એમ કવિ પૂછે છે: અને આ પ્રશ્ન દ્વારા એ જ વ્યક્ત કરે છે કે–'યૌવનને નિરપવાદપણે જીવનારાઓ આ જીવનમાં પ્રાપ્ત કરવા લાયક સઘળા ય સુન્દર ફલને પ્રાપ્ત કરી શકે છે.' ખરેખર, યુવાવસ્થા એ એક અતિ ગહન જ અવસ્થા છે: કારણ કે–એ સમયની વિચારસરણી, મનોદશા અને ભાવનાઓ, એટલી ઉદ્દામ થઈ જાય છે કે–એ બધુંએ સત્ત્વ જે દિશાએ ખર્ચાવું જોઇએ, તે

દિશાએ નહિ ખરચાતાં જો જૂદી જ દિશાએ ખર્ચાય, તો પરિણામે જે મેળવવા યોગ્ય હોય તે તો રહી જાય, પણ કોઈ જૂદું જ રૂપક આવીને ઉભું રહે. જેમ વસ્તુ સારી અને લાભદાયી, તેમ જો તેને યોગ્ય રસ્તે યોજવામાં ન આવે, તો તે વધારે નુકશાનકારક પણ થઇ પડે છે. સાધનની સામગ્રી જે વખતે સારા પ્રમાણમાં હોય, તે વખતના ગુણ તો સારા ગવાય જ. જે વસ્તુમાં જે તાકાત હોય, તે અવસરે વર્ણવાય: પણ સમજવું એ જોઇએ કે–તે તે વસ્તુની સાર્થકતા કોના આધારે છે? યુવાવસ્થાના કર્ત્તવ્યનો વિચાર પણ એ જ દૃષ્ટિએ કરવાનો છે. કર્ત્તવ્યના વિચાર અને અમલ વિના સદુપયોગ ન થાય અને જો એનો સદુપયોગ ન જ થાય, તો દુરૂપયોગ થાય, એ નિશ્ચિત જ છે. ઉપકારિઓએ આ જ કારણે કર્ત્તવ્યોનો અને કર્ત્તવ્યપાલનના ઉપાયોનો વિસ્તારથી વિચાર કર્યો છે. સંસારમાં જેમ મનુષ્યો છે, તેમ પશુઓ પણ છે: છતાં પશુઓના કર્ત્તવ્યનો વિચાર કોઇ દિવસ કરવામાં આવતો નથી. મનુષ્ય, એ સાધનસંપન્ન છે: બુદ્ધિમાન છે: શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ, એનો વિચાર કરવાને અને એનો ઉત્તમમાં ઉત્તમ કોટિનો અમલ કરવાને પણ શક્તિમાન છે: તેથી જ તેના જીવનનાં ગુણગાન વધુ કરવામાં આવે છે. મનુષ્યજીવનમાં પણ અવસ્થાઓની દૃષ્ટિએ યુવાવસ્થા પ્રધાન છે. બાલ્યવયમાં શક્તિઓ વધુ ખીલેલી નથી હોતી, વૃદ્ધાવસ્થામાં શક્તિઓ શિથિલ બની જાય છે, જ્યારે એક યુવાવસ્થા જ એવી છે, કે જે સમયે

શક્તિઓ સારી રીતિએ ખીલેલી હોય છે : એટલા જ માટે એ અવસ્થામાં શું કરીએ તો તેનો સદુપયોગ થયો માની શકાય, તે વિશેષપણે વિચારવાનું છે. બાળક કે વૃદ્ધને કાંઈ કરવા જેવું નથી અથવા તો તેઓ કાંઈ જ કરી શકતા નથી, એમ માની લેવાનું નથી : તેઓ પણ શક્તિ-સામગ્રી મુજબ કરવાજોગું કરી શકે છે : પણ અહીં તો વાત એ છે કે-બીજી અવસ્થાઓ કરતાં સાધ્યને સિદ્ધ કરવાનાં પ્રબળ સાધનો યુવાવસ્થામાં વિશેષ પ્રમાણમાં છે. આથી જ ખાસ વિચારવું જોઇએ કે-યુવાવસ્થાનો કયી રીતિએ ઉપયોગ કરીએ, તો સાધ્યની સિદ્ધિ થાય ? બાલ્યાવસ્થા એવી છે કે-જેમ નાયક દોરે તેમ દોરાય : વૃદ્ધાવસ્થામાં કુદરતી રીતિએ એ ગુણ આવે છે કે-વિચાર કર્યા સિવાય કદમ ભરે નહિ : પણ યુવાવસ્થામાં ઉન્મત્તતા આવતાં વાર લાગતી નથી : અને તે ઉન્મત્તતા આવી જાય તો સારૂં સાધવાનું એક બાજૂએ રહી જાય છે અને નુકશાનકારક વસ્તુઓ સધાઈ જાય છે. બાલ્યાવસ્થા નિશ્રાવાળી હોય છે, વૃદ્ધાવસ્થા અનુભવથી ઘડાઈ શાંત થયેલી હોય છે, જ્યારે યુવાવસ્થામાં જ ગોટાળો વધુ સંભવિત છે : કારણ કે-નિશ્રા મળે નહિ અને આવડત હોય નહિ. તે વખતનું જોર, ભાવના, વિચાર વિગેરે પ્રબળ છે : ધાર્યું કામ આપી શકે તેમ છે : પણ જે ચીજ જેટલા જેટલા પ્રમાણમાં સારી અને પ્રશંસાપાત્ર હોય, તેટલા તેટલા પ્રમાણમાં તે ચીજ સુયોગ્ય રીતિએ યોજાવી જોઇએ. એમ થાય તો જ સારી અને પ્રશંસાપાત્ર ચીજ,

સારા અને પ્રશંસાપાત્ર પરિણામને લાવનારી નિવડે : અન્યથા, એની એ જ ચીજ, ખરાબ અને નિન્દ્ય પણ પરિણામને લાવનારી નિવડે.

**યૌવન રૂપ ગહન વમળ :**

આથી દરેક યુવાને વિચારવું જોઈએ કે–' યુવાવસ્થામાં કયા પ્રકારની કાર્યવાહી હસ્તગત કરીએ, તો સાધવાનું સાધી શકીએ ? ' આજે દુનિયામાં દરેક યુવાન ઇચ્છે છે કે–' હું વહેલો બહાર આવું. ' આજના યુવાનો માને છે કે–' બીજાઓ ન કરી શકે તે અમે કરીએ ! ' એ માનવામાં હરકત નથી–પણ તે કયારે ? ' કયારે 'નો ઉત્તર રીતસર નથી મળી શકતો, એ જ વાંધો છે. સારી અવસ્થા મળી જવા માત્રથી જ રાજી થવું જોઇએ નહિ. જેને જેને આ યુવાવસ્થા પ્રાપ્ત થઈ જાય, તે તે સારૂં જ કરનારા નિવડે, એ વિશ્વાસ યુવાવસ્થા ઉપર મૂકાય નહિ. ' અમે જ સારૂં સારૂં કરીએ ને બીજા નહિ '–એ જાતિની હઠ, એ તો યુવાવસ્થાનો સદુપયોગ નથી, પણ ભયંકર દુરૂપયોગ છે. ગમે તેને તેમના વિચારો ઉપર ચાલવા દેવા, એ નુકશાનકારક છે. ' જેનામાં વિચારશક્તિ તાજી હોય, તે જ કાંઈક વધુ સારૂં કરી શકે '– એમ માનવામાં હરકત નથી, પણ પ્રથમ વિચારની સુંદરતા સાબીત કરવી જોઇએ. એ નહિ કરનારે માત્ર અવસ્થાના બહાને આગળ આવવાનો આગ્રહ કરવો જોઈએ નહિ. ' હું કરૂં તેજ સાચું '–એ ઉદ્દામવૃત્તિ છે. શાંત લોહીવાળા જે કામ કરી શકે છે, તે ઉછાંછળા

લોહીવાળા કરી શકતા નથી. મનુષ્યજીવનને સાર્થક કરવાનાં સાધનો વિચાર અને જ્ઞાન છે: એટલે પોતાની વિચારશક્તિને માણસે જ્ઞાનપૂર્વક કેળવવી જોઇએ. એવી રીતિએ કેળવેલી વૃત્તિવાળો સાવધ રહેશે તો કદી ભૂલો નહિ પડે. 'અમૂક કાર્યનું અંતિમ પરિણામ કયું?'– તેનો વિચાર કરવો જ જોઈએ. વર્ત્તમાનકાળમાં જ વિજય આપે, તે વિજય નથી : તત્ક્ષણ–અત્યારે ને અત્યારે સ્હેજ ફાવટ આવી ગઇ, તેથી નહિ માની લેવું કે–'ફાવટ થઈ ગઈ!' તેનાથી આવનારા ભાવિને પણ જોવું જોઇએ. શાસ્ત્ર કહે છે કે–'બાલ્યાવસ્થામાં કેળવાયલા ગુણોને પોષનાર યોગ્ય નેતા જો તે પછીની અવસ્થામાં ન મળે, તો એની બાલ્યાવસ્થાની સુંદર કમાણી ધૂળમાં મળી જાય છે.' યુવાવસ્થામાં જેની દશા બગડી, તે કદી સુખી નથી થતો. તેની વૃદ્ધાવસ્થા પણ એવી થાય કે–કમાણી કરવા લાયક ન રહે. જેમ સાગર આખો તરી જવાય, પણ વચ્ચે ફરતા આવર્તો આવે ત્યાં જો સ્ટીમર વમળમાં પડી જાય તો ભાગ્યે જ બચે. આખા સાગરને તરવામાં જે મુશ્કેલી નથી, તે મુશ્કેલી એ આવર્તને ઓળંગવામાં છે. મનુષ્યજીવનની બરબાદી પણ આ યૌવન રૂપી આવર્તમાં છે. આખા જીવનની બધી કાર્યવાહી અહીં સંભાળવાની છે. યૌવન રૂપ આવર્તમાં જીવન બગડ્યું, તો સાધના રહી જવાની અને નાશ સરજાઇ જવાનો. આ અવસ્થા રૂપી આવર્તમાં જો આત્મા વિવેક ભૂલ્યો, તો બહાર નીકળવું મુશ્કેલ થઇ પડે છે. માટે આ કવિવર યૌવનને અતિ ગહન લખે છે. તેમાં જેટલી

સુંદરતા છે, તેટલી જ કદરૂપી અવસ્થા પણ પડેલી જ છે. એટલા જ માટે જેમ બને તેમ એના ગહન વમળમાં આત્મા ન ગુંચવાઇ જાય, એવા પ્રયત્નની મનુષ્યજીવનમાં અતિ આવશ્યકતા છે.

## સાચો યુવાન હોવા છતાં કોઇને ત્રાસ હોય ?

જેણે આ અવસ્થા કોઈ પણ જાતિના અપવાદ, દોષ કે ઉદ્ધતાઈ વિના પૂરી કરી વાળી, એના જેવો પુણ્યવાન આત્મા આ જગતમાં કોઇ નથી. જન્મનું જે ફળ મેળવવાનું હતું, તે યૌવનાવસ્થા અપવાદ વિના પસાર કરી તેણે મેળવ્યું છે. આ વાત ઉપર શ્રદ્ધા ધરાવનારાઓએ વિચારવું જોઇએ કે–' કયી કયી ક્રિયાઓ યુવાવસ્થામાં કરવામાં આવે તો અપવાદ ગણાય અને કયી કયી ક્રિયાઓ કરવામાં આવે તો એ અપવાદથી બચી જવાય ? ' યુવાવસ્થામાં મન અને ઇંદ્રિયો મજબૂત હોય છે : બાલ્યાવસ્થા હજુ વિષયજોગી થઇ નથી : વૃદ્ધાવસ્થા શિથિલ છે : જીવનની સફળતાનો અને નિષ્ફળતાનો આધાર, એ યુવાવસ્થામાં તેજ થયેલી ઇંદ્રિયોના સદુપયોગ અગર દુરૂપયોગ ઉપર રહે છે. એ ઇંદ્રિયોને આધીન થઇ જવાય, તો અપવાદ ડગલે ને પગલે આવતાં વાર લાગે નહિ દુનિયામાં એવું કયું પાપ છે, કે જે પાપ ઇંદ્રિયોને આધીન થયેલો આત્મા ન કરે ? દુનિયામાં એવો કયો ખરાબ બનાવ છે કે–આ ઇંદ્રિયોને આધીન થયેલો ન કરી બેસે ? તે વખતે જે આત્મા ઇંદ્રિયોને આધીન ન થયો–ઇંદ્રિયોના વિષયોની લોલુપતાથી બચી ગયો, તે જ વાસ્તવિક રીતિએ

બચ્ચો ગણાય. યુવાવસ્થા ભયંકર પણ છે અને સારી રીતિએ વપરાય તો સુંદર પણ છે. ઇંદ્રિયોનું જે જોર યુવાવસ્થામાં હોય છે, તે કોઈ અવસ્થામાં હોતું નથી, એટલા માટે જ્ઞાનિઓ પણ લખી ગયા કે–'યોગિઓનાં મન પણ યુવાવસ્થામાં, જો બરાબર ભાળપૂર્વક જીવન ન ખર્ચાય, તો વિકારવશ થઇ જાય : ન થાય એ જ ખૂબી.' યૌવન ભલભલાને મુંઝવે : ન મુંઝાય તે મહાત્મા. જીવનનો જેટલો સદુપયોગ માગે, તેટલો બધો તે જ કરી શકે. તેની જ વૃદ્ધાવસ્થા શાંત, સ્થિર અને સદાચારવાળી બને. તે જ દુનિયામાં સદ્‌વિચારો ફેલાવનારો બને. જેણે યુવાવસ્થા સારી રીતિએ પસાર કરી હોય, તેની વૃદ્ધાવસ્થા સુંદર બની શકે છે; પણ જેઓએ યુવાવસ્થાનો આખોય સમય ઇંદ્રિયોનો કસ કાઢવામાં ગુમાવ્યો હોય–આંખથી જેટલું જોવાય તેટલું જોઇ લેવું, શરીરથી ભોગવાય તેટલું ભોગવી લેવું, ખાઇ–પીઇને મોજ કરી લેવી,–એજ ધ્યેયથી જેણે જીવન ગાળ્યું હોય, તેઓ વૃદ્ધાવસ્થામાં શું સાધી શકે ? આજે કેટલાકો કહે છે કે–'હમણાં નહિ, પણ પછી વૃદ્ધાવસ્થામાં સુખે ધર્મ સાધીશું.' એમ કહેનારાઓને પૂછવું પડે છે કે–' જ્યારે એક કલાકની પણ ખરાબ કાર્યવાહી દિવસો સુધી ભૂલાતી નથી, તો જેણે આખી યુવાવસ્થા ખરાબ કાઢી હોય, તે વૃદ્ધાવસ્થામાં ધર્મ સાધે કયી રીતિએ ?' બીજી વાત એ છે કે–જો બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થા દુનિયામાં હોત જ નહિ, તો આજના જુવાનો દુનિયામાં જીવી શકત નહિ. જુવાનો જીવે છે તે બાળકો અને વૃદ્ધોને લીધે. યુવાવસ્થાને

આધીન બની ગયેલા જે આજે જીવે છે, તે બાળક અને વૃદ્ધનો પ્રતાપ છે. બાળકની સાથે કોઇ અથડાય તો તે રોતો રોતો ઘેર જાય : વૃદ્ધ સાથે ભટકાય તો 'હશે'–એમ કહી જવા દે : પણ જો જુવાન જુવાનની સાથે ભટકાય, તો લોહી જ વહે ને ? 'મારાં અંગોપાંગ સારાં છે માટે મારૂં સામ્રાજ્ય છે.'–એ માન્યું, પણ તે ચાલતાં જે વચ્ચે આવે તેને ઠોકર મારવા સારૂં ? એમ ન જ હોવું જોઈએ અને જો હોય તો એ ઘણું જ અહિતકર છે. આજની દુનિયા યુવાનોને પ્રધાનપદ આપી રહી છે અને યુવાનો પણ એમ ઇચ્છે છે કે–'જગતમાં અમારૂં શાસન ચાલે.' આવી સ્થિતિમાં મક્કમપણે કહેવું જોઇએ કે–'યોગ્ય વ્યક્તિનું શાસન ચાલે એમાં હરકત છે જ નહિ, પણ અયોગ્યના શાસનનો વિરોધ કર્યા વિના ચાલે નહિ.' જે પોતાનું શાસન સ્થાપવા માગે છે, તે કેવો હોવો જોઈએ ?–એ તો વિચારવું જ પડશે. શાસન તેનું સ્થપાય, કે જેનામાં સ્વામિપણાની લાયકાત હોય. જે રસ્તે યુવાન જતો હોય, તે રસ્તે નિર્બળને ભય અને સજ્જનને સંતાપ હોય ? આજના યુવાનને કોઇથી કશું સારૂં પણ કહેવાય નહિ, એ કયાંનો ન્યાય ? ઉદ્ધતાઈ, એ કાંઇ યુવાનીની સફળતાનો ઉપાય નથી. જે યુવાન પોતાના બળનો ઉપયોગ બીજાને ત્રાસ દેવામાં કરતો હોય, તે યુવાન, યુવાન નહિ પણ એની એ કાર્યવાહીના પ્રતાપે રાક્ષસ જેવો લાગે છે. આજે દુનિયામાં જે ઉપદ્રવ મચી રહ્યો છે, તે આ કહેવાતી યુવાનીના નામે ઉન્મત્ત બની ક્રૂર-

નારા રાક્ષસોના પ્રતાપે છે. જે દેશમાં યુવાનો ઘણા જીવે, તે દેશમાં નિર્બળ દુ:ખી હોય ? જે દિવસે દુનિયામાં સાચા યુવાનોનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય, તે દિવસે દુનિયામાં શું હોવું ઘટે ? જે શહેરમાં પોલીસ ઘણી, તે શહેરમાં ચોરી ઓછી હોવી જોઈએ કે વધુ ? જ્યાં યુવાન નવી સૃષ્ટિનો સરજનહાર મનાય, ત્યાં હોવું શું જોઈએ ? 'અમે જુવાન'–એમ બોલતાં પહેલાં શોચો કે–'કર્યું શું અને કરવું જોઈએ શું ?' વિચારોને ઝીલતાં પહેલાં, તે કયી દિશામાં જાય છે–એ જોવું જોઈએ કે નહિ ? કહો કે–જોવું જ જોઈએ. ન જોવાય તો પરિણામે નુકશાન જરૂર થાય.

**આજના યુવાનો :**

'કાળા માથાનો માનવી શું ન કરે ?'-એમ કહેવામાં આવે છે, તે કયી બુદ્ધિએ કહેવાયું હશે ? આજે કહેવાય છે કે–'જ્યાં બહુ જુવાનો ભેગા થયા હોય, ત્યાંથી ચાલી જવું : કારણ કે–જો કોઇ જુવાન દલીલમાં નહિ ફાવે, તો છેવટે પાઘડી ઉડાડવાની પણ નીચતા કર્યા વગર રહેશે નહિ.' આ આબરૂ ! યુવાનોની આ ખ્યાતિ ! આખી યુવાન કોમ ઉપર આ કલંક છે. જ્યાં યુવાનો હોય, તે સમુદાયમાંથી વૃદ્ધોને ભાગવું પડે ? બાળકોનો ઘાણ નીકળે ? આ જાતિની છાપવાળા યુવાનોનું જગતમાં સામ્રાજ્ય થાય, તો તે કેવી નવી સૃષ્ટિને સરજે ? યુવાનોની એ ખ્યાતિ હોવી જોઈએ કે–'એ મરશે પણ અમને આણીશુદ્ધ મોકલશે.' પોતાના વિચારો પારકા ઉપર

ઠસાવવા, પણ તે કયી રીતિએ ? ધારાશાસ્ત્રી પોતાના વિચારો ઠસાવવા, જજના સ્ટેજ ઉપર ચઢી જઈ તેનું ગળું દાબે ? યુવાનોએ જગત્ પાસે પોતાના વિચારો મનાવવા હોય, તો તેમણે કયી રીતિએ વર્તવું જોઈએ ? બળવો, એ સુખનું સાધન છે કે બાળી મૂકનારૂં સાધન છે ? તમારા વિચાર એવા પ્રૌઢ બનાવો કે–આખું જગત ઝૂકે. એવી તાકાત નથી, તો નવી સૃષ્ટિનું સૃજન કરવાનો દાવો શા માટે કરવામાં આવે છે ? વિચારો એવા બનાવો કે–લોક આપોઆપ શરણે આવે. જે અવસ્થાને જ્ઞાનિઓએ સાધ્યની સિદ્ધિ માટે મહત્ત્વની માની, તે અવસ્થામાં રહેનારાઓની આ આબરૂ લજવનારી છે, પણ શોભાવનારી નથી. બધા જ જુવાનીઆ એવા હોય છે–એમ માનવાનું નથી. જે એવા હોય, તેવાઓના વર્ગને ઉદ્દેશીને જ આ વાત થાય છે. આજે એવા પણ યુવાનો છે, કે જેઓ પોતાની યુવાવસ્થાને ઉન્માર્ગે જતી અટકાવી રહ્યા છે અને તેને સન્માર્ગની સાધનામાં યોજવાનો પ્રયાસ કરી રહ્યા છે. આવા યુવાનો જ જગતને માટે આશિર્વાદ રૂપ છે : પણ આવા યુવાનોની સંખ્યા પ્રમાણમાં ઘણી ઓછી છે. બીજા યુવાનોમાં કેટલાક તો સાવ ઉન્મત્ત બની ગયા છે અને કેટલાક હજુ તે તરફ તણાઇ રહ્યા છે. આ સંજોગોમાં, જે જે યુવાનોમાં થોડી પણ લાયકાત હોય, તે તે યુવાનો પોતાની યુવાવસ્થાને ઉન્માર્ગે વહેતી અટકાવે અને સન્માર્ગે વહેવડાવે, એ આપણો ઈરાદો છે. આજના આપણા વિષયનો હેતુ એ જ છે કે–દરેક દર્શનકારોએ ધર્મને સાધવા–સુંદર

વિચારો ફેલાવવા જે અવસ્થાને મહત્ત્વની માની, તેનો સદુપયોગ કેવી રીતિએ થાય, એનો કાંઈક ખ્યાલ આપવો. યુવાવસ્થા, યુગનું પરિવર્તન કરવાની શક્તિવાળી પણ છે-પણ એ ધ્યેય નથી. આજે ક્રાંતિ શબ્દ રૂઢ થયો છે. બસ, ક્રાંતિ-બળવો જગાડો : પરંતુ ક્રાંતિ એટલે શું ? અરે, આજે તો ક્રાંતિની બાંગો પોકારનારાઓમાંના ઘણાખરા એ શબ્દનો ભાવાર્થ પણ સમજતા નથી. ક્રાંતિ શેમાં સંભવે ને શેમાં ન સંભવે, ક્રાંતિ કોની હોય ને કોની ન હોય-આ બધું જોવાનું કે નહિ ? એ માટે પણ પહેલી વાત એ છે કે-જ્યાં યુવાનો વધારે પ્રમાણમાં હોય, ત્યાં બાળકો અને વૃદ્ધોનાં જીવન નિર્ભય હોય. ત્યાં તો સજ્જનનો પ્રવેશ હોય, સજ્જનના વિચારો પ્રત્યે સન્માન હોય અને વિષયોની લાલસા ઉપર અંકુશ હોય. યુવાનની ચાલ સુંદર હોય : તે બોલે ત્યારે મોંઢામાંથી જાણે કે-મોતી ખરી રહ્યાં છે, એમ લાગે. તેને સાંભળવાને માટે સૌ કોઈ તલસે : ' એ જે કાંઇ કહેતો હશે, તેમાં કાંઈક હિતકારક તત્ત્વ સમાએલું હશે-એમ શાણુઓને પણ લાગે : એવી યુવાની ઉપયોગી છે. એવી યુવાની જ સ્વપરના કલ્યાણની સાધક છે.

**સદુપયોગ કરાવવાનો મુદ્દો :**

કયી જાતિના રસ્તે વિચારસરણી ઘડવામાં આવે, તો યુવાનીનો સદુપયોગ થઇ શકે-એ આજનો આપણો મૂખ્ય વિષય છે. જુવાનીયાઓએ તો આ વિચાર કર્યો જ હશે ને ? આજે કહેવાય છે કે-' બુદ્ધિની કસોટીએ

ચઢાવવા સમાજ સમક્ષ અમૂક વિચારો ધરવામાં આવે છે.' પણ આવી વાતો કરનારાઓ, એ કહેશે કે-'કસોટી ઉપર કયી ચીજ ચઢે ? સોનું કે ત્રાંબું ? કે પછી પીત્તળ ?' સોનું હોય તે જ કસોટી ઉપર ચઢે. એક વાર બતાવો કે-અમારા વિચારો સુવર્ણ જેવા છે : સોનાના નામે ત્રાંબું-પીત્તળ કસોટી ઉપર ચઢાવવાની મહેનત ન થવી જોઇએ. વગર ટચનાની ટચ કઢાય કયી રીતિએ ? જે અવસ્થામાં બેઠા છો, ત્યાં એક વાર તો સ્થિર બનો ! કેવળ કાળા વાળના મદમાં છકી ન જાઓ ! અમૂક શબ્દોનો દુરૂપયોગ ન કરો ! આજે એકેક શબ્દને વળગી દુનિયા જે અનર્થને માર્ગે ચઢી રહી છે, તેની સીમા નથી. જ્ઞાનિઓએ શરીરને ધર્મનું સાધન માની, ધર્મના એક સાધન રૂપે જ શરીરની સંભાળ રાખવાનું વિધાન કર્યું,-ત્યારે લોકોએ ધર્મને ભૂલી જઈને શરીરની એવી સેવા કરવા માંડી, કે જેમાં ધર્મનું જ ખૂન થઇ જાય. જે હેતુ માટે એ શબ્દ વપરાયા તે ભૂલી જવાયું. તેવી જ રીતિએ 'કાળા માથાનો માનવી શું ન કરે ?'-એ સિદ્ધાંત હાથમાં આવી ગયો, પણ 'શું કરવું જોઇએ'-એનો વિચાર રહી જ ગયો. જે કાર્યોને આબાલગોપાલ દુનિયા કરી રહી હોય, તે કાર્યોને માટે તો તે શબ્દો નહિ વપરાયા હોય,-એ વાત તો ખરી ને ? ત્યારે આ દુનિયામાં કયું કાર્ય કરવું કઠિન છે, એનો વિચાર કરવો પડશે. એ વાક્યને પાપાચરણ, ત્રાસ કે ઉચ્છૃંખલતાની સાથે નહિ જોડી દેવાય ! 'મારા વિચાર સાચા છે.'-એવું મનાવવાને માટે જો 'પૂર્વપુરૂષોના વિચારો ખોટા છે'-એમ સાબીત કરવું

હોય, તો તેના માટે યોગ્ય દલીલો આપવી પડશે. ‘હું કહું છું માટે મારા સાચા અને જૂના એટલે ખોટા’–એ કાંઈ દલીલ નથી. ‘હું તો અંતરનાદને જ શરણે જાઉં છું–મારૂં અંતર કહે તે જ સાચું’–એમ આજે વાત વાતમાં કેટલાકો તરફથી કહેવાય છે. ખાસ કરીને જ્યારે દલીલમાં ટકાતું નથી અને મહાપુરૂષોએ કહેલા માર્ગથી વિપરીત પ્રકારે બોલવું તથા વર્તવું હોય છે, ત્યારે અંતરનાદના નામે આજે હઠ પકડાય છે. આ પ્રકારે અંતરનાદને માનવાનું કહેનારાઓને કહેવું પડે છે કે–‘તમારી પાસે અંતર છે જ ક્યાં? અંતર કોને કહેવું અને ક્યા અંતરનો નાદ માનવો?,–એની તમને ખબર જ નથી. તમારા અંતરનો નાદ મનાવવા માટે, પૂર્વપુરૂષોના અંતરનો ઇન્કાર કેમ કરો છો?’ જે ચીજ સારી છે–એ સારી ચીજ કોઇનાય તરફથી થતી હોય, એના સ્વીકારનો ઇન્કાર છે જ નહિ. એ વાત નાકબૂલ નથી કે–યુવાન ધારે તે કરી શકે, પણ એમ કહેનારનો આશય કેવો હોવો જોઇએ?,–એ હું બતાવવા માગું છું. યુવાનીનો આપણે સદુપયોગ કરાવવો છે, તેટલા માટે જેઓએ નરસું પકડ્યું હોય તે ખોટું છે,–એમ તો કહેવું જ પડે. ‘કાળા માથાનો માનવી શું ન કરે?’–એ શબ્દો વાપરનાર, દુનિયામાં ધમાલ મચાવવાના જ ઈરાદે જો એ શબ્દોને વાપરતો હોય, તો તેને આપણે સ્વીકારવા માગતા નથી. દુનિયાનાં સઘળાં વાક્યોમાંથી સદુપયોગ કરાવવાના મુદ્દાનું જ સમર્થન કરવાનું હોય. જે એથી વિરૂદ્ધ કરી રહ્યા છે, તે ખોટા છે. વિરૂદ્ધમાંથી ખસી જઈ, તેનો સદુપયોગ કેમ થઈ

શકે, તે જ આપણે બતલાવવા માગીએ છીએ. બધાંએ વાક્યોને આપણે લાભમાં લેવા બેઠા છીએ. યુવાવસ્થા, એ પ્રબળ સાધન છે. ધર્મની–આત્મહિતની–સત્કાર્ય કરવાની પ્રવૃત્તિઓ માટે એ પ્રબળમાં પ્રબળ સાધન છે. તે જીવનને બરબાદ કરવાનું સાધન ન બની જાય, એ સમજાવવા માગીએ છીએ. એ પણ બતાવવા માગીએ કે–'આવું સુંદર પણ સાધન જો અયોગ્ય રીતિએ વાપરવામાં આવશે, તો પરિણામે આત્માની ભયંકર બરબાદી શિવાય બીજું કાંઈ જ થવું નથી.' યૌવન જેવા ઉત્તમ સાધનને આધીન બની જઈ, જેને હથીયાર બનાવવું જોઇએ તેના જ હથીયાર બની જનારાઓએ, પછી તે ભલે મહાન્ શહેનશાહ હોય, તેમણે આ ભવમાં ઈજ્જત ગુમાવી છે, સત્ત્વ ગુમાવ્યું છે અને પોતાના પરલોકને પણ બગાડયો છે, એ નિશ્ચિત વાત છે: માટે પ્રાપ્ત થએલા ઉપયોગી પણ સાધનથી જ પોતાની ખરાબી ન થઈ જાય, એની ચેતવણી આપવાનો આ પ્રયત્ન છે.

**કાળા માથાને ગૌણ કરી માનવતાને પ્રધાન બનાવો:**

યુવાવસ્થા મજેની છે, એનો ઇન્કાર નથી. ધારેલું કામ પાર પાડવાને માટે એ અતિશય ઉપયોગી છે–એ તો હું કહી ચૂક્યો. પણ તે ઉંધે માર્ગે વળી રહી છે; તેને સીધે માર્ગે વાળવાનો આપણો પ્રયત્ન છે. 'કાળા માથાનો માનવી શું ન કરે ?'–એ વાક્ય સજ્જનોમાં અને સારી સમાજોમાં પણ પ્રચલિત છે: પણ તેના મૂળ ભાવને સમજ્યા વિના, એક ખૂની એ વચનને વળગી

પડે, તો તેનો કયી દિશામાં ઉપયોગ થાય? તેવી જ રીતિએ જે સ્થળમાં યુવાન જતો હોય, યુવાનનું જ્યાં આવાગમન હોય, ત્યાં નિર્ભયતા હોય કે સભયતા? કેવું વર્તન હોય તો આપણે તેને અભિનંદીએ? જે યુવાનીને આપણે બહુ જ મહત્ત્વનું પદ દેવા માગીએ છીએ, તે યુવાની હરેકને નિર્ભય બનાવનારી હોવી ઘટે! ઉત્તમ વસ્તુ આશિર્વાદ રૂપ બનવી જોઇએ, પણ શ્રાપ રૂપ ન થવી જોઇએ. તેટલા જ માટે એ કહ્યું કે-'આ અતિ ગહન યુવાવસ્થાને જેણે અપવાદ વિના પસાર કરી દીધી-બટ્ટો કે ડાઘ લાગવા નહિ દીધો, તેણે આખા માનવજીવનનું ફળ મેળવી લીધું.' એક બીજા મહાત્મા એમ કહે છે કે-'યુવાવસ્થા સાથે તો અમને બહુ મેળ છે: યૌવન, એ એવી અનુપમ ચીજ છે કે-તેના સ્વરૂપનો સંપૂર્ણ ચિતાર આપી શકાય તેવી શક્તિ અમારી નથી: પણ તે યુવાવસ્થાના થતા દુરૂપયોગને અમારે દુ:ખી હૃદયે ઘૃણાની નજરથી જોવો પડે છે.' તેઓશ્રી ફરમાવે છે કે:—

"यौवने विषयेभ्योऽसौ, यथा ह्युत्तिष्ठते भवी ।
तथोत्तिष्टेत चेमुक्त्यै, किं हि न्यूनं तदा भवेत्? ॥१॥"

એ મહાત્મા એમ કહે છે કે-યુવાવસ્થામાં રહેલો આદમી, જે રીતિએ વિષયોની તરફ ધસે છે, તેવી જ રીતિએ જો તે મુક્તિ તરફ ધસે, તો આ જગતમાં શું બાકી રહી જાય? બાધક વસ્તુ બહાર કઢાવવાને માટે, એક વખત સારી વસ્તુને દાબી, ખોટી પ્રગટ કરવી પડે છે-બતાવવી પડે છે. ગમે તેવા તેજસ્વી સૂર્યને અને

ચંદ્રને લોકોક્તિ પ્રમાણે રાહુ ગ્રસે છે. યૌવન અવસ્થા જેટલી જ્ઞાનિઓની દૃષ્ટિએ સાધના માટે ઉત્તમ છે, તેટલી જ દુનિયાની દૃષ્ટિએ તેનો ઉપયોગ કરવામાં આવે તો અધમ માર્ગે લઇ જનારી છે. ' આજે યુવાનીનો મોટા ભાગે સદુપયોગ થઇ રહ્યો છે '–એવું કોણ કહેશે ? દુનિયા ધર્મી જ હોત, તો ધર્મની આ પ્રકારે વાતો કરવાની જરૂરત હોત જ નહિ ! અર્થ અને કામ શીખવવા પડે તેમ નથી : કપટ અને પ્રપંચ, જૂઠ અને ચોરી, ઉઠાઉગીરી અને બદમાશી શીખવવાની પાઠશાળાઓ કોઈ જગ્યાએ છે ? તેનાં ભાષણો થતાં કદી સાંભળ્યાં છે ? નહિ જ. તે છતાં પણ એય ચોક્કસ છે કે–તે ન આવડતાં હોય, તો પણ તેને શીખવનારા ડગલે અને પગલે મળી રહે છે. ' બીજાના ખીસ્સામાંથી કેમ લેવાય ? '–તે શીખવવું મુશ્કેલ નથી : ' કેમ દેવાય ?'–એ શીખવવું એજ કઠિન છે. દુનિયાને લાલચ લક્ષ્મીની છે કે દાનની ? લેવાની ભાવના સૌને છે, પણ દેવાની ભાવના કેટલાને છે ? લેનારા તો સામાન્ય રીતિએ બધા જ, પણ દેનારા કોઈક જ : અનાચારી ઘણા, સદાચારી થોડા ! એક કવિવર કહે છે કે:—

" जानन्ति केचिन्न तु कर्तुमीशाः,<br>
कर्तुं क्षमा ये न च ते विदन्ति ।<br>
जानन्ति तत्त्वं प्रभवन्ति कर्तुं,<br>
ते केऽपि लोके विरला भवन्ति ॥ १॥"

આ શ્લોક દ્વારા કવિવર એમ કહે છે કે–' દુનિયામાં

જાણે છે થોડા : જાણનારાઓમાં પણ પાંગળા ઘણા છે : જેઓ કરવાને શક્તિમાન છે, તેઓ તદ્દન મૂર્ખા છે : પણ જાણે ને કરે તે કેટલા ? કોઈક વિરલા જ !' બધા દર્શ-નકારોએ કહ્યું કે-'માનવજીવન સૌથી ઉંચું !' પણ 'ક્યી રીતિએ ઉંચું ?'-એ બતાવવાને સંખ્યાબંધ ગ્રંથો લખવા પડ્યા. માનવી થઈને પણ રાક્ષસ જેવી કાર્યવાહી કર-નારાઓનો તોટો નથી. રાક્ષસ જેવી ન આવડે, તો પશુ જેવી તો બધાને જ આવડે છે. માનવી જેવી કાર્યવાહી કરનાર કેટલા ? 'કાળા માથાનો માનવી શું ન કરી શકે ?'-એ વાક્યના નામે દુનિયામાં જે અત્યાચારો થઈ રહ્યા છે, તેની તો સીમા જ નથી. એ વાક્ય લઈને તેનો ઉપયોગ પણ થાય, અમલેય થાય, સાંગોપાંગ પાર પણ ઉતારાય, પણ ઉંધે માર્ગે હોય તો તેની શી કિંમત ? એ શબ્દો કસાઈઓથી ન કહેવાય. જો કદી એ કહી દે, તો કહેવું પડે કે-'તું કાળા માથાનો ખરો, પણ માનવી નહિ.' જો માનવીને માનવી બનાવવા હોય, તો કાળા માથાને ગૌણ કરો ! માનવીપણું હશે તો માથાને નમા-વશે. માનવીપણું ગયું એટલે માથાં ભટકાવશે. 'અંતર અવાજ ખોટો છે કે ખરો છે'-તેની પરીક્ષા કરવી જોઈ શે. સર્વના અંતર અવાજને એકસરખું વજન આપવા જશો, તો શિક્ષક, ધર્મગુરૂ કે ઉપદેશક, કોઈની જરૂર નહિ પડે ! શિક્ષક વિદ્યાર્થિને કહી દે કે-'હું કહું તે સમજવા તારી બુદ્ધિનો ઉપયોગ કર !' બધામાં બુદ્ધિ હોય છે : બુદ્ધિહીન કોઈ હોતું નથી : પણ બુદ્ધિનો કોઈ વખત સ્વતંત્ર ઉપયોગ થાય અને કેટલીક વખત તેને નિશ્રામાં ય

મૂકવી પડે. જેણે બુદ્ધિને યોગ્ય નિશ્રામાં નથી મૂકી, તે તેનો સદુપયોગ કરી શક્યો હોય એમ બન્યું નથી અને બને એ સંભવિત પણ નથી.

**પતન ક્યાંથી જન્મે છે?**

આપણી તેજ આંખો શું કામ કરે છે? જે કાંઈ જૂએ, તેને લેવાનું મન કરે છે! કાનો શું કામ કરે છે? જે કાંઈ સારૂં સાંભળે તેને વસાવવાનું મન કરે છે! એ આંખનો અને કાનનો સદુપયોગ કે દુરૂપયોગ? એ વિચારે સુખ કર્યું કે દુ:ખ વધાર્યું? આત્માને સન્માર્ગે જોડ્યો કે ઉન્માર્ગે? જોયું અને ઈચ્છા થઈ: મને આ ક્યારે મળે, આ ભાવના આવી: એના પરિણામે પ્રવૃત્તિ કયી? સારી કે નરસી? જેટલી જેટલી સુન્દર–વિષય-રસને પોષનારી ચીજો જૂએ, એ બધી મને મળે--એવી ભાવના જાગતી જાય: અને પછી એ મેળવવા માટે તનતોડ મહેનત કરે, તો શી દશા થાય?

એક આદમીને રહેવા માટે ઝુપડી હતી. ઝુંપડીમાં પણ તે સંતોષથી રહેતો હતો. એક વખત પોતાની તે ઝુંપડીમાંથી બહાર નીકળ્યા પછી, એક સારો શેનકદાર પ્રાસાદ એના જોવામાં આવ્યો. ઝુંપડીમાં રહેનારા તે આદમીએ આ સુંદર પ્રાસાદને ચક્ષુથી જોયો. ઇચ્છા થઈ કે–'મારે પણ આવો પ્રાસાદ હોય તો ઠીક.' એ ઇચ્છા જન્મવાનું પ્રયોજન શું? જે આત્મા બહારના–દુનિયાના થોડા પદાર્થોથી નિર્વાહ કરતો હતો, તેને મોટાઈથી નિર્વાહ કરવાની અભિલાષા થઈ: એજ પતન!

દુનિયાના પદાર્થોની તીવ્ર-તીવ્રતર અભિલાષા, દુનિયાના પદાર્થોને યેન-કેન મેળવવાની અને મેળવીને ભોગવવાની ભાવના, એમાંથી જ પતનનો સદ્ભાવ છે: એ જ પતનનું મૂળ છે. તૃષ્ણા ન હોય, તો ઉન્માર્ગની સંભાવના જ નથી. પતન નીતિને માર્ગે નહિ પણ અનિતિને માર્ગે-એ વાત માની લઈએ, તો પણ અનીતિના માર્ગને ઉદ્ભવવાનું મૂળ સ્થાન શું ? સંયમ કેળવ્યો હોત કે-'મને આના વિના અટકી પડતું નથી, હું ઓછાં સાધનોથી પણ નિર્વાહ કરી શકું છું'-તો એ તૃષ્ણા ઉદ્ભવત ? નહિ જ ! તૃષ્ણા આત્મભાવને ખીલવનારી કે દબાવનારી ? પુદ્ગલની તૃષ્ણા દોષ રૂપ કે ગુણ રૂપ ? પુદ્ગલની તૃષ્ણાને પણ લાભ રૂપ માનનારાઓ ભૂલે છે. તેઓને વસ્તુસ્વરૂપનો ખ્યાલ નથી. આત્માને તેઓ ઓળખતા જ નથી. પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણાને ઉન્નતિનું સાધન માનવું, એ માન્યતા મૂર્ખજનોની છે. પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણા ધર્મ રૂપ નથી: આત્માનું એ પતન છે. જેટલી તૃષ્ણા છૂટે તેટલો ઉદય અને તેને જ વાસ્તવિક પ્રગતિ માની શકાય. ચક્ષુ દ્વારા પ્રાસાદને જોયો, તેથી તેની ઇચ્છા થઈ: પરિણામે પતન થયું: શાથી ? તો કે-ઇંદ્રિયો અને મનની વૃત્તિ કાબૂમાં ન રહી એથી ! યુવાવસ્થામાં ઇંદ્રિયો બલવત્તર હોવાને લઇને, ચક્ષુ વિગેરે જ્યાં ને ત્યાં દોડતી હોવાથી, જેમ જેમ નવું જોતો જાય છે, તેમ તેમ તે પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા થાય છે. સુસંસ્કારો હોય ત્યાં સુધી નીતિ કાયમ રહે છે: પછી તે તૃષ્ણા અનીતિ કરાવે છે. કેટલાક માણસો પ્રથમ તો

ઉદારતાને નામે, કમાઈનો સદુપયોગ કરવાની બુદ્ધિએ કમાવાની પ્રવૃત્તિ શરૂ કરે છે. જગતના ભલા માટે કમાણીના રસ્તે તે ચઢયો : પછી જેમ જેમ પેલી વસ્તુ આવતી જાય છે, તેમ તેમ તૃષ્ણાના તરંગોમાં તણાઇ, દુનિયાના પદાર્થોને લેવાની ઇચ્છા વધારતો જાય છે. પરિણામે ધીમે ધીમે તેનું પતન થાય છે. સારા સંસ્કારો હોય ત્યાં સુધી નીતિ જળવાઇ રહે છે : પછી અનીતિ આવે છે : અનાચારો આવે છે : સદાચારોનો નાશ થાય છે : અને પરિણામે માણસાઇનો લોપ થાય છે. આપણું જીવન યૌવન રૂપી આવર્તમાં ઝકડાઈ નાશ ન પામી જાય, સાધવા યોગ્ય સાધવાનું રહી ન જાય, તેટલા માટે યૌવન વયમાં જેવી રીતિએ આત્મા વિષયો તરફ ધસે છે, તૃષ્ણાની પ્રવૃત્તિઓ તરફ ધસતો જાય છે, તેવી જ રીતિએ એ અવસ્થામાં વિષયોથી પાછો હઠી મુક્તિની સાધના કરવામાં યોજાય, એવો પ્રયત્ન કરવાની જરૂર છે : અને જો તેમ થાય, તો જગતમાં કશી જ કમીના રહે નહિ. એ અવસ્થાને મુક્તિમાર્ગની સાધનામાં જોડી દેવાય, તો જગતને માટે પણ તે આત્મા આશિર્વાદ રૂપ નિવડે.

**સાધન અને સદુપયોગ વચ્ચેનો ભેદ :**

યુવાવસ્થાને સાર્થક કરવી હોય, તો તેનો સદુપયોગ કરવો જોઇએ. અકર્ત્તવ્ય કરવું જોઇએ નહિ અને પ્રાણ કંઠે આવે તો પણ સુકર્ત્તવ્ય છોડવું જોઇએ નહિ ! સુકર્ત્તવ્યનો અને અકર્ત્તવ્યનો ભેદ પાડીને, વિવેકપૂર્વક સુકર્ત્તવ્યને અંગીકાર કરવું જોઈએ. પૌદ્ગલિક ભાવને ખીલ-

વનારી પ્રવૃત્તિ, તે અકર્ત્તવ્ય છે: આત્મસ્વરૂપની ખીલવણી, તે સુકર્ત્તવ્ય છે. નાની, પણ દુનિયાના પદાર્થની ઇચ્છા,–પતન કહેવાય છે. યોગ્યના સહવાસથી દુનિયાના પદાર્થોનો સદુપયોગ કરી બેસે, તો પણ તે પદાર્થોને સદુપયોગનું નિશ્ચિત સાધન ન કહેવાય. દાન લક્ષ્મી વિના ન હોય, પણ દાનનું કારણ–લક્ષ્મી કે તેની મૂર્ચ્છાનો અભાવ? દાનનું સાધન દુનિયાના પદાર્થો ભલે હોય, પણ દાન દેવા તરીકેની ઉદારતા આવે તો જ દાન દઈ શકાય છે. માલીકની યોગ્યતાના પ્રતાપે બુરી વસ્તુથી પણ ભલું થાય, પરન્તુ તેટલા માત્રથી જો તે વસ્તુને તેનું સાધન માની લેવામાં આવે, તો સાધવાનું રહી જાય એક ખૂણામાં અને વસ્તુના મોહમાં થઇ જાય આધીનતા! માટે જે કરવા યોગ્ય વસ્તુ હોય, તેને જ કર્ત્તવ્ય તરીકે ઘટાવવામાં આવે, તો પરિણામે પતન થવાનો સંભવ રહે નહિ.

**નવસર્જન માટે નિશ્રાની આવશ્યકતા:**

બાળકને જેમ કોઈ વાળનાર મળે તેમ વળે. ઉન્માર્ગે જાય તો તેમાં પાલકનો દોષ અને સન્માર્ગે જાય તો તેમાં પાલકનો ઉપકાર! વૃદ્ધાવસ્થા પણ અમૂક અંશે પરાધીન જીવન છે: એક યુવાવસ્થા જ સ્વાધીન જીવન છે. શક્તિ ધરાવનારો આદમી યોગ્ય દિશાએ શક્તિઓને વાળે નહિ, ઇંદ્રિયો ઉપર અંકુશ મૂકે નહિ, વાત–વાતમાં ઇંદ્રિયોને આધીન થઈ જાય, તો તેના ઉદ્ધારની બારી નથી. આજે મોટા ભાગે એવી દશા દેખાય છે

કે-યુવાન મોટો થયો, એટલે માબાપથી એને કહેવાય નહિ અને કહેનાર કહે તો પેલાથી સહાય નહિ. દોરનાર નાયક રહ્યો નહિ અને રહ્યો તો યુવાને તેને ગણ્યો નહિ. તેટલા માટે યુવાવસ્થાના સદુપયોગનું પહેલું કર્ત્તવ્ય, ઈંદ્રિયો ઉપર યોગ્ય અંકુશ મૂકવો તે છે. યુવાવસ્થાનો સદુપયોગ કરવા ઇચ્છનારે, નક્કી જ કરી લેવું જોઇએ કે-દુન્યવી પદાર્થોના રૂપને જોવા માટે જો મારી આંખ દોડે, તો તે આંખ મારી નહિ ! ' મારી જ આંખે મને તો ભયંકર કોટિમાં મૂક્યો '-એમ એ વખતે લાગી જવું જોઈએ. ઇંદ્રિયો કાબૂમાં રાખી શકે તો સદુપયોગ : તેને આધીન થાય તો તેનો દુરૂપયોગ ! અંકુશમાં રહેલો આત્મા જ યુવાનીનો સદુપયોગ કરે છે. ' ઇંદ્રિયો મારી છે, તેને હું જેમ યોગ્ય માર્ગે લઇ જાઉં તેમ જ જવી જોઇએ.'-એમ નહિ માનતાં, યુવાવસ્થામાં પડેલો આદમી, પોતાના માથા ઉપરના અંકુશોને આઘા મૂકે, તો તેની કફોડી દશા થાય છે. એક તો આંધળો અને વળી ઉદ્ધત. આંખે દેખતો નથી અને દોરે એનાથી દોરાતો નથી, તેના જેવી એની દશા થાય છે. આથી જ્યાં સુધી યુવાવસ્થામાં ઇંદ્રિયો ઉપર કાબુ આવે નહિ, ત્યાં સુધી તેનો સદુપયોગ થવાને બદલે દુરૂપયોગ થવાનો સંભવ જ વધારે છે. યુવાને નવું સર્જન કરવાનો દાવો પૂરવાર કરવો હોય, તો એ અવસ્થામાં તૃષ્ણા રૂપી તરંગોમાં તણાઈ, ઇંદ્રિયોને આધીન થઈ જઈ, સંસાર રૂપી સાગરના આવર્તમાં પડતા પોતાના આત્માને બચાવી લેવો જોઇએ. આથી જ એક કવિવરે યુવાવસ્થાની ભયંકરતા આલેખતાં કહ્યું છે કે-

"મેં ઉત્તમ રીતિએ ચિત્તને કેળવ્યું, વિવેક મેળવવા પ્રયત્ન કર્યો, આચાર સુંદર બનાવ્યો, ગુણો મેળવ્યા, ક્ષમા શીખ્યો, લજ્જા મેળવી, પરિશ્રમ વડે ઘણી વિદ્યાઓ ભણી ચિત્ત મારૂં બનાવ્યું, વિવેક, આચાર, ગુણો મેળવવાનો મેં પ્રયત્ન કર્યો, આટલું બધું મેં કર્યું તો પણ, આ યૌવન રૂપી ગહન વનમાં, મને એકલો મૂકીને બધા ચાલ્યા ગયા !"

**ઉપસંહાર :**

જે યુવાવસ્થા આવી રીતિએ યોગિઓને પણ ગુણથી વિયોગ કરાવનાર છે, ભયંકર અટવી સમાન છે, જેમાં અપવાદની પૂરી સંભાવના છે, મહાપુરૂષો પણ જેનાથી ભયભીત રહે છે, તેવી યુવાવસ્થામાં પણ ઇંદ્રિયો ઉપર યોગ્ય અંકુશ મૂકવામાં ન આવે, તો તે મહાન્ શ્રાપ રૂપ નિવડે તે સ્વાભાવિક જ છે. સારૂં સાધન મેળવવું એ જેટલું કઠિન છે, એના કરતાંય વધારે કઠિન એ સાધનનો સદુપયોગ કરવો તે છે. યૌવન જેવા સાધન દ્વારા સંસારસાગરને જો તરવો હોય, તો એ સાધનને ગમે તેમ વેડફ્યે નહિ જ નભે. જેઓ યુવાનીમાં દીવાના બનીને કર્ત્તવ્યાકર્ત્તવ્યનું ભાન ભૂલી જાય છે, તેઓ પોતાના જીવનને તો બરબાદ કરે જ છે, પરન્તુ બીજા પણ અનેકોનાં જીવનોને ધૂળમાં મેળવે છે. યૌવનને જો અપવાદરહિતપણે વ્યતીત કરવું હોય, તો કેવળ અંતરનાદ ઉપર નાચવાનું માંડી વાળી, યોગ્યની નિશ્રાને અંગીકાર કરવી પડશે. સૌ કોઇ આ રીતિએ વર્તી, સ્વપર-હિતને સાધનારા બનો અને પરિણામે મુક્તિસુખને પામો, એ જ એક શુભાભિલાષા.

  

# સાચી શાન્તિ

: સભા બોલાવનાર :

શ્રી મુંબઈ જૈન યુવક મંડળ, મુંબઈ

: સભાસ્થલ :

ભાડની વાડી, સી. પી. ટૅન્ક રોડ, મુંબઈ

: દિવસ :

રવિવાર, તારીખ ૨ : માર્ચ : ૧૯૩૦



## સાચી શાંતિનો અમોઘ ઉપાય

જગતમાં દરેકે દરેક પ્રાણી શાંતિની ચાહના રાખે છે, એ તો એક શંકા વિનાની વાત છે. જગતમાં અશાંતિની ઈચ્છા કોઇનીય હોય, એમ માનવાને એક પણ કારણ નથી. નાનાથી મોટા સુધી દરેક જીવ, શાંતિ ઈચ્છે છે અને શાંતિ મેળવવાના ઈરાદાથી પોતાથી શકય એટલો પ્રયત્નેય કરે છે, પણ શાંતિનો અનુભવ કરનારા આ જગતમાં બહુ જ વિરલ જીવો છે. સૌથી પહેલી વાત તો એ છે કે–'જ્યાં સુધી પોતે શાંતિ રૂપ ન બને, ત્યાં સુધી પોતાને શાંતિ મળે કેમ?' કહેવત પણ છે કે–

'વાવે તેવું લણે અને કરે તેવું પામે.' જોઇએ છે શાંતિ અને કાર્યવાહીઓ એવી કે–અશાંતિ જ આપે. એવો આત્મા ગમે તેટલા ઈલાજો કરે, તો પણ શાંતિ પામી શકતો નથી. આજે ઘણાઓને વાસ્તવિક શાન્તિ કોને કહેવાય, તેની પણ જોઈતી ગમ નથી. શાંતિ એવી હોવી જોઇએ, કે જેના યોગે આત્મા વર્ત્તમાનમાં પણ સુખ પામી શકે અને અન્તે પણ સુખને પામી શકે. આપણે જે શાંતિ બતાવવા માગીએ છીએ, તે આવી કાર્યસાધક. આપણું ઇષ્ટ જેનાથી સુખે સધાય, એવી શાંતિ જોઈએ. આપણને સ્મશાનવત્ શાંતિ નહિ, પણ જીવંત શાંતિ જોઇએ છીએ. જ્યાં સુધી જીવન શાંતિમય ન બને, ત્યાં સુધી સત્ય વસ્તુની પ્રાપ્તિ ન થાય. દુનિયામાં જો બધા જ શાંતિના ઉપાસક છે, તો આજે ડગલે ને પગલે અશાંતિ કેમ દેખાય છે ? દરેકને કાંઈ ને કાંઇ અશાંતિ બેઠી જ છે. એ અશાંતિના હેતુઓને ટાળવામાં આવે, તો જ જીવનને શાંતિમય બનાવી શકાય. જે વસ્તુ જોઈએ તેને, તેના સ્વરૂપને અને તેનાં સાધનોને ન વિચારાય તેમજ તેને બગાડનારાં સાધનોને જીવનથી દૂર ન ખસેડાય, તો હેતુ કયી રીતિએ પાર પડે ? મહાપુરૂષોએ તો ફરમાવ્યું છે કે–'જો શાંતિ જોઈએ તો ખૂદ શાંતિમય બનો.' સામો કેવો છે તે ન જૂઓ, પણ તમે કેવા છો એ જૂઓ. તમે જો વાસ્તવિક રીતિએ શાંત બનશો, તો બીજામાં પણ–જો તે યોગ્ય હશે તો–આપોઆપ શાન્તિ લાવી શકશો. જીવનને વાસ્તવિક રીતિએ શાંતિમય બનાવવાના ઉપાયો, જ્ઞાની મહાપુરૂ-

ષોએ દર્શાવ્યા છે. એ ઉપાયોનો જો અભ્યાસ કરવામાં આવે અને આજ્ઞાંકિતપણે એ ઉપાયોને જો સેવવામાં આવે, તો સાચી શાન્તિની પ્રાપ્તિ, એ કોઈ અશક્ય વસ્તુ છે જ નહિ. મહાપુરૂષોએ શાંતિની પ્રાપ્તિ માટે વિશ્વવ્યાપી ભાવના એ બતાવી છે કે—

" शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।

दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवतु लोकः ॥१॥"

'(૧) સર્વ જગતનું કલ્યાણ થાઓ, (૨) ભૂતગણો—સર્વ પ્રાણિઓ પરહિતમાં રક્ત થાઓ, (૩) દુનિયાના તમામ દોષો નાશ પામો અને (૪) સર્વત્ર લોક સુખી હો!'—આ રીતિએ ચાર પ્રકારોમાં વહેંચાએલી ભાવના, શાંતિના અર્થિઓમાં હોવી જ જોઈએ. જ્ઞાની પુરૂષોએ શાન્તિને માટે દર્શાવેલી આ કેવી ઉમદા ભાવનાઓ છે? દુનિયાનો કોઈ પણ આત્મા હો, તેની સાથે સંબંધ હો કે ન હો, તેનાથી લાભ મળો કે હાનિ, પણ એનું કલ્યાણ જ ઈચ્છવા રૂપ ભાવના હોવી ઘટે. જીવનને શાંતિમય બનાવવાનો આ એક અમોઘ ઉપાય છે. જગતના જીવ માત્રના કલ્યાણની ભાવના હૃદયમાં વ્યાપી જવી જોઇએ. આ ભાવના સાથે જ '૧—ભૂતગણો પરહિતમાં રક્ત થાઓ, ૨—દોષો નાશ પામો અને ૩—લોક સર્વત્ર સુખી થાઓ.'—આ ત્રણ ભાવનાઓ પણ શાંતિના અર્થી આત્માના રોમે રોમમાં વસી જવી જોઈએ. આ વિચારોથી રંગાએલો આત્મા જ 'સાચી શાન્તિ'નો સાક્ષાત્કાર કરી શકે છે.

શાંતિનાં સાચાં સાધનો મેળવવાં જ જોઇએ :

આથી સ્પષ્ટ છે કે-

'૧-સારાય વિશ્વનું કલ્યાણ થાઓ,
૨-પ્રાણિમાત્ર પરહિતમાં રક્ત બનો,
૩—દોષો નાશ પામો અને—
૪-સર્વત્ર લોક સુખી હો '—

—આ વિચારોને વિશ્વમાં ફેલાવવા માટે કરવામાં આવતા પ્રયત્નોની સામે, અજ્ઞાન આત્માઓ તરફથી મચાવવામાં આવતા ઉપદ્રવો, ઉભી કરવામાં આવતી તકલીફો અને લાવવામાં આવતાં આક્રમણોની દરકાર ન કરવી, એ જ સાચી શાંતિના અર્થી આત્માની સાચી ઓળખાણ છે. જે આત્મા અજ્ઞાન આત્માઓના ઉપદ્રવ આદિથી મુંઝાઈ જઇ સુઅવસરે પણ ચૂપકીદી પકડવામાં શ્રેય માને છે, તે સાચી શાંતિથી વંચિત રહી જાય છે. સાધનોની સાધના વિના, સાધ્યની સિદ્ધિ કદી પણ થઈ શકતી નથી. જે આત્મામાં પ્રાણી માત્રના કલ્યાણની ઉર્મિઓ નથી ઉછળતી, જે આત્મા પ્રાણી માત્ર પરહિતમાં સક્રિયપણે રક્ત બને-એવું હૃદયથી નથી ઇચ્છતો, જે આત્મા દોષોના નાશમાં ઉદાસીન છે અને જે આત્મામાં સર્વનેય સુખી જોવાની તાકાત નથી, તે આત્માના જીવનમાં અશાંતિ હોય, એમાં કશું જ આશ્ચર્ય નથી. જે શાંતિની ઝંખના કરવામાં આવે છે, તે શાંતિને સિદ્ધ કરી આપે તેવી સાધનસામગ્રી મેળવ્યા વિના છૂટકો થવો જ નથી : પરંતુ આજના શાંતિચાહકોની તો ભાવના જ કોઈ

વિલક્ષણુ છે. સામાનાં સુખોને જોવાની તાકાત જ દિન-પ્રતિદિન વિલય પામતી જાય છે. સામાને સુખી જોવાની સાથે જ તે ચોંકે છે કે–'હું દુઃખી છું, છતાં આ સુખી કેમ ?' જો આ રીતિએ ચોંકી નહિ ઉઠતાં, સામાને સુખી અને પોતાને દુઃખી જોઇને, સુખ અને દુઃખના હેતુઓનો વિચાર કરે, દુઃખના હેતુઓને દૂર કરે તથા સુખના હેતુઓને સેવે, તો તો તેજ વખતે તેને શાંતિનો સાક્ષાત્કાર થવા માંડે : પણુ આ તો એકદમ, સામાને સુખી જોતાંની સાથે જ, ચોંકી ઉઠે છે અને કહેવા માંડે છે કે–'શા માટે સુખી પોતાના સુખનો ભાગ અમને ન આપે ? અમે દુઃખી હોઈએ, ત્યાં સુધી સુખ ભોગવવાનો એને હક્ક પણુ શો છે ? જ્યાં સુધી અમે દુઃખી હોઇએ, ત્યાં સુધી સુખિને પણુ સુખ ભોગવવાનો હક્ક નથી !' આવી વિચારમાળાના પરિણુામે આત્મા ઉપરનો કાબુ ગયો, મનુષ્યોના મર્યાદાશીલ જીવને પલટો ખાધો અને એ આંતરૂ ભાવનાનું રૂપક બહાર આવ્યું. એના જ યોગે આજે ચોમેર અશાંતિની જ્વાળા વિશેષ પ્રમાણુમાં સળગી રહી છે. જે કાળમાં આવા વિચારોનું સામ્રાજ્ય હોય, તે કાળમાં કોઇ ભાગ્યવાન જ સુખી હોય. આજે સાધનો ઘણું છે એમ કહેવાય છે, છતાં શાંતિનો છાંટોય નથી દેખાતો. 'સાધન તેનું નામ, કે જે સાધ્યને સાધી આપે : પણુ સાધન તે નહિ કે જે સાધ્યથી દૂર કરે.'–આ સત્ય આજની દુનિયા સર્વથા ભૂલતી જાય છે. આજની દુનિયાએ–'સાધન તેને કહેવાય કે જે જીવનને સહાયક થાય, પણુ બોજા રૂપ ન બને'–આ વાત ખાસ ધ્યાનમાં

લેવાની જરૂર છે. વિવેકપૂર્વક વિચારશો તો સમજાશે કે-આજનાં સાધનો જીવનમાં બોજા રૂપ છે, એટલે કે-જીવનમાં બોજો વધારનારાં છે. ખરેખર, જ્યાં પોતાને જ પોતાના આત્માના હિતની ચિંતા નથી, ત્યાં જગત-માત્રના કલ્યાણની ભાવના અને જગતના પ્રાણી માત્ર પર-હિતમાં રક્ત બનો, એ ભાવના આવે જ ક્યાંથી ? જાતે દોષવાન હોય અને દોષ ટાળવાના ઈરાદાથી પર હોય, ત્યાં દુનિયાના દોષ દૂર થાઓ, એવી ભાવના પણ ક્યાંથી આવે ? એજ રીતિએ-' હું દુઃખી છતાં બીજા સુખી કેમ ?'-આ દુષ્ટ વિચાર જ્યાં સુધી હૃદયમાં છે, ત્યાં સુધી-' જગતના સઘળા ય જીવો સુખી થાઓ '-એ ભાવના તો માત્ર મુખપાઠ રૂપે જ રહેવાની.

**અર્થ-કામ શાંતિ નહિ આપે :**

' ધર્મ, અર્થ, કામ અને મોક્ષ '-આ ચાર પુરૂષાર્થો ગણાય છે. એ ચારેયમાં પુરૂષાર્થપણાની અપેક્ષાએ સમા-નતા છે : કારણ કે-ચારેયમાં પ્રયત્ન વિના છૂટકો નથી. એ દરેક પુરૂષાર્થ પ્રયત્નથી સિદ્ધ થાય છે. ચારમાંથી એકની પણ સિદ્ધિ કે સરક્ષણ પ્રયત્ન વિના શકય નથી : પણ દુનિયાનો મોટો ભાગ કયા પુરૂષાર્થ માટે પ્રયત્ન કરે છે, એ કહો ! ધર્મ તથા મોક્ષ માટે ઉદ્યમ કેટલા જણા કરે છે અને અર્થ તથા કામ માટે ઉદ્યમ કેટલા જણા કરે છે ? મોક્ષ માટે તો આજે ઘણાઓ તરફથી એમ જ કહેવાય છે કે-' મનાય કેમ ? હશે કે નહિ ? ગપ્પાં કાં ન હોય ? ખાત્રી શી ? કોણે જોયો ? મોક્ષ

તો ભોળાને ફસાવવાની જાળ છે!' જ્યારે મોક્ષ માટે આમ બોલાય, તો પછી તેને મેળવવાની કામના તો રહી જ ક્યાં? અને જ્યારે મોક્ષની કામના ઉડી ગઈ, તો પછી ધર્મનો વાસ્તવિક ખપ પણ શાનો હોય? આથી સ્પષ્ટ છે કે-ચારેય પુરૂષાર્થો પુરૂષપ્રયત્નની અપેક્ષાએ સમાન છતાં, દુનિયાની કામના મોટે ભાગે અર્થ–કામમાં છે. જગતનો મોટો ભાગ અર્થ–કામ માટે જ પ્રવર્તે છે: જીવનનો સઘળો કાળ એ માટે જ ગુમાવે છે: પણ એ અર્થ–કામ આત્મા સાથે કેટલો કાળ રહેવાના છે? અંતે જવાના જ છે, એનો વિચાર જ લગભગ ભૂલાઈ ગયો છે. શરીરમાં અસાધ્ય વ્યાધિ થાય અને ડૉકટર હજારોની ફી લેવા છતાં ય હાથ ખંખેરે, ત્યારે આત્માને અર્થ અને કામની ખડકની જેમ ખડકેલી વિપુલ સામગ્રી પણ શાંતિ આપી શકે તેમ છે? નહિ જ. આજે ઘણા કહે છે કે-“આ દુનિયામાં અર્થ–કામ વિના ચાલે તેમ નથી, માટે તેના ત્યાગની વાત કરવી એ તો મૂર્ખાઈ છે.” આ ભાવના આ જમાનામાં લગભગ રૂઢ જેવી બની ગઈ છે: પૌદ્ગલિક સુખના ત્યાગની વાત કરનારા આજે ગાંડા મનાય છે: પણ પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિઓએ ઉંડામાં ઉંડી શોધ કરીને કહ્યું છે કે-“અર્થ અને કામ જીવનમાં શરણ રૂપ છે જ નહિ!” માનો કે-અર્થ અને કામની સામગ્રીનો સુમાર ન હોય, માગે તે મળી શકે એટલાં સાધનો પાસે હોય, ધનની કે ભોગની ખામી ન હોય અને નોકર–ચાકર–સ્નેહી–સંબંધી પણ અનુકૂળ હોય: આવા પણ સુખી

આદમીને, અંતિમ અવસ્થાએ એ બધી ચીજોમાંથી કયી ચીજ શાંતિ આપવાને સમર્થ છે? કહેવું જ પડશે કે–એક પણ ચીજ સમર્થ નથી. બધાં પાસે ઉભાં હોય, પણ કરે શું? શરીરમાં તીવ્ર પીડા ઉત્પન્ન થઇ, ત્યાં થાય શું? એ બધી સામગ્રીઓ તે વખતે તો ઉલ્ટી મુંઝવણ ઉભી કરે. 'એવા સમયે જીવનમાં શાંતિ આપનાર ચીજ કયી?'–તેનો જ આજે આપણે વિચાર કરવાનો છે.

**આત્માનો વિચાર :**

'આત્મા પરમ શુદ્ધ અને અલિપ્ત છે'–એવી વાતો કરનારા શુષ્ક અધ્યાત્મવાદિઓથી ભોળવાતા નહિ. એ બધી વાતો તેની અપેક્ષાપૂર્વક જો જાણવામાં અને માનવામાં ન આવે, તો વાહીયાત અને નકામી છે!' 'આત્મા શુદ્ધ છે, બ્રહ્મસ્વરૂપ છે, પણ તે ક્યારે?'–તે સમજવાની જરૂર છે. આત્મા જો વર્તમાનમાં પણ પરમ શુદ્ધ છે, તો તે આ શરીર રૂપી ગંધાતી કોટડીમાં કેમ ભરાયો છે? જે કોટડીમાં ભરાયો છે, તે કોટડીની મલિનતા કાંઇ છૂપી નથી: એ કોટડી અશુચિ પદાર્થોથી જ ભરપૂર છે. એવી કોટડીમાં આધીન રહેવું પડે છે, એ જ સૂચવે છે કે–પોતે મૂળ સ્વરૂપે શુદ્ધ હોવા છતાં પણ, અત્યારે તે ક્યાંક બીજે જ ફસાયો છે! આ રીતિએ આત્મા ફસાએલો છે–એમ પ્રત્યક્ષપણે દેખાતું હોવા છતાં પણ, આત્માને આવી અવસ્થામાં ય પરમ શુદ્ધ માનવાની વાતો કરવી, તે તત્ત્વજ્ઞાનિઓની દૃષ્ટિએ મૂર્ખતા જ છે. 'આત્માનું વાસ્તવિક સ્વરૂપ સ્ફટિક જેવું નિર્મળ

છે. '—આનો ઈન્કાર નથી, પણ સ્ફટિક રત્નમાં લાલ–લીલા–પીળા ઇત્યાદિ રંગના દોરા ઘાલીએ, તો તેનો શ્વેત રંગ દેખાતો બંધ થઈ જાય ખરો કે નહિ? લાલ, લીલા, પીળા દોરા ઘાલ્યા કરવાનું ચાલુ રાખવું અને નિર્મળ છે, શ્વેત છે—એવી બૂમરાણ કરવી, તે કેમ ચાલે? જે સ્થિતિ હોય તે વિચારવી ઘટે. સ્ફટિક રત્ન અને રંગીન દોરાઓનું તો વસ્તુનો ખ્યાલ આપવા પૂરતું જ આ ઉદાહરણ છે. આત્માની સ્થિતિમાં તો એથી મોટો તફાવત છે. રંગીન દોરાઓ સ્ફટિક રત્નમાં એકમેક રૂપ બની જતા નથી, જ્યારે આત્મા અને જડ કર્મનો સંબંધ તો લોહ–અગ્નિવત્ છે. જ્યાં સુધી એ સંબંધ છે, ત્યાં સુધી શુદ્ધ પણ આત્મા અશુદ્ધ છે. એ સંબંધ ટળે, તો આત્મા પોતાના મૂળ શુદ્ધ સ્વરૂપને પામી શકે. કહેવાનો ભાવ એ છે કે—આત્મા સ્વરૂપે શુદ્ધ અને નિર્મળ છે એ વાત સાચી, પણ વર્ત્તમાનમાં તેની દશા તેવી નથી, એ ભૂલવું ન જોઇએ. 'આત્માનું શુદ્ધ સ્વરૂપ નિર્મળ નથી'—એવી માન્યતા છે જ નહિ, પણ જ્યાં સુધી તે જડના સંસર્ગથી લેપાએલો છે, ત્યાં સુધી તેને કલ્પિતપણે વર્ત્તમાનમાં પણ નિર્મલ માન્યા કરવો, એ અજ્ઞાનતા છે. જડના સંસર્ગથી અલગ થયા વિના કે અલગ થવાની ભાવના વિના આત્મામાં શાંતિ આવવી, એ સ્વપ્ને પણ સંભવિત નથી. સંપૂર્ણ અને શાશ્વત શાંતિ તો આત્માને ત્યારે જ પ્રાપ્ત થશે, કે જ્યારે તે જડના સંયોગ રૂપ અશુદ્ધિથી સર્વથા મુક્ત બની જશે: પરન્તુ તે પહેલાંય આત્મા જો સુયોગ્ય બને, તો સાચા સમભાવના યોગે પ્રાપ્ત થતી

અનુપમ એવી શાંતિનો, આ જગતમાં પણ અનુભવ કરી શકે છે. જડ પદાર્થોમાં તો શાંતિ છે જ: કારણ કે-જડ પદાર્થો ઉપર અગ્નિ મૂકો તો પણ તે ખસવાના નથી : પણ આપણે તો તે શાંતિ નથી જોઈતી, કિન્તુ આત્મ-ગુણના પ્રગટીકરણ રૂપ શાંતિ જોઈએ છે. આત્મશાંતિના ફક્ત બે જ માર્ગ છે: અને તે એ જ કે-

૧-એક તો આત્માની સાથે એકમેક રૂપ થઈ ગયેલા જડના સંયોગથી સર્વથા અલગ થવું: અને-

૨-બીજો માર્ગ એ છે કે-જડના સંયોગથી આત્માને સર્વથા મુક્ત ન બનાવી શકાય ત્યાં સુધી જડના સંયોગથી અલગ થવાની ભાવનાપૂર્વક અલગ થવાય તેવી ક્રિયાઓ ચાલુ રાખવી.

અર્થાત્-'કાં તો એ સંયોગથી સર્વથા મુક્ત બની જાઓ અથવા તો મુક્ત બનવાની ભાવનાવાળા થાઓ,- તો જ શાંતિ જેવી કોઈ ચીજ જગતમાં વિદ્યમાન છે, એનો જીવનમાં અનુભવ થશે. જે આત્મામાં પોતાના આત્માને જડના સંયોગથી સર્વથા મુક્ત બનાવવાની ભાવના પ્રગટે છે, તે આત્મામાં આપણે કહી આવ્યા તે ચાર ભાવનાઓ ઉત્પન્ન થયા વિના રહેતી જ નથી અને જેનામાં એ ચાર ભાવનાઓ ઉત્પન્ન થઈ જાય, તેને સાચી શાન્તિનો તેટલા પ્રમાણમાં અનુભવ થયા વિના પણ રહેતો નથી.

**શાંતિ આત્મામાં જ રહેલી છે:**

'(૧) જગતના પ્રાણી માત્રનું કલ્યાણ થાઓ, (૨)

જગતના સઘળાય જીવો પારકાના હિતમાં રક્ત બનો, (૩) દુનિયાના દોષો માત્ર નાશ પામો અને-(૪) લોક માત્ર સુખી થાઓ. '–આ ચારેય ભાવનાઓમાં જે રમણ કરે, તેને સદા શાંતિ જ હોય: બાકી શાંતિ કાંઈ એવો કોઈ રસ નથી, કે જે ઘોળીને પીઇ લેવાય. જે આત્મા પારકાનું સુખ જોવાની તાકાત નથી ધરાવતો, તે આત્માને શાંતિ ક્યાંથી મળે ? આજે આખા જગતમાં જ્યાં ને ત્યાં જણાતા ઉપદ્રવ માત્રની મૂખ્ય જડ એ છે કે-'અન્યને સુખી દેખવાની કે સાંભળવાની તાકાત નાશ પામતી જાય છે.' જ્યાં સુધી એ ઉદારતા ન આવે, ત્યાં સુધી સાચી શાંતિની પ્રાપ્તિ અશક્ય છે. 'ન કોઈનું સુખ જોવાય'–'બીજાઓ પર-હિતમાં જોડાય તે પણ ન સહાય' અને 'દોષો સાથે મિત્રાચારી હોય'–આ ત્રણે ય મહાન દૂષણોથી ઘેરાએલા આત્માઓ, શાંતિને કેવી રીતિએ પામી શકે ? જ્યાં કેવળ લક્ષ્મી અને તેના ઉપભોગોની જ ગરજ હોય, ત્યાં ઇર્ષ્યા આદિ દોષો ઉત્પન્ન થવા, એ કાંઈ અસ્વાભાવિક વસ્તુ નથી : અને બીજાની પાસે લક્ષ્મી હોય તે અગર તો તે જે કાંઇ સુખ ભોગવતો હોય તે ખમાય નહિ, ત્યાં શાંતિની આશા આકાશકુસુમ જેવી જ છે. બીજાનું સુખ જોઇને જેને મુંઝવણ થાય, તેના હૈયામાંની ભડકે બળતી અશાંતિની ચીતા, શી રીતિએ શાંત થાય ? જે આત્મા બીજાનું સુખ જોઇ શકતો નથી, તે આત્મામાં જગતના પ્રાણી માત્રના કલ્યાણની ભાવના તો ક્યાંથી જ આવે ? જ્યાં પોતે પરહિત જોઈ શકતો નથી, ત્યાં–

'બીજાઓ પરહિતમાં રક્ત રહે '—એ ભાવના શી રીતિએ આવે ? અને બીજાનું ભલું ન જોઈ શકવાના દોષવાળો, 'દુનિયાના જીવ માત્રના દોષો નાશ પામો '—એવી ભાવના તો સેવવાનો જ ક્યાંથી ? જો આત્મા પોતે પોતાના સ્વરૂપમાં સ્થિર થઇ જાય અને કર્મવશ થઇને કેળવી લીધેલી પોતાની કુટેવોને તજી દે, તો કાંઇ શાંતિ કોઈની પાસે લેવા જવી પડે તેમ નથી : ખરીદ કરવી પડે કે ઉછીની લાવવી પડે તેમ પણ નથી : કારણ કે—શાંતિ પોતાના આત્મામાં જ છે. હરેક આત્માની શાંતિ પોતાની પાસે જ છે, પણ તેનો ઉપભોગ કરતાં આવડવું જોઇએ. બીજાની શાંતિ દેખીને બળનારને કદી જ શાંતિ મળવાની નથી. 'બીજાનું સારૂં જોઈ શકાવું નહિ '—એ તો ઇર્ષ્યા છે અને ઇર્ષ્યા એ દુર્ગુણ છે. કોઇને સુખી જોઇ શાંતિ ન થાય, એવા આત્માને આ ભવે તો શું, પણ અનંતા ભવે પણ એ દશામાં શાંતિ મળવી મુશ્કેલ છે. આથી શાંતિના અર્થિએ એ 'ઇર્ષ્યા ' દુર્ગુણને તજવો જોઇએ અને 'સૌ સુખી થાઓ '—એ ભાવનાને અપનાવવી જોઈએ.

**તૃષ્ણાના વેગને રોકો :**

જેમ ઇર્ષ્યા અશાંતિની ઉત્પાદક છે, તેમ તૃષ્ણા પણ અશાંતિને ઉત્પન્ન કરવા સાથે વધારનારી છે. આજે તૃષ્ણા ઉપરના અંકુશના અભાવે, તે દિન—પ્રતિદિન વધતી જ જાય છે : એ તૃષ્ણાના યોગે જરૂરીઆતો વધતી જ જાય અને તે પૂરી ન થાય, એટલે પરિણામે અશાંતિ આવીને ઉભી જ રહે ! ત્યાં પણ આજના શાંતિરસિકો

તો ઇચ્છા ઉપર અંકુશ મૂકવાની વાતોનો જ વિરોધ કરે છે અને કહે છે કે–' ઇચ્છાનો નિરોધ શા માટે ?' પણ જ્ઞાનીપુરૂષો તો ફરમાવે છે કે–' નાહકની ઇચ્છાઓ કરવાથી લાભ શો ? ઇચ્છાઓની વૃદ્ધિ એ જ અશાંતિ.' આવી ઇચ્છા કરનારાઓ ઇરાદાપૂર્વક પોતાના જીવનની શાંતિનો નાશ કરે છે. નિરંકુશ ઇચ્છાઓ કર્યે જનારો જીવનભર શાંતિ પામી શકતો નથી. ' આટલું આટલું કર્યું છતાં આ ન મળ્યું '–એય અશાંતિ છે અને એ અશાંતિ મરતાં પણ એને પીડે છે. તૃષ્ણાના તરંગોમાં નાચનારની મરતી વખતની દશા જોઈને પણ દયા જ આવે. કોઈ ધર્મ સંભળાવવા આવે, તોય એનાથી ન સંભળાય. અસંતોષની ભાવનાથી જ એ દુ:ખી ને દુ:ખી હોય. એને ન જીવતાં શાંતિ, ન મરતાં શાંતિ. જો શાંતિ જોઇએ તો જીવનને શાંતિમય બનાવો. જીવનને શાંતિમય બનાવવાને માટે તૃષ્ણાના વેગને રોકવો જોઈએ. મનનો વેગ એકદમ રોકાવો એ શકય નથી, એટલે પહેલાં તો દિશા ફેરવવી જોઇએ. એમ કર્યા વિના, પૌદ્‌ગલિક તૃષ્ણાના જ તરંગોમાં તણાયા, તો પરિણામ ભયંકર છે. જ્ઞાની પુરૂષોએ રજૂ કરેલા વિચારો જો જીવનમાં જડાઈ જાય, તો તૃષ્ણાના તરંગો આપોઆપ શમી જાય : પણ એ વિચારો જીવનમાં જડી દેવા એ સહેલું નથી. ગમે તેવા પ્રસંગે પણ એ વિચારોને અખંડિત રાખવાને માટે, જીવનને મર્યાદાશીલ બનાવ્યા શિવાય છૂટકો જ નથી.

**આલંબનો સ્વચ્છ રાખો :**

પૌદ્‌ગલિક તૃષ્ણાઓ ઉપર કાબુ મેળવ્યા વિના, પ્રાણી

માત્રના કલ્યાણની ભાવના આવવાની નથી. આપણને શાંતિ જોઇએ, તો આપણે જગતને શાંતિ આપવી જોઇએ. આપણામાં શાંતિ આવી, એટલે જગતમાં આપોઆપ શાંતિ દેખાશે. જેવો આરીસો તેવું મુખ દેખાય. આરીસો મેલો તો નિર્મલ પણ મુખ મેલું દેખાય અને આરીસો ચોખ્ખો તો મુખ ચોખ્ખું દેખાય. મુખનો ડાઘો સારો, પણ આરીસાનો ડાઘો ખોટો. મુખ ઉપર ડાઘો હોય તે આરીસો બતાવે એટલે ઝટ દૂર કરાય, પણ આરીસામાં ડાઘો હોય તો શું થાય ? એથી તો મુખ ઉપર ન હોવા છતાંય ડાઘો જણાય અને ડાઘો દેખાતો દૂર ન થાય ત્યાં સુધી ખણીએ તો ચામડી લાલ થાય, બળતરા બળે અને ન હોય ત્યાં ડાઘો પડે : માટે આરીસો સ્વચ્છ રાખવો જોઇએ. આરીસા ઉપર ધૂળ ચડે એ ન ચાલે. આરીસાને સાફ રાખવાની સૂચના નોકરને કરવી જોઇએ કે કેમ ? નાહી-ધોઇને એમાં મોં જોઇ લીધું, કામ કરી લીધું, પછી એના ઉપર પડદો નાખો છો ને ? નાહી-ધોઈ-અલંકાર પહેરી બહાર જતી વખતે 'બરાબર છો'-એવું પ્રમાણ-પત્રક આપનાર આરીસો છે : એટલે પ્રમાણપત્રક જ્યાંથી મેળવવાનું, તે શુદ્ધ જોઇએ જ. તેવી જ રીતિએ આત્માને શુદ્ધ સ્વરૂપ પમાડનારાં આલંબનો પણ તદ્દન સ્વચ્છ જોઇએ. જ્ઞાનિએ-'શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ'ને શુદ્ધ આલંબનો કહ્યાં : એ આલંબનોમાં મલિનતા ન ચાલે : 'એ તો એમ જ ચાલે'-એમ એમાં ન ચાલે : એમ ચલાવવું એ ભયંકર મૂર્ખાઈ છે. શુદ્ધ આલંબનોને લક્ષ્યમાં રાખી, તેને અનુસરીને ચાલવાનો પ્રયત્ન કરવો

જોઇએ : અને એમ થાય તો જ આત્મામાં રહેલી મલિનતાનો નાશ થાય. શાંતિનો અખૂટ ખજાનો આત્મામાં મોજૂદ છે : એ માટે કોઈ પાસે માગવા જવું પડે તેમ નથી : પણ શરત એ છે કે–શાંતિ ભોગવવા લાયક બનવું પડશે. જ્યાં સુધી એ યોગ્યતા નહિ આવે, ત્યાં સુધી શાંતિ નહિ મળે. 'જગતના પ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છવું'– એ ભાવનામાં કે 'બધા પારકાના હિતમાં રક્ત રહો, દુનિયાના દોષો નાબૂદ થાઓ અને લોક માત્ર સુખી થાઓ'–આ ભાવનામાં કાંઇએ કઠિનતા નથી : છતાં આ ચાર ભાવનાઓ જીવનમાં કેમ આવતી નથી ? એ ભાવનાઓથી જીવન રંગાતું નથી, એ જ અશાંતિનું મૂળ છે. આત્માને શાંતિ જોઈતી હોય, તો આ ચારે ભાવના રૂપ ગુણો જીવનમાં ઉતારવા જોઇએ. જગતના પ્રાણી માત્રના કલ્યાણની, જગતના પ્રાણી માત્ર પરહિતમાં રક્ત રહે તેવી, દુનિયાના દોષો નાબૂદ થવાની અને સર્વ સુખી થાય તેવી–ભાવનાથી રંગાઈ જવું જોઇએ. જીવનનો અપૂર્વ આનંદ લૂંટવો હોય અને મુક્ત દશા પામતાં પહેલાં પણ અનુપમ શાંતિનો રોમેરોમ અનુભવ કરવો હોય, તો આ ચારેય ભાવનાઓને જીવનમાં ઉતાર્યા શિવાય ચાલશે નહિ.

**મૈત્રી આદિને અપનાવો :**

આ ચાર ભાવનાઓને જીવનમાં લાવવાને માટે મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય–એ ચાર વસ્તુઓને અપનાવવી પડશે. એ ચાર વસ્તુઓને દર્શાવતાં એક મહર્ષિ ફરમાવે છે કે–

" भजस्व मैत्रीं जगदङ्गिराशिषु,
प्रमोदमात्मन् ! गुणिषु त्वशेषतः ।
भवार्त्तिदीनेषु कृपारसं सदा–
–प्युदासवृत्तिं खलु निर्गुणेष्वपि ॥१॥"

કહે છે કે–જગતના સર્વ જીવોને વિષે મૈત્રીને ધારણ કરવી, ગુણસંપન્ન આત્માઓને વિષે સર્વ રીતિએ પ્રમોદને ધારણ કરવો, ભવની અરતિના યોગે દીન બનેલા આત્માઓને વિષે કૃપારસથી છલકાતા બનવું અને નિર્ગુણી આત્માઓને વિષે પણ ઉદાસવૃત્તિનો સ્વીકાર કરવો ! આ ચાર ભાવનાઓ આવ્યા વિના, પહેલાં કહી તે ચાર ભાવનાઓ આવે નહિ અને એ વિના સાચી શાન્તિનો અનુભવ થાય નહિ. આ મહાત્માએ સૌથી પહેલાં તો, જગતના પ્રાણિગણ પ્રત્યે સાચી મૈત્રીને ભજવાનું (રાખવાનું) કહ્યું. 'કોઇ શત્રુ નથી પણ બધા મિત્ર જ છે'–એવી ભાવના ભાવવાનું કહ્યું. જો કે–'મિત્ર કોણ ?'–એ પણ આજે મોટો પ્રશ્ન છે. માતા, પિતા, બન્ધુ, મિત્ર વિગેરે શબ્દોમાં રહસ્ય છે. આજે મિત્ર કોને મનાય છે ? સાથે હરે–ફરે, ચાહ પીએ–પાય, પાન ખાય–ખવરાવે, બીડી પીયે–પીવરાવે, નાટક–સીનેમા આદિ સાથે જૂએ–જોવડાવે અને તાલી પાડી વિખરાય, એને આજે મિત્ર કહેવાય છે : પણ અહીં એવી મૈત્રીની વાત નથી ! અહીં તો 'પરહિતચિંતા' રૂપ મૈત્રીની વાત છે.

**હૃદયશુદ્ધિની જરૂર :**

પણ 'પરહિતચિંતા' રૂપ સાચી મૈત્રી ભાવના, હૃદયની

શુદ્ધિ વિના આવી શકતી નથી. શુદ્ધ હૃદયવાળો આત્મા, ઓછી મહેનતે પણ ધારેલો લાભ મેળવી શકે છે. હૃદય શુદ્ધ બન્યું પછી ગુણો તો આપોઆપ દોડતા આવે, વેગબંધ ધસ્યા આવે. પછી ગુણ લેવા કે મેળવવા માટે ઘણો પ્રયત્ન કરવો પડતો નથી. ખરી મહેનત જ હૃદય રૂપ ભૂમિને વિશુદ્ધ બનાવવાને માટે કરવી પડે તેમ છે. હૃદય રૂપ ભૂમિ જેમ નિર્મળ, તેમ સાચી શાંતિનો સાક્ષાત્કાર વધારે. એવો આત્મા શાશ્વત શાંતિને પણ અલ્પ કાળમાં જ પામી શકે છે.

ભૂમિશુદ્ધિને અંગે કહેવાય છે કે—કોઇ રાજાએ બીજા રાજ્યની ચિત્રશાળાની પ્રશંસા સાંભળી. એથી એને પણ એક સુન્દર ચિત્રશાળા બનાવવાની ઈચ્છા થઈ. એ ચિત્રશાળા બનાવવાને માટે, રાજાએ બે ચિત્રકારોને રોકયા અને બન્નેને અડધો અડધો વિભાગ સોંપ્યો.

છ મહિના બાદ રાજાએ જ્યારે—" ચિત્રશાળા તૈયાર થઈ કે નહિ ? "—એમ પૂછ્યું, ત્યારે એકે 'હા' કહી અને બીજાએ કહ્યું કે—" સાહેબ ! હજી તો મેં પીંછી પણ હાથમાં લીધી નથી, માત્ર ભૂમિ જ તૈયાર કરી છે ! "

રાજા કહે છે કે—' છ માસ સુધી એ જ કર્યું ? '

ચિત્રકાર કહે છે કે—' આપ જોઇને ખાત્રી કરો ! '

રાજા જોવા ગયો તો આખી ચિત્રશાળા ચિત્રમય દેખાઇ. રાજા કહે છે કે—' ચિત્રો તો ચિતરાયાં છે, છતાં ના કેમ કહે છે ? '

હવે પેલા કારીગરે ચિત્રશાળાના મધ્ય ભાગમાં પડદો નાખ્યો, અને એથી તરત જ અડધો ભાગ ચિત્ર વિનાનો દેખાયો. રાજા આશ્ચર્ય પામ્યો.

કારીગરે કહ્યું કે–'છ મહિનામાં મેં ભૂમિને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. સામેનાં ચિત્રો પ્રતિબિમ્બિત થાય, એવી આ ભૂમિ બની છે અને હવે જ ચિત્રોની ખરી રોનક આવશે.'

તેવી જ રીતિએ અહીં પણ સમજો. હૃદય શુદ્ધ બને, તો ગુણ જાય ક્યાં ? જગતના કલ્યાણની ભાવના, પારકાના હિતમાં બધા રક્ત રહે એવી ભાવના, દુનિયાના દોષો દૂર થવાની ભાવના અને બધા સુખી થાય એવી મનોવૃત્તિ થઇ, પછી ગુણો આવતાં વાર નથી. આ ચાર ભાવનાઓ હૃદયમાં જચે અને ટકે તો જ અખંડ ક્ષમા, શાંતિ અને સમતા રહે.

**ઇચ્છા વધી એથી અનીતિ વધી :**

આ મહાત્મા જગતના પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રી અને સમતા રાખવાનું ફરમાવે છે. મૈત્રી એટલે પરહિતચિંતા ! પારકાના હિતની ચિંતા કરવી, એ જ સાચી મૈત્રી છે. મિત્રો ભેગા થાય ત્યારે ઇચ્છા ઉપર કાપ મૂકવાના વિચાર કરે કે પાપ વધારવાના વિચાર કરે ? આજ તો ચાર ભેગા થાય તો એવી વાતો કરીને અલગ પડે, કે જેથી બાકીનો બધો સમય એ ગોષ્ઠિની મુંઝવણમાં જ જાય. વ્યાપારની, બંગલાની, મોટરની, નાટકની કે સીનેમાની વાતો કરીને વિખૂટા પડે, કે જેથી ચોવીસે કલાક

એક જ ધમાલ, એનાં જ સ્વપ્ન આવ્યા કરે. 'નાટકમાં કે સીનેમામાં જોયું તે ક્યારે મળે ?'–બસ, એજ રટણ થાય. ઇચ્છા, ઇચ્છા અને ઇચ્છા ! એ ઇચ્છાએ ઘણા-ઓને પાગલ બનાવ્યા છે. જે જોયું તે ક્યારે મળે, આ ઇચ્છામાં ને ઇચ્છામાં કેટલાય માણસોએ પોતાના જીવનને બરબાદ કરી નાખ્યું ! જગતમાં જે જે સારૂં નજરે ચઢે, તે તે બધું મેળવવાની ઇચ્છાઓને, જ્ઞાની પુરૂષો, પોતાની શાંતિના ઇરાદાપૂર્વકના નાશના ઉપાયો તરીકે વર્ણવે છે. જગતની સર્વ ચીજો એકી વખતે કોઇને પણ મળી હોય, એ સાંભળ્યું છે ? નહિ જ : કારણ કે–એ શક્ય જ નથી.

એક જણાએ એક મહર્ષિને કહ્યું કે–' જેનાથી વૈરાગ્ય પામવો હોય, તેનો ભોગવટો કરી લેવો જોઈએ : ઇચ્છા પૂરી કર્યા પછી જ સાચો વૈરાગ્ય થાય : ઇચ્છાનો અમલ થઈ ગયા વિના થયેલો વૈરાગ્ય ટકે જ નહિ.'

જ્ઞાની કહે છે કે–' માન કે આ વાત સાચી, પણ ઇચ્છાનું કાંઇ માપ છે ?'

ખરેખર, દુન્યવી પદાર્થોની ઇચ્છાને, અર્થની અને કામની ઇચ્છાને, વસ્તુત: કોઇ માપ છે જ નહિ. સોવાળો હજારને ઇચ્છે છે, હજારવાળો લાખને ઇચ્છે છે, લાખ-વાળો ક્રોડને ઇચ્છે છે, ક્રોડવાળો અબજને ઇચ્છે છે, અબજવાળો રાજા થવાને ઇચ્છે છે, રાજા વળી શહેનશાહ થવાને ઇચ્છે છે, શહેનશાહ ચક્રવર્તી થવાને ઇચ્છે છે, છ ખંડનો માલીક ચક્રવર્તી દેવ થવાને ઇચ્છે છે, દેવ વળી

ઇંદ્ર થવાને ઇચ્છે છે : પછી ? હજી વધો. **जहा लाहो तहा लोहो।** જેમ લાભ તેમ લોભ વધે. ઇચ્છાનું કાંઇ માપ છે ? નહિ જ. જ્યારે ઇચ્છાનું માપ નથી, તો–' ભોગવ્યા પછી જ વૈરાગ્ય થાય '–એ સિદ્ધાંત ટકતો જ નથી. અગ્નિ સળગતો હોય, એ ક્યારે બુઝાય ? એમાં લાકડાં નાખ્યે જાય કે ઘાસલેટના ડબ્બા છાંટયે જાય, તો અગ્નિ બુઝાઈ જાય કે એથી ઉલ્ટું પરિણામ આવે ? અગ્નિને બુઝાવવા માટે તો પાણી અગર ધૂળ જોઈએ : પાણી અગર ધૂળ ન હોય, તો પણ ઘાસલેટ છાંટવાનું તથા લાકડાં નાંખવાનું તો બંધ કરવું જ જોઇએ : પાણી અને ધૂળ બેય ન હોય, તો ઘાસલેટ કે લાકડાં નાંખવાનું બંધ કરવું અને ભેગાં થએલાં લાકડાંને અલગ કરવાં, તો પણ બે–ચાર કલાકે આગ બૂઝાય. આ જ રીતિએ ઇચ્છાનો અંત નથી, માટે ઇચ્છાના તરંગો કાપો ! દુનિયાના પદાર્થોની વધુ ને વધુ ઇચ્છા, તે ઈરાદાપૂર્વક અશાંતિને આમંત્રણ આપવા જેવું છે, એમ નથી લાગતું ? દુનિયાના પદાર્થોને મેળવવાની ઇચ્છા એ પાપ છે અને એ નહિ મેળવવાની ઇચ્છા એ જ શાંતિનો રાજમાર્ગ છે.

### સટ્ટો વેપારમાં શાથી ખપ્યો ?

આજની અશાંતિનું મૂખ્ય કારણ એક જ છે અને તે એ જ કે–' બધું જ મેળવવાની ઇચ્છા. ' દુનિયામાં અનીતિ આદિ પાપો શાથી વધ્યાં ? ' સુકો રોટલો પણ મળે તોય હા, પણ અનીતિ આદિ ન થાય '–એ

ભાવના આજે નથી, તેનું કારણ શું ? એજ કે–ચાહ, પાન, સીગારેટ એ વિગેરે નકામી વસ્તુઓ પણ જોઇએ જ, એ ભાવના થઈ : પછી ન મળે તો–'અનીતિ કરવામાં પણ હરકત શી ?' એ રીતિએ કામ વધ્યું. એકના બે કરે–એ આજે વેપાર મનાય છે, પણ શું એ અનીતિ નથી ? સટ્ટો વેપારમાં શાથી ખપ્યો ? જુગાર જેવો સટ્ટો પણ ધંધામાં ખપ્યો, તે શાથી ? ખીસ્સામાં પાંચ નહિ અને પાંચસોનો સટ્ટો કરે, એ શાથી ? એથી જ કે–ઇચ્છાનો અન્ત નહિ અને ભાવના જ જૂદા પ્રકારની !' ખીસ્સામાં હોય પાંચ અને વેપાર કરે પાંચસોનો. પછી ઝબકે : ભાવ–તાલ–ફીચરની ઝંખનામાં ઝબકે : શા ભાવ, શા તાલ,–એજ ઝંખનાની ધમાલ હોય ભાવની વધ–ઘટ પણ કેવી ? પંજાબ મેઇલ જેવી ! ઘડીમાં આમ અને ઘડીમાં તેમ. એવી વધ–ઘટ વખતે આદમી બેબાકળો થઈ જાય. એને પૂછીએ કે–'પણ ઘડીમાં થયું શું ?'–તો એને સીધો જવાબ દેવાની પણ સુઝ ન પડે. પછી રાખે જોષી. પૈસા આપે અને તેજીમંદી–આંકફરક પૂછે : ગરજવાનને અક્કલ ન હોય ! કોઈ કોઈ જોષી પણ હુંશીયાર હોય કે–બસો આવે એમાં સોને કહે તેજી અને સોને કહે મંદી : સો તો એને હુંશીયાર જ કહે. તેવાઓને કમઅક્કલો પણ મળી જ રહે. કેળવણી, વિદ્યા, સુધારો આજનાં કેવાં, કે જેનાં આ પરિણામ ? પહેલાં નાના જૂઠને પણ જૂઠ માનીને અવગણાતું : જ્યારે આજે જૂઠનો ને અનીતિનો પાર નથી. એથી જ જુગાર જેવો સટ્ટો પણ વેપારમાં ખપે છે. આજે જુગારને પણ જુગાર

કહેવાય શી રીતિએ ? કારણ કે-બધા કરે. જ્યાં બધા જુગારી બને, ત્યાં ફરીયાદ કરે કોણ ? ગાદીવાળા અને ગાદી વગરના, તીજોરીવાળા અને તીજોરી વગરના, બધા જ એ ધંધો કરે. જુગાર કે જુગારી કહો, તો મારવા ઉઠે. સટ્ટો વેપાર રૂપ શાથી ઠરાવાયો ? ખોટી ચીજ સારી તરીકે શાથી પંકાઈ ? અજ્ઞાન વધ્યું અને ઇચ્છાનો પાર રહ્યો નહિ એથી જ ! ઈચ્છા અને તૃષ્ણા ઉપર અંકુશ મૂકો. નહિ મૂકો તો શાસ્ત્ર કહે છે કે-'મરતાંય શાંતિ નહિ મળે.' પણ જગતની માન્યતા આજે જૂદી છે. મોટરમાં બેસવાની અને મોટર મેળવવાની આજે સૌને ભાવના ! મળતી નથી-એ વાત જૂદી, પણ બધાના મનોરથ એ જ. ત્યાં જ્ઞાની કહે છે કે-આટલાં વર્ષો ગાળ્યાં અને મોટરની ઝંખના કરી પણ ન મળી, તો હવે તો ધીરજ ધર ! ચાલવું તો પગે પડે છે, મોટર તો મળતી નથી, છતાં ઇચ્છાથી દુ:ખી કેમ થાય છે ? શાક લેવા જાય અને આઠ આને શેર હોય માટે ન લે, પણ ઘેર જતાં જતાં બળીને ખાખ થાય અને જે શાક કાલે હોંશથી ખાધું હતું, તે જ શાક આજે રોઇ રોઈને ખાય. શરૂઆતમાં આવે ત્યારે શાક મોંઘું હોય, પણ આઠ દિવસ પછી સોઘું થાય. આઠ દિવસ પછી ખાય તો વાંધો આવે ? પણ નહિ, એટલી ધીરજ અને શાંતિ રહે જ નહિ : કારણ કે-' ઈચ્છા, એ વસ્તુ જ એવી છે.'

**અશાન્તિનો દવ શાથી ?**

' દુનિયાદારી તમારાથી ન છૂટે, સર્વત્યાગ તમારાથી

ન થાય'–એ તમારા કહેવા ખાતર માન્યું, પણ જીવનમાં જીવવાજોગો ત્યાગ તો જોઈશે ને? શું આ માનવજીવન ધમાચકડી માટે છે? માનવજીવનને ઉંચું કહો છો, તો– આ જીવન ઉંચું કયા હેતુથી'–એ કહી શકશો? જીવનનું ધ્યેય નિયત કર્યા વિના કેમ ચાલે? આહાર, નિદ્રા, ભય અને મૈથુનની ક્રિયામાં તો પશુથી પણ હલકી કોટિમાં ઉતરી જવા જેવી દશા થઈ રહી છે. એ શાથી? અર્થ–કામ કિંમતી છે કે જીવન કિંમતી છે? જે જીવનને કિંમતી માને, તેને અર્થ–કામની આરાધના માટે સમય મળે અને મોક્ષસિદ્ધિ માટે–ધર્મની આરાધના માટે સમય ન મળે, એ કેમ બને? આ બધું બને છે, એનું કારણ એક જ છે અને તે એ જ કે–ખોટી ઇચ્છાઓની ગુલામી! પડાવી લેવાની વૃત્તિ કે હક્કની મારામારીમાં શું શાંતિ છે? ખરેખર, લાલસાવાળો જેમ સુખે જીવી શકતો નથી, તેમ સુખે મરી પણ શકતો નથી. લાલસાથી ઘેરાએલા કુટુંબમાં લાલસાથી રીબાતા શ્રીમંતનું જીવન જેમ ભયંકર રીતિએ જાય છે, તેમ મરણ પણ પ્રાયઃ ભયંકર રીતિએ જ થાય છે. એ વખતે તો બધા વીલ કરવા ભેગા થયા હોય: કોઈ તીજોરીએ તાળું વાસે, તો કોઇ ઓરડે વાસે. કોઇ વળી જે હાથમાં આવે તે તફડાવે. પેલા શ્રીમંતની ચાકરી તો એ નોકર–ચાકર હોય તે જ મોટે ભાગે કરે! આજે લાલસાથી રીબાતાઓની પાસે લક્ષ્મી આવવાથી બીજી પણ ભયંકર હાલત થાય છે: બેના બદલે ચાર આંખ થાય છે: પગ અદ્ધર ચાલે: એને ન ખાતાં આવડે, ન પીતાં આવડે કે ન બોલતાં આવડે: કારણ કે–લાલ-

સાના યોગે લક્ષ્મીના માલીક મટી ગુલામ બનાય છે. લક્ષ્મીના ગુલામ થવામાં મહત્તા નથી, પણ મહત્તા તો ભાગ્યયોગે લક્ષ્મી મળી ગઈ હોય અને પરિપૂર્ણ ત્યાગ શકય ન હોય, તો એના માલીક થવામાં છે. પૌદ્ગલિક ઇચ્છાઓના યોગે જેમ જેમ દિવસો જાય છે, તેમ તેમ જીવન બરબાદ થતું જાય છે, એ વિચારો! 'ઘરબાર, કુટુંબપરિવાર, પૈસોટકો, બંગલા-બગીચા, ઇંદ્રિયો અને મન-એ બધું તમારૂં કે તમે એના?'-આ કદી વિચાર્યું છે? આજ તો લક્ષ્મી મળે એટલે-'બે બંગલા કેમ ન વધારવા, દહાડામાં દશ વાર અગર તો તેથી પણ વધુ વાર માટે ચાહ-પાન-ચીરૂટ વિગેરે કેમ ન જોઇએ? અને એક-બે નાટક-સીનેમા અઠવાડીએ કેમ ન જોવા?'-આવી જ ઇચ્છાઓ જાગે છે અને એ ઇચ્છાઓના યોગે દિન-પ્રતિદિન ગુલામી વધતી જ જાય છે. એ ગુલામી-માંથી જ આજની અશાંતિની ફરીયાદ જન્મી છે. આજે સર્વત્ર અશાંતિનો દવ લાગ્યો છે, એનું મૂળ કારણ આ જ છે.

**આજની અવદશા :**

આજે પરસ્પર મળે તો વેપાર-રોજગારનું પૂછે, પણ આત્માનું કોઈ પૂછતું નથી. પરદેશથી આવેલા દીકરાઓને માતાપિતાદિ પણ એ જ પૂછે કે-'ભાઈ! શું કમાયો?' પણ-'અનીતિ કેટલી કરી? જુઠું કેટલું બોલ્યો? પ્રપંચ કેટલો કર્યો? દેવ-ગુરૂ-ધર્મની સેવા-ભક્તિ કરી હતી કે નહિ?'-આવું આવું પ્રાયઃ કોઇ પૂછતું નથી. શરીરની ખબર પૂછે, પણ ધર્મની કોઇ વાત જ ન પૂછે. આજે

આવી રીતની કેવલ સ્વાર્થની અને પુદ્ગલ સંબંધી જ વાતો પૂછનારાઓને કહો કે–'એ વાતોમાં શું પડ્યું છે? શરીર જો સારૂં ન હોત, તો હું હરીફરી કેમ શકત? હિતૈષી અને સાચા સ્નેહી હો તો આત્મહિતની જ વાતો પૂછો!' આવું બોલતાં શીખો. સાચી શાંતિ જોઈએ તો આ બધું શીખવું પડશે. આ ભાવના જીવનમાં ઉતાર્યા વિના, શાંતિ આવે ક્યાંથી? એમ ને એમ શાંતિ આવતી હોત, તો આ મહેનત ન હોત! ઘણા મહાપુરૂષો દુનિયાની સાહ્યબી, રાજપાટ, કુટુંબપરિવાર છોડી ચાલી નીકળ્યા, એ શાથી? મજબૂત મનોબળવાળા પણ ઋદ્ધિ–સિદ્ધિ મૂકી એકાકીપણે ચાલી નીકળ્યા, એનો હેતુ શો? આ બધું વિચારો તો આજે જીવનમાં શાંતિ આવે. 'અનાજ અને પાણી વિના નથી ચાલતું'–એમ કહે તો એ મનાય, પણ 'ચાહ, પાન, ચીરૂટ, સીગારેટ, નાટક અને હોટલ વિગેરે વિના નથી ચાલતું'–એમ કોઈ કહે, તો એ કેમ મનાય? હિન્દુસ્તાનના માત્ર ચાહ–પાનના જ ખરચાનો ઢગલો કરીએ, તો એકના ખર્ચામાં આઠ જણને સારી રીતિએ ખીચડી મળી શકે તેમ છે. ભૂખમરાની અને બેકારીની બૂમો મારવી અને ખોટા ખર્ચાઓ બંધ ન કરતાં તેને વધાર્યે જવા, એ કયી જાતિની પરોપકારવૃત્તિ છે? ઉદ્ધારની વાતો કરનારા શા માટે જીવનને મર્યાદિત, સંયમપૂર્વકનું નિયમિત નથી બનાવી શકતા? 'હિન્દના કોઈ પણ માણસે ચાહ, ચીરૂટ, સીગારેટ વિગેરે ન પીવી, પાન ન ખાવું, નાટક–ચેટક ન જોવાં, અભક્ષ્યનું જ્યાં ભક્ષણ

થતું હોય અને અપેયનું જ્યાં પાન થતું હોય-તેવાં સ્થળોએ નહિ જવું.'-એવા એવા સુધારા, એ ઉપકાર કરવા નીકળેલાઓએ કર્યા? બુટ પાંચ કે પંદર રૂપિયાના શા માટે? આ બધી વસ્તુઓના ખોટા બચાવો ન કરતાં, જીવનને તેવી સ્વચ્છંદતાથી બચાવો તો શાંતિ દોડતી આવશે. હિન્દુસ્તાનમાં ભૂખમરાની બૂમ મારો છો, પણ એ લાવનારા તો સ્વચ્છંદી લોકો છે. મોજ-શોખ અને રંગરાગના ખરચ કેટલા થઈ રહ્યા છે? 'એક નાટક-સીનેમા ન જોવાય, તો અઠવાડીયાનો થાક કેમ ઉતરે?'-આવી તો આજે માન્યતાઓ ફેલાવાય છે. 'નાટકની મના કરનારાઓ ગાંડા છે'-એમ કહીને, એમ કહેવાય છે કે-'અઠવાડીએ એક દિવસ, એ તો નિવૃત્તિનું સ્થાનક છે!' એક નાટક અને સીનેમા પાછળ ખરચ કેટલો થાય છે? વધારામાં ચાહ, પાન અને સીગારેટ વિગેરે તો ચાલુ જ હોય! રાતે સુએ તોએ મોંમાં પાનના ડુચા તો મારેલા જ હોય! સવારે ઉઠે ત્યારે તેના યોગે મુખ પણ ગંધાય. આવા મલિન અને ગલીચ જીવનમાં શાંતિ આવે કયાંથી? ખ્યાલમાં રાખો કે-'આ જીંદગી મનુષ્યની છે!' જરા તમારી હાલત તો વિચારો! પાટલે બેસીને શાંતિથી એક વાર, બે વાર કે કદી ત્રણ વાર ખાધા પછી, બહાર ખાવું પડે શા માટે? જ્યાં-ત્યાં કેમ ખવાય? હોટેલમાં તાજા જ માલ હોય કેમ? વાસી, સડેલું, બધું ત્યાં ભેળાય કે નહિ? રાતનું વધેલું નાખી દે કે ભેળવે? રોગ કેમ વધ્યા? આથી જ, એમ અશુભનો ઉદય સ્વીકારવા છતાં

પણ કહેવું પડે. ચાર દુકાન મૂકો કે–' એમ. બી.; બી. એસ.'નું કે ' એલ. એમ. એન્ડ એસ.'નું પાટીઉં આજે હોય અને રોગી પણ ઘેર ઘેર હોય. આજે દુનિયા ઉપર કયા આત્માઓની જરૂર છે ? વકીલો વધ્યાથી કેસ વધ્યા કે ઘટ્યા ? ડૉકટર છતાંયે કેસ ( દર્દો ) વધ્યા અને વકીલો છતાંએ કેસ ( ગૂન્હા ) વધ્યા–એનું કારણ કદિ વિચાર્યું છે ? એક વકીલ જીવે ક્યારે ? બાર મહિને કમથી કમ પચાસ ફરીયાદી અને પચાસ આરોપી મળે ત્યારે ને ? નહિતર ખાય શું ? પેટભરાઓ તો ગમે તેવા ગૂન્હેગારને પણ એમ જ કહે કે–' હું નવો છું, બધા જ કાયદા મોંઢે છે, બોલવામાં હુંશીયાર છું : બે સાક્ષી જેવું બોલાવીએ તેવું બોલે તેવા લાવ, એટલે બસ, આમ જીતાડું ! ' આવી જ દશા પેટભરા ડૉકટરોની ! આવાનું સંખ્યાબળ વધાર્યાથી શો લાભ ? જગતને કેવા માણસો વધવાથી લાભ થાય, એ ખૂબ વિચારો ! વેપાર વધ્યા, કારખાનાં વધ્યાં, કંપનીઓ વધી, વકીલો–ડૉકટરો–સોલીસીટરો–બૅરીસ્ટરો–ધારાશાસ્ત્રિઓ વધ્યા. સો વર્ષ પૂર્વની મુંબઈ નગરી કરતાં આજે આટલું બધું વધ્યું, છતાં આટલી અશાંતિ કેમ ? શાંતિ ગઈ ક્યાં ? પ્રવૃત્તિ સુધારાય નહિ, મન ઉપર કાબુ ન રખાય, ઇચ્છા ઉપર અંકુશ ન મૂકાય, ત્યાં શાંતિ શી રીતિએ પમાય ? સાચા દયાલુને તો આજની દશા જોઈને દુ:ખ થાય તેમ છે. આજની તમારી હાલત અતિશય દયાપાત્ર છે, તમાચો મારીને મોં લાલ રાખવા જેવી તમારી આજની દશા છે અને માટે જ શાન્તિ નથી.

**શ્રીમંત અને કંગાલ બન્ને દુઃખી :**

આજના વેપારેય જૂદા. આઠ દિવસ પહેલાંના લક્ષાધિપતિની નાવા આજે ડોલતી હોય, સાગરના ભયંકર આવર્ત્તમાં ગોથાં ખાતી હોય, ભાગ્ય હોય તો બચે. પવનનો ઝપાટો આવે તો તળીયે પણ જાય. આ કયી દશા ? આવું જીવન શા માટે? ચાર રોટલી કમાવી અને ચાર ખાવી, એમાં વાંધો છે ? એકલા શ્રીમંતની જ આ હાલત છે એમ નથી. કંગાલની હાલત પણ ખરાબ છે. એ કહે છે કે–' ફલાણા શેઠ પાંચસો શૅરનો વેપાર કરે, તો હું અઢીસો શૅરનોય વેપાર કેમ ન કરૂં ? ' પણ પોતાની મૂડી ન જૂએ. ધર્મની ટીપમાં એ કહે કે–' પાંચ લાખ-વાળો પાંચ મંડાવે, તો હું તો પચાસનો પગારદાર તે પાંચ પાઈ પણ ન પાલવે ! ' ત્યાં આ હિસાબ અને શૅરના વેપારમાં બીજો હિસાબ ! નાટક–ચેટકમાં, હૉટલમાં બીજો હિસાબ અને દેરાસર, ઉપાશ્રય કે ધર્મની ટીપમાં જૂદો હિસાબ ! આ હાલતમાં મૈત્રી ભાવના આવે ક્યાંથી ? અને પરહિતચિંતા રૂપ મૈત્રી ભાવના ન આવે, તો સાચી શાંતિ પણ ક્યાંથી આવે ?

**દંભ છોડો ને શુદ્ધિ કેળવો :**

જે સારૂં સાંભળો તે વિચારો અને જીવનમાં ઉતારો, તો તો લાભ થાય : શાંતિ મળે. જીવનમાં જે ખોટું હોય તે તજો અને સારૂં હોય તે સ્વીકારો, તો તો આત્માની શુદ્ધિ થાય ! શુદ્ધિ નથી માટે જ રીબાવું પડે છે. પાપનાં પડો લાગ્યાં છે, તે ઉખેડ્યા વિના રોગ ન

માટે! ઉખેડતાંય પીડા તો થવાની જ. બંધનથી–દબાવાથી તો આત્માને તકલીફ છે જ. શેખાઈની વાત જવા દો: આત્મા શુદ્ધ–બુદ્ધ એવી શેખાઈ ન હાંકો: શુદ્ધિ મેળવો અને કેળવો! વગર શુદ્ધિએ 'શુદ્ધ છું, બુદ્ધ છું'–એમ ન કહ્યા કરો! જો શુદ્ધ છો, તો અત્યારે કંગાલ કેમ? દુનિયાની કાર્યવાહી અને પૈસાટકા પાછળ જ કેમ ભટકો છો? પોતાની ફરજનું ભાન કેમ ભૂલાય છે? માટે ખોટી વાતો કરતાં અટકો અને માનવજીવનને બરબાદ કરનારી પ્રવૃત્તિઓમાંથી બચો! પાપને પાપ માનતાં શીખો અને શુદ્ધિના દંભની ડંફાશ છોડી દો.

**મૈત્રીભાવ કેળવો:**

શાંતિ માટે દુનિયાના સર્વ પ્રાણિગણ પ્રત્યે મૈત્રી ભજવાનું ઉપકારી મહર્ષિઓ ફરમાવે છે. કોઈના પણ ઉપર દુશ્મનભાવ ન હોવો જોઇએ. આ પહેલું પગથીયું છે. આ પગથીએ પગ નહિ મૂકો, તો ઉંચે નહિ ચઢાય. આના વિના ગમે તેટલા બાહ્યથી આગળ વધ્યા, છતાં પણ જ્ઞાની કહે છે કે–'પરિણામે પટકાઈ મરવાના.' આંધળો દોડયો જાય તો માથું જ ફૂટે. મૈત્રીભાવના વિના, જગતના–પ્રાણી માત્રના કલ્યાણની ભાવના વિના, સૌ પરહિતમાં રક્ત બને–એ ભાવના, દુનિયાના દોષોના નાશની ભાવના અને સર્વ લોક સુખી થાઓ–એવી ભાવના ન આવે. આ ભાવનાઓના અભાવે સાહ્યબી મળે, તો પણ પરિણામ તો ભયંકર જ આવે. સાહ્યબીમાં વધેલા દેશ તરફ નજર તો કરો. કુતરૂં ભસ્યું એટલે નિદ્રામાં વિઘ્ન

થયું, માટે એને ગોળીથી ઉડાવ,-આ પરિણામ કે બીજું ? બહુ સાહ્યબી મળે પણ મૈત્રીભાવના ન હોય, તો પરિણામે અનિષ્ટ આવે એમાં આશ્ચર્ય શું ? પૂર વહે છે: નીકો કરો તો ક્ષેત્રને લીલુંછમ બનાવી શકો : નહિ તો વધતું પૂર પહાડના પહાડ પણ ભેદી નાખે : ઉલ્કાપાત મચાવે : ગામનાં ગામ એમાં તણાઈ જાય ! પાણી તો એ જ કે બીજું ? 'એક આદમીને જીવાડવા ગમે તેટલા જીવોને મારીએ તોય શું ?'-એ કયી ભાવના ? 'અખતરા માટે બે-પાંચ જીવોને મારીએ તો વાંધો શો ?'-એ કયી ભાવના ? પોતાના પંડ ઉપર અખતરો કરે તો ? એક માણસના ભોગે હજારો બચે, તો પણ એવો અખતરો કરાય છે ? ત્યાં તો કહેશે-'એ નહિ !' ત્યારે જીવો મરાય, એ કેમ ? મૈત્રીભાવના આવે નહિ ત્યાં સુધી સાચું મનુષ્ય-પણું આવે નહિ. પોતાનાં બાળકોને તો પશુ પણ ખવરાવે-પીવરાવે છે અને જાળવે છે ! પશુને ગમે તેવાં છૂટાં મૂકો, પણ પોતાની મેળે સાંજે ઘેર આવે, જે આપો તે ખાય અને પોતે જે આપતાં હોય તે જ આપે. મનુષ્ય તરીકે તમારામાં અધિકતા કયી, એ કહો ! મનુષ્ય તરીકે તમારામાં જે અધિકતા હોવી જોઇએ, તે મેળવવાને માટે, જ્ઞાની પુરૂષોની હિતશિક્ષા મુજબ જગતના પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રીભાવ ભજો. મૈત્રી એટલે પરહિતચિંતા, એ ન ભૂલો. દુશ્મનનું-ગાળ દેનારનું પણ ભૂંડું ન જ ઇચ્છાય. દુશ્મનનું ભૂંડું ઇચ્છવાથી લાભ પણ શો ? કેવલ અશુભ વિચારોના યોગે આત્માની મલિનતા અને પરિણામે નાશ, એ જ કે બીજો ? આથી જ શાંતિના

અર્થિએ એવા વિચારોથી બચીને, મૈત્રીભાવનો સ્વીકાર કરવો જોઈએ.

**ગુણો જોઇને પ્રમોદ પામો :**

હવે પ્રમોદભાવના. પ્રમોદભાવના એટલે ગુણ માત્રને વિષે હૃદયની કોઈ પણ જાતના ભેદ વિનાની પ્રસન્નતા! પણ આજ તો અનીતિખોર નીતિવાનની ટીકા કરે છે, ત્યાં પ્રમોદભાવના પણ ક્યાંથી જ હોય? કોઈ એવો સદ્‌ગુણી નથી, કે જેના સદ્‌ગુણ ઉપર આજના પામરો ટીકા કર્યા વિના રહે. કેવળ પોતાની વાહ-વાહ ખાતર ગુણના દ્વેષી બનેલાઓની હયાતિમાં, પ્રમોદભાવના ખીલવવામાં મુશ્કેલી પડે જ. જ્યાં જગતનું ભલું જોવાની જ બુદ્ધિ નથી, ત્યાં પ્રમોદભાવનાની હયાતિ હોઇ જ ન શકે. આજનો વ્યભિચારી બાલવયમાં થતા બ્રહ્મચારિને બેવકૂફ કહેવાની, યુવાનવયે થતા બ્રહ્મચારિને વીર્યહીન કહેવાની અને વૃદ્ધવયે થતા બ્રહ્મચારિને પરવારી બેઠેલો કહેવાની ધૃષ્ટતા કરતાં પણ લાજે તેમ નથી: અને આજનો કરપીણ કૃપણ પોતાની સાથે વસતા ઉદાર દીલના આત્માની કીર્તિને ઢાંકી દેવા માટે, ગમે તે કહેતાં કે કરતાં જરાય આંચકો ખાય તેમ નથી. આજે આવી ભયંકર રીતિએ ગુણોનો દ્રોહ થઈ રહ્યો છે અને ગમે તેમ કરીને ગુણવાન આત્માઓને હલકા પાડવાનાં પ્રચારકાર્યો ચાલી રહ્યાં છે! નીતિમાનને હલકા પાડનારા અનીતિમાનોનો આજે સુમાર નથી! આજે હિંસા, અસત્ય, ચોરી અને કાવા-દાવાથી પોતાનું પેટ ભરનારો

પણ, પવિત્ર સાધુઓ માટે ખૂશીની સાથે એલફેલ-મનગમતું બોલી શકે છે. 'આવું અધમ બોલતાં તને વિચાર પણ નથી આવતો ?'-આમ જો કોઈ કહે, તો તેના ઉત્તરમાં ઉદ્દામ વૃત્તિથી, જરા પણ ભય વિના, તે બોલી ઉઠે કે-'કેમ ન બોલીએ? સાધુઓ તો જગતને માટે ભારભૂત છે.' આવું બોલનારા આજે ઘણા છે. એ બોલનારાઓને પૂછીએ કે-'ભારભૂત તો કહ્યા, પણ શી રીતિએ તે સાબીત કર ! તેં પરિચય કર્યો ?' તો તરત 'ના' પાડે અને કહે કે-'કો'ક કહે છે, લોક કહે છે.' એ લોક અને 'કો'કની ફોક વાતોમાં પડી જાય, પણ સીધો ઉત્તર આપે નહિ. આ ઓછી ભયંકર દશા છે ? ખરેખર, ગુણ ઉપર પ્રેમ અને ભક્તિ બહુ દૂર છે. મૈત્રીભાવના સાથે પ્રમોદભાવના પણ ઘણી જ જરૂરની છે. કલ્યાણના અર્થી આત્માએ કોઈ પણ જાતના ભેદ વિના-ગુણી માત્રને જોઈને પ્રમોદ પામતાં શીખવું જોઇએ. પરન્તુ આવો પ્રમોદભાવ ગુણનું અર્થિપણું આવ્યા વિના નહિ આવે અને ગુણનું અર્થિપણું આત્માને શુદ્ધ બનાવવાની સાચી ભાવના પ્રગટ્યા વિના નહિ આવે !

**ત્રીજી કારૂણ્યભાવના**

હવે ત્રીજી કારૂણ્યભાવના. કારૂણ્યભાવના કયી ?

" भवार्त्तिदीनेषु कृपारसं सदा "

ભવની પીડાથી દીન બનેલા આત્માઓ ઉપર હંમેશાં કૃપારસથી હૃદય આર્દ્ર રહેવું જોઈએ. વિષય-કષાય રૂપ સંસારથી જેમનો આત્મા પીડા પામતો હોય, તેમના

ઉપર કૃપારસનો છંટકાવ કરવો જોઇએ. આ દયા સર્વોત્તમ છે. ભવ શું ?, સંસાર શું ?, સંસાર કેવો ?, પીડા શી ?, પીડા કોને ?, દયા શી ?,–આ બધું વિચારવા જેવું છે. વિષય અને કષાયની આધીનતા, એ જ દુઃખની જડ છે. જે આત્મા વિષયોથી વિરાગી બને અને અપ્રશસ્ત કષાયોનો ત્યાગી બને, તે આત્મા પરિણામે મુક્ત બની શકે. બધા આત્માઓ વિષય અને કષાયથી મુક્ત બનો, એવી કૃપાભાવના હોવી જોઈએ અને એ ભાવનાને સફ્લીભૂત બનાવવાનો શક્ય પ્રયત્ન પણ કરવો જોઈએ. આ ભાવનાનું સ્વરૂપ સમજાય, તો વસ્તુતઃ દુઃખ સાચા સાધુપણામાં છે કે સંસારમાં છે, તે પણ સમજાયા વિના રહે નહિ !

**ચોથી ઉદાસીન ભાવના :**

હવે રહી ચોથી ભાવના. નિર્ગુણી આત્મા ઉપર પણ માધ્યસ્થ્ય ભાવ રાખવો. દુર્ગુણી કે ગુણહીન આત્માઓને સુધારવાનો પ્રયત્ન કરવો. પ્રયત્ન કર્યા છતાં ન સુધરે, તો '**तस्य भाग्यम्**'–એમ વિચારી ઉદાસવૃત્તિને ભજવી.

**ઉપસંહાર :**

આ ચાર ભાવનાઓ આવી એટલે–'**शिवमस्तु सर्वजगतः**' 'સર્વ જગતનું કલ્યાણ થાઓ'–એ ભાવના આવે જ. એ આવ્યા પછી–'પરહિતમાં પ્રાણી માત્ર રક્ત રહો'–એવી ઉર્મિઓ એના અંતરમાં આપોઆપ ઉછળે અને તો જ રોમે રોમમાં શાંતિ અનુભવાય : રોમાંચ ખડાં થાય એવી શાંતિવાળું જીવન બને : અને પછી–

'દોષો નાશ પામો અને લોક સર્વત્ર સુખી થાઓ'-આ વિચારોથી હૃદય ઓતપ્રોત બની જાય. આ ભાવનાઓને જગતમાં પ્રચારવામાં જેટલી મહેનત, આપત્તિ, અશાંતિ, તકલીફ અને અપમાન આદિ સહવાં પડે, એમાં આત્માની એકાંતે શાંતિ જ છે. જેના આત્મામાં સાચી શાંતિ પ્રગટે, તેનાથી જગતમાં શાંતિ કેમ ન થાય? આવી અનુપમ શાંતિના આપનારા મહર્ષિઓ, શ્રી વીતરાગદેવનું શાસન જ્યાં સુધી હયાતિ ભોગવે છે ત્યાં સુધી, હયાત રહેવાના જ. ઘુવડોની નારાજી હોય તે છતાં પણ સૂર્ય ઉદય પામ્યા વિના રહે જ નહિ. સંખ્યાબંધ દુર્જનો છતાં, સજ્જનો ઉપર એ દુર્જનોની ધાડ ચાલુ છતાં, પોતાનું સામ્રાજ્ય સ્થાપવાના દુર્જનોના પ્રયત્નો કાયમ છતાં, હથીયાર એમના હાથમાં છતાં અને નફ્ફટાઇભરેલો બળનો ઉપયોગ પણ તેઓ કરતા હોવા છતાં ય-સજ્જનો જીવ્યા છે, જીવે છે અને જીવશે જ. સંખ્યાબંધ દુર્જ-નોની વચ્ચે, એક પણ સજ્જન નિર્ભયપણે જીવી શકે છે: કારણ કે-'હું કોઈના અહિતમાં રાજી ન હોઉં કે પ્રવર્તમાન ન હોઉં, તો મારૂં અહિત કેમ જ થાય?'-આવી તે પુણ્યાત્માની અચલ માન્યતા હોય છે. છતાં કદાચ કાંઈક અશુભ થતું દેખાય, તો તે-'પૂર્વ ભવના અશુભ'ને માનવા તૈયાર જ હોય છે. સન્માર્ગને સુંદર રીતિએ નહિ પામવા છતાં પણ, સામાન્ય રીતિએ સારી મનોવૃત્તિને પામેલ ભર્તૃહરિ જેવાએ પણ, પોતાના દુશ્મનોને પોતાને સાવચેત રાખનારાઓ તરીકે ઓળ-ખાવ્યા છે. વાત પણ ખરી છે કે-વગર પૈસાના ચોકીદાર

મળે ક્યાંથી, કે જેથી આપણી બધી જ ખબર તેઓ રાખે ? આપણે ક્યારે અને ક્યાં, કયા વખતે હતા અને છીએ, તેની ખબર આપણને કદાચ ન પણ હોય, પરંતુ તેઓ જરૂર રાખે જ. એમની બુદ્ધિ ભલે ગમે તે હોય, પણ ચોકી તો છે જ. આપણે માટે તો પરિણામે એમનું આવું આક્રમણ લાભદાયક જ છે, પરન્તુ તેવાઓ પોતાનો સર્વનાશ સાધી રહ્યા છે. આ રીતિએ તેઓ પોતાની શાંતિનો નાશ કરી રહ્યા છે. શાંતિ મેળવવાને માટે તો આત્મશુદ્ધિ સાધવી જોઇએ, એ માટે દુન્યવી પદાર્થોની તૃષ્ણાઓ ઉપર કાપ મૂકવો જોઇએ અને સ્વપરનું કલ્યાણ થાય તેવી પ્રવૃત્તિઓ કરવામાં એકતાન બની જવું જોઇએ. સૌ કોઇ આ રીતિએ સ્વપર-કલ્યાણની પ્રવૃત્તિઓમાં એકતાન બનો અને સાચી શાન્તિને પામો, એ જ એક શુભાભિલાષા !

  



# સાચી ઉદારતા

: સભા બોલાવનાર :

શ્રી જૈન શ્વે. મૂર્તિપૂ. સંઘ, ઘાટકોપર-મુંબઈ

: સભાસ્થલ :

શ્રી જૈન ઉપાશ્રય, ઘાટકોપર (મુંબઈ)

: દિવસ :

રવિવાર, તારીખ ૧૭ : મે : સને ૧૯૩૬



ઉદારતા ગુણની મહત્તા :

**સા**ચી ઉદારતાનો ગુણ, એ એક એવો અદ્ભૂત ગુણ છે કે-એના યોગે બીજા અનેક ગુણો ઉદાર આત્મામાં, બહુ જ સહેલાઇથી પ્રગટી શકે છે. ઉદારતા ગુણ જો વાસ્તવિક રીતિએ આત્મામાં પ્રગટી જાય, તો બીજા ઉત્તમ ઉત્તમ ગુણો આપોઆપ ઘસડાઈ આવે છે. સાચી ઉદારતા રૂપ ગુણને પામેલો આત્મા, બીજા ઉત્તમ ગુણોથી વંચિત રહી જાય, એ બનવાજોગ નથી : કારણ કે-ઉદાર આત્માની વૃત્તિમાં અને પ્રવૃત્તિમાં સદ્વિચારોની સુન્દર છાયા સદા કાળ પથરાએલી રહે છે : અને એ સદ્વિચારોની સુન્દર

છાયા સઘળીય દુન્યવી ઇચ્છાઓનો નિરોધ તથા સદાચારોનો સ્વીકાર કરવા તરફ, આત્માને સહજ રીતિએ વાળે છે. આ રીતિએ જ્યાં ઉદારતા, સદાચાર, સહિષ્ણુતા અને સદ્વિચાર—એ ચારે ય ઉત્તમોત્તમ ગુણોનો યોગ મળે, ત્યાં શી કમીના રહે ? ખરેખર, એવા પુણ્યાત્માઓ આ જીવનમાં જે કાંઈ સાધવાજોગું છે, તેને સુન્દરમાં સુન્દર રીતિએ સાધનારા બની જાય છે. આ ઉદારતા ગુણ, માત્ર પોતાના આત્માને માટે જ હિતકારી છે એમ પણ નથી. આ ઉદારતા ગુણના યોગે, બીજા પણ સંખ્યાબંધ આત્માઓ ઉપર, ઉદાર આત્મા ઘણો ઘણો ઉપકાર કરી શકે છે. અનેક યોગ્ય આત્માઓ, સાચી ઉદારતાને ધરનારા આત્માના સંસર્ગ વિગેરેથી, ગુણસમ્પન્ન પણ બને છે. આવા અદ્‌ભૂત અને સ્વપર—ઉપકારક ગુણને જે આત્માઓ પોતાના જીવનમાં ઉતારી શકે છે, જે આત્માઓમાં આ ગુણ વિકસ્યો હોય છે, તે આત્માઓ જ આ દુનિયામાં મહાન ગણાવાને લાયક છે. મહાપુરૂષ તરીકેની વાસ્તવિક ખ્યાતિને એવા આત્માઓ જ પામી શકે છે. આ ઉદારતા ગુણ સ્વપર—ઉપકારક હોવાથી, બીજા અનેક ગુણોને ઘસડી લાવનાર હોવાથી અને આત્માને મહાન બનાવનાર હોવાથી, સાચી ઉદારતા કોને કહેવાય એ સમજી લેવું જોઇએ. સાચી ઉદારતાના સ્વરૂપને સમજીને, એ ગુણ જો પોતાના આત્મામાં ન પ્રગટ્યો હોય તો પ્રગટે એ માટે અને પ્રગટ્યો હોય તો એ ગુણનો પરિપૂર્ણ વિકાસ સાધી શકાય એ માટે, દરેક કલ્યાણકામી આત્માએ પ્રયત્નશીલ બનવું જોઇએ.

## મહાપુરૂષ બનવાની લાયકાત :

આ માટે સૌથી પહેલાં આપણે એ વિચારીએ કે–"આજની સમજુ દુનિયા પણ 'મહાપુરૂષ' તરીકે કેવા પ્રકારના આત્માને સ્વીકારવા ઇચ્છે છે ? "

આ અમૂકની અગર તો વ્યક્તિગત વાત નથી, પણ વાત એ છે કે–" જેને જાણવાથી, જેને ઓળખવાથી તે ખરેખર મહાપુરૂષ છે એમ લાગે, એ ક્યારે બને ? જે કોઈ 'મહાપુરૂષ' તરીકે પંકાતા હોય, તેનામાં આજની સામાન્ય સમજુ દુનિયા પણ કેટલા ગુણની આશા રાખે છે ? " અર્થાત્–સામાન્ય દૃષ્ટિએ વિચાર કરીએ તો પણ, જેને આપણે મહાપુરૂષ માનીએ, તેનો મૂખ્યત્વે સ્વભાવ કેવો હોવો જોઇએ ?–એનો આપણે વિચાર કરવો છે.

કોઇ પણ પ્રાણી, તે ચાહે સ્વજન હોય કે પરજન હોય, ચાહે મિત્ર હોય કે શત્રુ હોય, ચાહે એણે એનું ભલું કર્યું હોય કે એનું ભૂંડું કર્યું હોય, ચાહે મનુષ્ય હોય કે પશુ હોય, ચાહે મોટો હોય કે નાનો હોય, ચાહે સુખી હોય કે દુઃખી હોય, કોઈ પણ એમાંથી બાતલ નહિ, એ સર્વેનું–દુનિયાના સઘળા પ્રાણિઓનું ભલું કરવાની સાચી ભાવના જેનામાં હોય, તે મહાપુરૂષ બનવાને કે મહાપુરૂષ તરીકે પૂજાવાને લાયક ગણાય છે.

કોઈનામાં કાંઈ પણ આત્મહિતકર સારૂં જૂએ, તો એ જોઇને જરૂર આનંદ પામે. કોઇનો ય કોઈ પણ વાસ્તવિક ગુણ એવો ન હોય, કે જે જોવાથી એને આનંદ થાય નહિ.

કોઇ પણ દુ:ખી જીવને જોઇને એને જરૂર દયા આવે અને એનું દુ:ખ દૂર કરવાને માટે બની શકે તેટલા ઉચિત પ્રયત્નો કરવામાં પણ એ પાછી પાની ન કરે.

ચોથી વાત એ કે–કોઇને પણ દુર્ગુણી જૂએ, તો એને સુધારવાની અભિલાષા એનામાં ઉત્પન્ન થયા વિના રહે નહિ : બની શકે એટલો પ્રયત્ન એ એવા દુર્ગુણી આત્માને સુધારવાને માટે કરે : છતાં પણ એ ન સુધરે, તો એથી તે એના તરફ અહિતકર રીતિએ ગુસ્સે થાય નહિ, એનો અહિતકર તિરસ્કાર કરે નહિ, પણ–'એ બીચારો કારમા કર્મરોગથી રીબાય છે. એનું પણ ભલું થાઓ.'–એવી એનામાં મૈત્રીમય માધ્યસ્થ્ય ભાવના હોય.

અર્થાત્–જેનામાં પ્રાણી માત્રના કલ્યાણની, સદ્‌ગુણો પ્રત્યે નિરપવાદ અનુરાગની, કર્મરોગથી રીબાતાઓ પ્રત્યે કરૂણાની અને મહેનત કરવા છતાં પણ જેઓ દોષ તજી ન શકે તેવા જીવો પ્રત્યે પણ માધ્યસ્થ્ય રહે એવી વૃત્તિ હોય, તે જ આત્મા મહાપુરૂષ બનવાને અગર તો મહાપુરૂષ તરીકેની સાચી ખ્યાતિ પામવાને લાયક છે.

**ઉત્તમ કોણ અને અધમ કોણ ?**

જે પુણ્યાત્માઓનું જીવન આવી કલ્યાણભાવના, ગુણાનુરાગશીલતા, કરૂણાપરતા અને મધ્યસ્થતાથી ઓત-પ્રોત બનેલું હોય, તે આત્માઓ ઉંચી કક્ષાના આત્માઓ છે, એમ જોનારને લાગ્યા વિના રહે નહિ. એ જ રીતિએ, દુનિયાના કોઈ પણ પ્રાણિનું જે ભૂંડું ઈચ્છતો હોય, બીજાના સારાને અગર કોઈના પણ સાચા ગુણને

જોઇને જે આનંદ પામતો ન હોય, દુઃખિના દુઃખને જોઈને જેને દયા ન આવતી હોય અને દુર્ગુણિને ખરાબ કરવાની જે મહેનત કરતો હોય, એ આત્મા અધમ કોટિનો છે, એમ સામાન્ય સમજુઓ પણ કહે છે. દુનિયાના સામાન્ય સમજુઓની દૃષ્ટિએ પણ-જે આત્મા દુનિયાના પ્રાણિ માત્રનું ભલું ઈચ્છતો હોય, જે આત્મા પરની સારી વસ્તુ કે ઉત્તમ ગુણને જોઈ પ્રમોદ પામતો હોય, જે આત્માના અંતરમાં દુઃખિને જોઇને દયાળુ વૃત્તિ પ્રગટતી હોય અને જે આત્મા દુર્ગુણી પ્રત્યે પણ-તે પ્રયત્ન છતાં સુધરે નહિ તોય-એના પ્રત્યે તિરસ્કાર-ભાવને ધારણ કરનારો ન હોય, તે જ ઉત્તમ કોટિનો આત્મા ગણાય છે. તમારે એવા ઉત્તમ કોટિના બનવું છે કે નહિ ? તમને કોઇનું પણ ભૂંડું ઈચ્છનાર અધમ કોટિનો લાગે છે કે નહિ ?

**સભા૦** લાગે છે.

કોઇનું પણ સારૂં જોઇને ખૂશી નહિ થતાં, બળતરા કરનાર અધમ કોટિનો લાગે છે કે નહિ ?

**સભા૦** લાગે છે.

જેને દુઃખિને જોઈ તેનું દુઃખ દૂર કરવાની વાત તો દૂર રહી, પણ દયા ય ન આવે, તે અધમ કોટિનો લાગે છે કે નહિ ?

**સભા૦** લાગે છે.

અને દુર્ગુણિને સુધારવાની મહેનત કરવા છતાંય તે

ન સુધરે, તો એના પ્રત્યે કેવળ તિરસ્કારભાવને ધરનાર પણ અધમ કોટિનો લાગે છે કે નહિ ?

**સભા૦** લાગે છે.

ત્યારે એવા અધમ કોટિના બનવાની તમારી ઇચ્છા ન હોય, તે સ્વાભાવિક છે. કોઈનું પણ ભૂંડું ઇચ્છનાર, પરનું સારૂં જોઈને પણ રાજી નહિ થનાર, દુઃખિને જોઈનેય જેને દયા ન આવે તે અને દુર્ગુણી પ્રત્યે પણ તિરસ્કારભાવ ધરનાર આત્મા અધમ કોટિનો છે પણ ઉત્તમ કોટિનો નથી, એમ તો બધા કબૂલ કરે છે. એ જ રીતિએ 'સૌનું ભલું થાઓ'-એવી ભાવનાવાળો, બીજાની ઉત્તમતાને જોઈ પ્રમોદ પામનારો, દુઃખિને જોતાં જ દયા દાખવનારો અને દુર્ગુણી પ્રત્યે પણ દુર્ભાવને નહિ ધરનારો આત્મા, એ ઉચ્ચ કોટિનો આત્મા છે, એમ પણ લાગે છે ને ?

**સભા૦** હાજી.

ત્યારે એવી ઉંચી કોટિના બનવું છે અને અધમ કોટિના બનવાની ઈચ્છા નથી, એ વાતમાં કાંઈ ફેર છે ?

**સભા૦** બનવું છે તો ઉંચી કોટિના.

આ, હૃદયથી બોલાય છે ને ? જો અધમ કોટિના ન બનવું હોય અને ઉંચી કોટિના જ બનવું હોય, તો ઉદારતા ગુણ કેળવવો પડશે : કારણ કે-જો કોઈ પણ આત્મા મહાપુરૂષ તરીકે સંબોધવાને માટે, વાસ્તવિક રીતિએ લાયક બન્યો હોય, તો તે આ 'સાચી ઉદારતા'

રૂપ ગુણના પ્રતાપે જ બન્યો છે. સાચી ઉદારતા વિનાનો, સાચો મહાપુરૂષ હોઈ શકે જ નહિ.

### ઉદારતા વિના મહત્તા નહિ :

પૂર્વે જે મહાપુરૂષો થઈ ગયા, વર્ત્તમાનમાં જે મહાપુરૂષો વિદ્યમાન છે અને ભવિષ્યમાં જે મહાપુરૂષો થશે, તે મહાપુરૂષો સાચી ઉદારતાના ગુણ વિના થયા નથી, વર્તમાનમાં વિચરતા મહાપુરૂષો પણ સાચી ઉદારતાના ગુણને પામીને જ મહાપુરૂષ બની શકયા છે અને ભવિષ્યકાલમાં પણ સાચી ઉદારતાના ગુણ વિના મહાપુરૂષો થશે નહિ એ ચોક્કસ છે. તમારો ઈરાદો શો છે? મહાન બનવાનો કે અધમ બનવાનો? કહેવા માત્રમાં અધમ નહિ બનવાનો અને ઉત્તમ બનવાનો કે સાચેસાચ અધમ નહિ પણ ઉત્તમ બનવાનો ઇરાદો છે, એ ખાસ વિચારવું જોઇએ. જો મહાન બનવાનો ઈરાદો છે, તો મહાન બનવાને માટે કહ્યા તે ગુણો આત્મામાં પ્રગટાવવા એ આવશ્યક છે અને એ ગુણો આત્મામાં સાચી ઉદારતાનો ગુણ પ્રગટ્યા વિના પ્રગટવાના જ નથી. સમજપૂર્વક વિચારીએ, તો આપણી દૃષ્ટિએ જે મહાન લાગે છે તેવા જ આપણે બનવું છે. આપણને મહાન કોણ લાગે છે? જે કોઈનું પણ ભૂંડું ઇચ્છે જ નહિ, પણ સૌ કોઇનું ભલું જ ઈચ્છે એ: જે કોઇની પણ સારી વસ્તુને જોઈ ને ઇર્ષ્યા ન કરે, પણ ખૂશી થાય એ: જે દુ:ખિને જોઇને એના તરફ ઘૃણા કે નિષ્ઠુરતા ન બતાવે, પણ સાચી દયા બતાવે એ: અને દુર્ગુણિને સુધારવાની મહેનત કરવા

છતાં પણ તે ન સુધરે તો એના પ્રત્યે તિરસ્કારભાવ ન બતાવે પણ એનીય દયા ચિન્તવે એ! એથી જે ઉંધા હોય, તે મહાન લાગતા નથી: કારણ કે-કોઈ આપણું ભૂંડું ચિન્તવે અગર ભૂંડું કરે, તો તે આપણને પસંદ નથી: કોઈ આપણા ગુણને અગર આપણા સારાને જોઈ ને રાજી ન થાય, તો તેય આપણને પસંદ નથી: આપણે દુ:ખી હોઈએ અને કોઈ દયા ન બતાવે, હડફેટે ચઢાવે, નિષ્ઠુરતા બતાવે, તો આપણને તેય પસંદ નથી: અને આપણે ગમે તેવા દુર્ગુણી હોઇએ અને સુધારવાની મહેનત છતાં ન સુધરીએ, તો પણ કોઇ આપણો તિરસ્કાર કરે, તો તે પણ આપણને પસંદ નથી: એટલા માટે અહીં મહાન કોને માન્યા? જે કોઇનું પણ ભૂંડું ઈચ્છે નહિ, પણ સંસારના સઘળા જ પ્રાણિઓનું ભલું ઈચ્છે: જે કોઈનાય કોઇ પણ સાચા ગુણને જોઇને રાજી થાય: દુ:ખિને જોઇને જેને દયા આવે અને દુર્ગુણી તરફ પણ જે ગુસ્સે ન થાય, સુધારવાની મહેનત કરવા છતાં પણ ન સુધરે એવી કોટિના દુર્ગુણી પ્રત્યે પણ જેનામાં દુર્ભાવ ન હોય તેને! શાથી એવા આત્માને મહાન માન્યા? આપણને એ ગમે છે માટે! શાસ્ત્રદૃષ્ટિની વાત, તત્ત્વજ્ઞાનિઓની દૃષ્ટિની વાત બાજૂએ રાખીએ, તો પણ સામાન્ય સાચી સમજ હોય, તો આ પ્રકારના ગુણોવાળા આત્માઓ મહાન લાગ્યા વિના રહે નહિ. એ મહત્તા સાચી ઉદારતા પ્રગટ્યા વિના આવે નહિ. જેણે એવા મહાન બનવું હોય, તેણે પોતાનામાં સાચી ઉદારતાનો ગુણ પ્રગટે એ માટે મહેનત કરવી જોઇએ.

**જે સૌનું ભલું ઇચ્છે અને કોઈનું પણ ભૂંડું ઈચ્છે નહિ–એ મહાન આત્મા છે:**

આપણું કોઈ ભૂંડું ઇચ્છે, એ આપણને પસંદ છે? નહિ, કેમકે–આપણને આપણું ભૂંડું થાય એ પસંદ નથી. જ્યારે આપણને આપણું ભૂંડું થાય એ પસંદ ન હોય, તો કોઇનું પણ ભૂંડું થાય એ પણ પસંદ ન જ હોવું જોઇએ. આપણે એ જ ઈચ્છવું જોઇએ કે–'કોઈનું પણ ભૂંડું ન થાઓ!' કારણ કે–આપણને જેમ આપણું ભલું થાય એ પસંદ છે અને ભૂંડું થાય એ પસંદ નથી, તેમ દુનિયાના પ્રાણી માત્રને પોતાનું ભલું થાય એ પસંદ છે, પણ પોતાનું ભૂંડું થાય એ પસંદ નથી. દુનિયામાં જે માત્ર પોતાનું તથા પોતાનાઓનું ભલું ઇચ્છે અને બીજાનું ભૂંડું ઇચ્છે, એ મહાન નથી: કારણ કે–સ્વાર્થિમાં સ્વાર્થી અને અધમમાં અધમ માણસો પણ, પોતાનું તથા પોતાનાઓનું ભલું તો ઇચ્છે જ છે. આ રીતિએ દરેકે સમજી લેવું જોઇએ કે–'જેમ આપણું જે ભૂંડું ઇચ્છે છે તે મહાન નથી, તેમ દુનિયાના કોઈ પણ પ્રાણિનું જે ભૂંડું ઈચ્છે છે એ મહાન નથી. મહાન તો તેજ, કે જે સૌનું ભલું ઈચ્છે અને કોઇનું ય ભૂંડું ઇચ્છે નહિ તેમજ તે જ પ્રકારની ક્રિયામાં જે રત હોય!'

**મહાન આત્મા સ્વપર-ઉપકારક ગુણને જોઇને, રાજી થયા વિના રહે જ નહિ:**

એ જ વસ્તુ ગુણમાં સમજવાની છે. જો ગુણ જોઇને કોઈ પ્રસન્નતા ન બતાવે, તો ઘણાઓને થાય છે કે–

'આ ઈર્ષ્યાખોર છે.' પોતાનો નાનો પણ ગુણ સામો ન જૂએ, નાના પણ ગુણને જોઇને પ્રેમભાવ ન બતાવે, તો એ દુનિયાના પ્રાણિઓને ગમતું નથી. ત્યારે સમજવું જોઈએ કે-બીજા આત્માઓને પણ પોતાનો ગુણ જોઇ સામો પ્રસન્નતા બતાવે એ પસંદ છે. દુનિયાના પ્રાણિઓનો કોઈ પણ ગુણ, કે જે આત્માને લાભકારી હોય અને જેની પ્રશંસા નુકશાનકારી ન હોય, તે ગુણને જોઇને જે પ્રસન્ન ન થાય, તે મહાન નહિ. નાનામાં નાના પણ સારા ગુણને જોઈ, પછી તે મિત્રમાં કે દુશ્મનમાં, ગમે તેનામાં હોય, પ્રેમભાવ ઉત્પન્ન થવો જોઇએ. 'પોતાનો નાનો પણ ગુણ જોઇને સામો પ્રસન્ન થાય.'-એ પ્રાયઃ સૌને ગમે છે. સ્વપર-હિતકર ગુણને જોઈ જે રાજી થાય, એવાને જ દુનિયાના જીવો મહાન કહે છે. એ વાત પણ ચોક્કસ છે કે-'મહાન આત્મા સાચા ગુણોનો રાગી ન હોય, એ બને જ નહિ.' જેનામાં કોઇ પણ પ્રકારનો રાગ નથી, રાગ-દ્વેષથી જે સર્વથા મુક્ત બન્યા છે, તેઓની વાત જૂદી છે: પણ જ્યાં સુધી રાગ બેઠો છે, ત્યાં સુધી સાચા ગુણ પ્રત્યે કોઈ પણ ઉત્તમ આત્માને સદ્ભાવ ન હોય, સાચો ગુણ કોઈ પણ ઉત્તમ આત્માને પ્રમોદ ન ઉપજાવે, એ બને જ નહિ. ઉત્તમ આત્મા ગુણ અને ગુણાભાસનું પૃથક્કરણ કરનારો જરૂર હોય. ગુણાભાસને ગુણ માની લેનારો એ ન હોય. પણ જે ગુણ ગુણ રૂપ છે, એનો તો એ આદર જ કરે. કોઈનામાંય સ્વપર-ઉપકારક ગુણ હોય, તો તેને જોઈને એ પ્રમોદ ન પામે, એ વસ્તુ જ અસંભવિત છે.

**ઉદારતાથી આત્મા મહાન બને છે :**

આ રીતિએ આપણે મહાન આત્માની બે વાતો નક્કી કરી : એક તો એ કે–' સૌનું ભલું ઇચ્છે પણ કોઈનુંય ભૂંડું ઇચ્છે નહિ. ' અને બીજી વાત એ કે– ' કોઈના પણ સ્વપર–ઉપકારક ગુણુને જોઇને પ્રમોદ પામ્યા વિના રહે નહિ. ' દુનિયાના જીવોને પોતાનું કોઇ ભૂંડું ઇચ્છે ત્યારે બહુ ત્રાસ થાય છે. ખૂણે પણ સાંભળે કે–' અમૂક મારૂં ભૂંડું ઇચ્છે છે. '–તો ત્યારથી અંતરમાં ત્રાસ ઉત્પન્ન થાય છે. તેમાંય ખબર પડે કે–' કોઇ શક્તિમાન મારૂં ભૂંડું ઇચ્છે છે. '–તો ?

સભા૦ હૃદયમાં બહુ દુ:ખ થાય.

તો કયા પ્રાણિને પોતાનું ભૂંડું થાય, એ ગમે છે ? કોઈને જ નહિ. પોતાની સારી પણ ક્રિયાને જોઈ કોઈ પ્રશંસા ન કરે, આનંદ ન બતાવે, તોય દુનિયાના જીવોને થાય છે કે–' ગુણુની કિંમત જ કયાં છે ? ' પોતે દુ:ખી હોય અને એ વખતે કોઈ દયા ન બતાવે, સહાય ન કરે, તો ઘણાને એમ થાય છે કે–' દુનિયામાંથી ધર્મ રસાતળ ગયો. ' પોતે દુ:ખી છે, સામો સહાય કરવાને શક્તિમાન છે, પોતે સહાયની યાચના કરે છે, છતાં સહાય ન મળે, તો એવા આત્માઓને દુનિયા કારમી લાગે છે. જે આત્માઓ દૂષણુને દૂષણ રૂપે સમજ્યા છે, તેઓને તેમનું દૂષણ કાઢવાની કોઈ મહેનત ન કરે, તોય દુ:ખ થાય. મહેનત કરવા છતાં એવું દૂષણ હોય કે–' ન છૂટે. ' અને એથી સામો તિરસ્કાર દર્શાવે, ફીટકાર કરે,

તો તેવા સમયે પણ ઘણા કહે છે કે–‘ સુધારવાની ભાવના સારી, પણ આ રીતિએ તિરસ્કાર કરે છે તે ખોટું કરે છે. ’ આવી દશા દુનિયાના જીવોની છે, માટે સામાન્ય રીતિએ આપણે મહાન કોને કહ્યા ? જે કોઇનું પણ ભૂંડું ઇચ્છે નહિ, કોઈના પણ વાસ્તવિક ગુણથી આનંદ પામ્યા વિના રહે નહિ, દુઃખી પ્રત્યે જેની દયા હોય તથા દુઃખિને જે બનતી સહાય કરે અને દોષિતને સુધારવાની મહેનત કરવા છતાં પણ તે ન સુધરે તો તેની ફજેતી કરનાર, એનો તિરસ્કાર કરનાર જે ન હોય, તેને આપણે મહાન તરીકે ગણાવ્યો. એવા મહાન ક્યારે બની શકાય ? સાચી ઉદારતાનો ગુણ આત્મામાં પ્રગટ્યો હોય તો ! એ માટે એ ગુણનો વિચાર ચાલે છે. એ ગુણ કોઇ પણ આત્માને મહાન બનાવવાને માટે સમર્થ છે. આ એક જ ગુણ જો યથાર્થપણે આત્મામાં પ્રગટી જાય, તો એ આત્માને મહાન બનાવી દે છે. બીજા ગુણો એને અવલંબીને ઘસડાઇ આવે છે.

**અપકારિને પણ ખમી ખાવાની તાકાત જોઈએ :**

દુનિયાના કોઈ પણ પ્રાણિનું ભૂંડું ન ઇચ્છવું, એ ક્યારે શક્ય છે ? પોતાના માનેલાઓનું, પોતાની ઉપર ઉપકાર કરનારનું, પોતાને સહાય કરનારનું, પોતાને ક્યારેક કામ લાગશે–એવી સંભાવનાવાળાનું, પોતાના ઉપયોગમાં આવનારનું, પોતાને મદદગાર થનારનું–એમ પોતાને જ્યાં જ્યાંથી અંગત લાભ છે અગર લાભની સંભાવના છે, એનું જ ભૂંડું ન ઇચ્છવું એમ નહિ, પરંતુ

પોતાનું ભૂંડું કરનારનું પણ ભૂંડું ન ઇચ્છવું, એ શું શક્ય છે? તમારે માટે વર્તમાનમાં એ શક્ય હોય કે ન હોય, પણ એ ગુણની જ સાચી મહત્તા છે: એથી એ ગુણ પ્રગટ કરવાની જરૂર છે અને એ ગુણ આત્મામાં ત્યારે જ પ્રગટે, કે જ્યારે અપકાર કરનારને પણ ખમી ખાવાની તાકાત આવે! બરબાદ કરનારને પણ સહી લેવાની તાકાત જોઈએ. અમૂક મને બરબાદ કરે છે, એમ ચોક્કસપણે જાણવા છતાં પણ, એની હૃદયમાં અસર ન જોઇએ. એ તાકાત કેળવી હોય, તો એના ભૂંડાની ભાવના ન આવે. એ તાકાત હૃદયની સાચી ઉદારતા વિના ન આવે. હૃદયની સાચી ઉદારતા હોય, તો જ અપકારિનું પણ ભૂંડું નહિ ઇચ્છતાં ભલું ઇચ્છાય.

**ભગવાન શ્રી મહાવીરદેવ અને સંગમનો ઉપસર્ગ :**

ભગવાન શ્રી મહાવીરદેવ ઉપર સંગમે કારમો ઉપસર્ગ કર્યો. તે પણ છ છ મહિનાઓ સુધી. માત્ર પાંચ જ દિવસ ઓછા. એ છ મહિના સુધી ભગવાનને અન્ન અને પાણી વિના રહેવું પડ્યું. એક રાત્રિમાં એ સંગમે વીસ વીસ ઘોર પીડાઓ કરી. છ માસ સુધી સંગમે ભગવાનને ઉપસર્ગોથી એવા કાયર કરવાનો પ્રયત્ન કર્યો કે–'સાચી સંપૂર્ણ ઉદારતા વિનાનો આત્મા, પોતાના બળનો એની સામે ઉપયોગ કર્યા વિના રહે નહિ.' ભગવાનનું બળ કેટલું? બળનો જો ઉપયોગ કરે, તો એક અંગ દ્વારા પણ મહા ઉલ્કાપાત મચાવી શકે, એવું ભગવાનમાં બળ હતું. એટલે તાકાત નહોતી માટે પીડા સહન કરી, એમેય નહિ. એટલી

તાકાત છતાં, એને રોકવા આંખ ઉંચી કરીને જોયું પણ નથી. આખર દેવતાને લાગ્યું કે–'અહીં મહેનત ફળે એમ નથી.' શાની મહેનત ? આરાધનામાં સ્થિર નહિ રહેવા દેવાની ! દેવતા થાક્યો, પણ ભગવાન ચળ્યા નહિ. આટલી પીડા કરનારો થાકીને જાય છે, ત્યારે પણ ભગવાનને એમ નથી થતું કે–'આનું અકલ્યાણુ થાઓ !' ઉલ્ટું એમ થાય છે કે–'બીચારો અમારા પરિચયને પામ્યો તોય સંસારમાં રૂલી ગયો !' આવી ભાવના આવી, પણ એનું ભૂંડું થાઓ, એવી ભાવના આવી ? નહિ જ !

**સભા૦** શ્રી તીર્થંકર છે ને ?

**સાચી ઉદારતાનું પહેલું લક્ષણ :**

વિચાર કરો–આપણને શું થાય ? એવી પીડા કોઇ કરે, તો તે ઘડી એના ભૂંડાની ભાવના આવે, કે 'એ બીચારો પાપપંકમાં ખૂંચી રહ્યો છે'–એવી દયા આવે ? આવી પીડા કરનારને માટે પણ 'ભૂંડું થાઓ'–એવી એક અંશે પણ હૃદયની ભાવના નહિ, એ જ ભાવના કે–એનું પણ કલ્યાણ થાય તો સારૂં, એ હૃદયની કેવી ઉદારતા ? સાચી ઉદારતાનું આ પહેલું લક્ષણ. બગાડવા મથનાર ઉપર પણ રોષ નહિ, એનું ય ભૂંડું કરવાની ભાવના નહિ, એટલું જ નહિ પણ એના ય ભલાની ભાવના, એ સાચી ઉદારતા છે. પૈસાની વાત પછી, પણ મૂખ્ય ઉદારતા આ છે. આપણું ખરાબ કરવા મથનારના પણ ભૂંડાની ભાવના ન આવવી, એના ય ભલાની ભાવના ટકી રહેવી, એ અજબ ઉદારતા છે. આવા ઉદારમાં પૈસાની ઉદારતા તો હોય જ.

**'મારૂં બગાડવાની કોઇનામાં તાકાત નથી'–એ માન્યતા દૃઢ બનવી જોઇએ:**

આવી ઉદારતા કેવા આત્મામાં હોઈ શકે ? જે હૃદયપૂર્વક એમ માને કે–'મારૂં બગાડવાની કોઈનામાં પણ તાકાત નથી.' બીજામાં આ ઉદારતા ન હોય. 'કોઈ એવો જન્મ્યો નથી, કે જેનામાં મારા પાપ વિના મારૂં બગાડવાની તાકાત હોય: સામા આત્મામાં મારૂં બગાડવાની જે ભાવના આવી, તે ભાવના પણ મારા પાપકર્મના ઉદયના યોગે આવી. વાસ્તવિક રીતિએ એ આત્મા મારૂં બગાડતો નથી, પણ સુધારે છે: કારણ કે–વસ્તુતઃ તો એ મારાં પૂર્વે બાંધેલા પાપોને ઝટ ભોગવવામાં સહાય કરે છે. એ ન મળ્યો હોત, તો મારાં કર્મો આટલાં જલ્દિ ખપત નહિ, એટલે મારો એ દુશ્મન નથી પણ ઉપકારી છે.' ઉદારતાના સાચા અમલને માટે અન્તરને આવા વિચારોથી ઓતપ્રોત બનાવવું જોઈએ.

**જીવતાં ખાલ ઉતારનારને પણ ઉપકારી માનનાર શ્રી ખંધક મુનીશ્વરનો પ્રસંગ:**

ભગવાન શ્રી મહાવીરદેવનો આત્મા, એ શ્રી તીર્થંકરદેવનો આત્મા હતો, માટે એ આત્મામાં એવી ઉદારતા હોય જ, એમ હમણાં કહેવાયું. તો આપણે શ્રી તીર્થંકરદેવ સિવાયના આત્માની વાત લઈએ. શ્રી ખંધક મુનીશ્વરનું નામ સાંભળ્યું છે ? એ મહાપુરૂષ પવિત્ર હતા. અશુભ સંકલ્પ પણ એમને આવેલો નહિ. એમને ખ્યાલ સરખોય નહિ. છતાં પણ રાજાને એ મુનીશ્વરના સંબંધમાં તદ્દન વિપરીત કલ્પના આવી.

**સભા૦** પાંચ સો ઘાણીમાં પીલાયા એ ?

ના, પાંચસો શિષ્યોની સાથે ઘાણીમાં પીલાનાર આચાર્યની આ વાત નથી. બીજા મહાપુરૂષની આ વાત છે.

રાજા અને રાણી ઝરૂખે બેઠાં છે. એ વખતે રસ્તા ઉપરથી શ્રી ખંધક મુનીશ્વર પસાર થાય છે.

એ મુનીશ્વર રાણીના સંસારિપણાના ભાઈ થાય છે. રાણી ભાઇને ઓળખી લે છે.

પહેલાં જે અવસ્થામાં ભાઇને જોએલા, તે કરતાં અત્યારે ઘણી જ વિલક્ષણ અવસ્થામાં રાણી ભાઇને જૂએ છે. હાડકાંનું ભરેલું ગાડું ચાલતાં ખખડે, તેમ શ્રી ખંધક મુનીશ્વરનાં હાડકાં ખખડે છે. એ મહાત્માએ ઉગ્ર તપશ્ચર્યાથી પોતાના દેહને હાડકાંનાં માળા જેવો બનાવી દીધો છે, છતાં ઉગ્ર વિહાર કરે છે.

એ મહાત્માને તો શરીર એવું થઈ ગયું તેનું જરાય દુ:ખ નથી, પણ બેનમાં તો મોહ છે ને ?

ભાઇ પ્રત્યેના મોહના યોગે રાણીની આંખમાં આંસુ આવી જાય છે અને રાજા તે આંસુને જોઈ લે છે.

એ આંસુ જોતાંની સાથે જ, શ્રી ખંધક મુનીશ્વરના અશુભોદયના યોગે, રાજાના હૃદયમાં દુષ્ટ કલ્પના જન્મે છે. રાજાના હૈયામાં રાણીના શીલને માટે શક ઉત્પન્ન થાય છે. "રાણીનો એ યાર હોવો જોઇએ, માટે જ એને આવી દશામાં જોઇને રાણીને આંસુ આવ્યાં "-એવી રાજા કલ્પના કરે છે.

રાણીને એ પૂછતો નથી. રાણીને ખબર ન પડે એ રીતિએ રાજા, શ્રી ખંધક મુનીશ્વરની જીવતાં ખાલ ઉતારવાને માટે, મારાઓને મોકલે છે.

મારાઓ રાજાના હુકમ મુજબ શ્રી ખંધક મુનીશ્વરની પાસે આવે છે. રાજાની આજ્ઞા સંભળાવે છે.

શ્રી ખંધક મુનીશ્વર જરાય આનાકાની કરતા નથી. એ તો કહે છે કે–'ભાઈ થકી પણ ભલા તમે.'

આ તો બીજા છે ને ? તીર્થંકરદેવના આત્મા નથી ને ? વિના કારણ, કશા પણ અપરાધ વિના, જીવતાં ખાલ ઉતારવા આવે, તેવાઓની સામે પણ દુર્ભાવનો એક અંશે ય નહિ, એ કયું હૈયું ? એ તો એક જ વિચાર. 'આ કેમ આવ્યા ? એના માલીકે એવી આજ્ઞા કરી એ માટે ! એમના માલીકને આવી આજ્ઞા કરવાની બુદ્ધિ શાથી થઇ ? મારો અશુભોદય માટે ! ત્યારે મારા કર્મને ખપાવવામાં સહાય કરનાર, એના જેવો બીજો ઉપકારી કોણ ?'

ઉત્તમ કોટિની ઉદારતા અને આત્માનુલક્ષિતાના યોગે, મહાપુરૂષોને આવી જ ભાવના આવે.

શ્રી ખંધક મુનીશ્વર પોતાના શરીરની જીવતાં ખાલ ઉતારવાને માટે આવેલા તે મારાઓને એમ પણ કહે છે કે–'તમે કહો એવી રીતિએ હું ઉભો રહું, કે જેથી તમને મારી ખાલ ઉતારતાં તકલીફ ન પડે : કારણ કે– મારી કાયા કઠણ થઈ ગઈ છે !'

વિચાર કરો, આ કયી દશા છે ? જીવતાં ખાલ ઉતારવાને માટે આવેલાને પણ તકલીફ ન પડે, એ વિચાર

કોને આવે ? ભૂંડું કરનારનું પણ ભૂંડું ન થાઓ, એ ભાવના કોનામાં આવા પ્રસંગે ય કાયમ રહે ? 'કોઇનામાં પણ મારૂં ભૂંડું કરવાની તાકાત નથી'–એમ જે જાણતો હોય અને જેના હૈયામાં શુભાશુભ કર્મ આદિની અદ્ભૂત શ્રદ્ધા હોય, તેના હૈયામાંથી જ એ ભાવના આવા અવસરે પણ ખસે નહિ. શ્રી ખંધક મુનીશ્વરના હૈયામાં ઉંચામાં ઉંચી કોટિની ઉદારતા હતી અને માટે જ તેમણે 'જીવતાં ખાલ ઉતારવાને માટે આવેલાઓને ય તકલીફ ન થાય તો સારૂં'–એવો વિચાર કર્યો.

**દુનિયામાંથી દુશ્મનાવટ નાબૂદ કરવાનો ઉપાય :**

આવી ઉંચી કોટિની ઉદારતા જો દુનિયાના જીવોમાં આવી જાય, તો દુનિયામાં દુશ્મનાવટ રહે ? દુનિયામાંથી જો દુશ્મનાવટને નાબૂદ કરવી હોય, તો આ જરૂરી છે કે કેમ ? આ ગુણ આવ્યા વિના દુનિયામાંથી દુશ્મનાવટ મટશે, એમ લાગે છે ? દુનિયામાં દુશ્મનાવટ કાયમ રહે, મારામારી થયા કરે, યુદ્ધો ચાલ્યા કરે, એ પસંદ છે ? આપણે લડવું નહિ અને કોઈ લઢે તે સારૂં નહિ, એ માન્યતા તમારી છે ખરી ને ? દુનિયામાં કજીયો થાય, મારામારી થાય, યુદ્ધો ખેલાય–એ અમને પસંદ નથી, કેમકે–દુશ્મનાવટ પસંદ નથી, એમ ઘણા કહે છે. એ કહે છે તે હૈયાનું કે હોઠનું ? દુશ્મનાવટ નાબૂદ ન થાય ત્યાં સુધી કજીયા, કંકાસ, મારામારી અને યુદ્ધો નાબૂદ થવાનાં નથી. જેને કજીયા વિગેરે પસંદ ન હોય, તેણે દુશ્મનાવટ દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ : અને દુશ્મનાવટ દૂર

કરવી હશે, તો આ ઉદારતા કેળવવી પડશે. કયી? પોતાનું ગમે તેવું અને ગમે તેટલું ભૂંડું કરનારનું પણ ભૂંડું નહિ ઇચ્છતાં ભલું ઇચ્છવું એ!

**સ્વાર્થ હણાય તો આજનાઓ મોટે ભાગે બાપના બેટા નહિ અને ભાઈના ભાઇ નહિ:**

તમે આ ઉદારતા કેળવી છે?

**સભા૦** ના.

કેળવવાનો વિચારે ય કર્યો છે?

**સભા૦** ના.

કહો છો ને કે–'અમને કજીયા વિગેરે પસંદ નથી?' જો સાચેસાચ કજીયા વિગેરે પસંદ ન જ હોય, તો આ ઉદારતા કેળવવાને અને પ્રચારવાને પ્રયત્નશીલ બનો. જ્યાં સુધી આ ઉદારતા ન કેળવાય, ત્યાં સુધી તમે અમૂકના મિત્ર હો તો પણ તે ક્યાં સુધી? તમારા સ્નેહિના પણ સ્નેહી ક્યાં સુધી? અમૂકનું ભલું કરનાર પણ ક્યાં સુધી? તમારૂં એ બગાડે નહિ ત્યાં સુધી! જ્યાં સામેથી માત્ર બગાડવાનું જ થાય, અરે, સામા પ્રત્યે પોતાનું બગાડશે એવો વહેમ જ આવી જાય, એટલે આજનાઓ મોટે ભાગે બાપના બેટા નહિ, માના દીકરા નહિ, ભાઈના ભાઈ નહિ અને સ્રીના પતિ નહિ, એ દશા છે. આજે પોતાના સગાં ઉપકારી માબાપને પણ કહેનારા કહે છે કે–'તમે અમારાં માબાપ નહિ અને અમે તમારા દીકરા નહિ!' ઉદારતા ગુણની થોડી પણ છાયા આવ્યા વિના, બાપ

દીકરાના કે દીકરા બાપના, વસ્તુતઃ બનવાના નથી. જ્યાં માત્ર સ્વાર્થની જ પ્રધાનતા હોય, ત્યાં કોઇ કોઇના નથી. કેવળ સ્વાર્થમાં ડૂબેલાઓ ઉપર વિશ્વાસ રાખનારા અંધારામાં ભમે છે. સ્વાર્થી આત્માઓ તો ભલું કરે તેનું પણ અવસરે સ્વાર્થ માટે ભૂંડું કરનારા હોય છે, માટે એવાઓનો વિશ્વાસ કોણ કરે ? આથી જ કહેવાય છે કે–આ ગુણ આવ્યા વિના દુનિયામાંથી દુશ્મનાવટ, કજીયા–ટંટા વિગેરે મટશે નહિ. આ રીતિએ અહીં એક વાત તો નક્કી થઇ. બગાડનારનું પણ ભૂંડું ઇચ્છવું નહિ : એટલું જ નહિ, પણ ભલું ઇચ્છવું. સૌથી મોટી, કઠિન, મુશ્કેલીવાળી અને સામાન્ય આત્માઓ જેમાં ટકી ન શકે એવી આ ઉદારતા છે : છતાં ધીરે ધીરે પણ એ કેળવ્યા વિના વાસ્તવિક આત્મકલ્યાણ સધાય, એ શકય નથી.

**સાચી શાન્તિ માટે સાચી ઉદારતા જોઇએ :**

કોઇ આવીને કહે કે–' અમૂકે તને ગાળ દીધી.' એ વખતે એમ કેટલા કહે છે કે–' ભલેને દીધી ! મને તો એ દુઃખ થાય છે કે–મારા નિમિત્તે એ નાહક પાપથી ભારે બને છે ! ' આ ભાવના આજે કેટલાકમાં છે ? આજે તો પૂરી તપાસેય ન કરે અને કોઇ કહે એટલામાં લાલચોળ થઇ જાય. પેલી ઉદારતા હોય તો શું થાય ? પોતાનામાં અમૂક અંશે પણ લુચ્ચાઇ છે, એમ પોતે જાણતો હોય તો કહે કે–' શું કહ્યું ? લુચ્ચો કહ્યો ને ? જો, એ કહે છે તે વાત સાચી છે. તેં એની વાત મારા કાન સુધી પહોંચાડી, એ ઉપકાર કર્યો. એની વાત કહીને

તેં મને ભાનમાં આણ્યો. તેં જેમ અહીં આવીને એની વાત મારા કાન સુધી પહોંચાડી, તેમ તું મારો સંદેશો પણ એને પહોંચાડજે. કહી આવજે કે–તેં મને લુચ્ચો કહી જાગૃત કર્યો. હવે હું લુચ્ચાઈ ઘટાડવાનો પ્રયત્ન કરીશ.' આવો સંદેશો પહોંચાડવામાં લાભ કે પેલો લુચ્ચો કહે એટલે–'એનો બાપ લુચ્ચો'–એવું એવું લાલ-પીળા થઈને યથેચ્છપણે યદ્વાતદ્વા બોલવામાં લાભ? પેલો સંદેશો, તમને ગાળ દીધી એમ કહેવા આવેલો, કયા મોંઢે પહોંચાડે? પણ લાલપીળા થઇ–'એનો બાપ લુચ્ચો'–એમ કહો, એટલે વચલું નંગ તો એ ઈચ્છતું જ હતું. એવાં વચલાં નંગો ગ્યાસતેલના ડબ્બા લઇને ફરતાં હોય છે, પણ જો આપણામાં સાચી ઉદારતા અને વિવેક હોય, તો વચલાં નંગો ફાવે નહિ. ગ્યાસતેલના ડબ્બા હાથમાં રહી જાય, હાથ દુ:ખી જાય અને થાકીને લોથ થઇ જાય. સાંભળનાર બેય જો સાવધ હોય, તો વચલાં નંગો કાં તો સુધરે અને સુધરે નહિ તો તેમની પાપી ધારણામાં નિષ્ફળ તો જાય જ. આવી ઉદારતા હોય, તો અશાન્તિ પેદા કરનાર કોઇ જીવે છે? સાચી ઉદારતા આવ્યા વિના, સાચી શાન્તિનો અનુભવ થવો નથી. સાચી શાન્તિ માટે સાચી ઉદારતા જરૂરી છે.

**મોહના ચાળા :**

**સભા૦** મા ઉદાર ખરી ને? કારણ કે–ગમે તેટલા દોષને ન જૂએ.

એ ઉદારતા નથી, પણ મોહના ચાળા છે. મોહ એ

એવો દુર્ગુણ છે કે-એને આધીન બનીને આત્મા સારૂં-ખોટું જોઈ શકતો નથી. પોતાનું છોકરૂં પોતાના ઉપર પેશાબની ધાર કરે, તોય 'હોય' કહી હાથ ફેરવે અને પારકું છોકરૂં દૂર મૂતર્યું હોય તોય ઘૃણા કરે. જ્યારે બીજાનું છોકરૂં પણ ગમે તેટલું બગાડે તોય સમતા રાખી ધોતાં સંકોચ ન થાય, તો એટલી ઉદારતા કહેવાય. ઉદારતા માત્ર પોતાનાં માનેલાં પ્રત્યે જ નહિ, પણ સર્વ પ્રત્યે હોવી જોઇએ.

**ભલું કોનું કરો છો ?**

વિચાર કરી જૂઓ કે-'ભૂંડું કરે એનું પણ ભલું ઇચ્છવાની ઉદારતા તમારામાં છે ?' તમે કહો છો ને કે-'અમે ભલું કરનાર છીએ!' કહો તો ખરા કે-તમે કોનું ભલું કરો છો ? જ્યાંથી લાભ મળતો હોય, જ્યાંથી લાભ દેખાતો હોય, જ્યાંથી પ્રશંસા મળે તેમ હોય, એનું કે બીજાનું ? એક વાર કે વધુ વાર તમારા ઉપર ઉપકાર કરનારનું પણ તમે ભલું ક્યાં સુધી ઇચ્છો ? એ તમારૂં ભૂંડું કરતો હોય કે ન કરતો હોય, પણ 'ભૂંડું કરવાની મહેનત કરે છે' એમ માલુમ પડી જાય તો ? એનું તે વખતે ય ભૂંડું ન ચિન્તવવું અને ભલું કરવું, એ ભાવના છે ? જો 'ના' તો સમજો કે-તમારામાં સાચી ઉદારતા હજુ પ્રગટી નથી અને જ્યાં સુધી સાચી ઉદારતા આત્મામાં ન પ્રગટે, ત્યાં સુધી મહાન બનાય નહિ.

**તત્ત્વજ્ઞાનના અભ્યાસની જરૂર :**

જેને પોતાની સ્થિતિનો વાસ્તવિક ખ્યાલ આવે,

તેનામાં આ ઉદારતાનો ગુણ પ્રગટે. આપણે પહેલાં ભૂંડું ન કર્યું હોય, તો આજે આપણું ભૂંડું ન જ થાય, એ વાત હૈયામાં નક્કી હોય, તો એ ગુણ આવે. આત્માની વાતો, કર્મસત્તાના વિચારો, તત્ત્વજ્ઞાનનાં વિવેચનો, એ બધું બરાબર સમજીએ, વિચારીએ, હૃદયમાં સ્થિર કરીએ, તો એ ગુણ પ્રગટે: પણ આજે તો તત્ત્વજ્ઞાનના અભ્યાસ ઉપર જ મોટું તાળું દેવાઈ ગયું છે.

અહીં ઘાટકોપરમાં બધા પરદેશના જૈનો છે ને? બહારગામથી આવી વસેલા છે ને? શાથી? મુંબઈમાં વ્યાપાર કરતા રહેવા છતાં આરોગ્ય જળવાય, ઠીક ઠીક રીતિએ જીવન પસાર કરી શકાય, એ માટે અહીં આવીને વસ્યા ને? પૈસા બચાવી શકાય, દેશમાં જઈ બતાવી શકાય, દુનિયામાં ઠીક કહેવડાવી શકાય, એ વિગેરે માટે યોજના ઘડી: પણ સાથે 'આપણે કોણ? આપણું સાચું હિત શામાં?'—એ વિગેરે સમજાય એવી કોઇ યોજના ઘડી છે? ઘાટકોપરમાં આટલી વસ્તી છે. રાતના પ્રાયઃ કામ નહિ, એટલે ધારે તો રાતના એકત્ર થઈ આત્મવાદ અને કર્મવાદ, એ વિગેરેનો વિચાર કરી શકે કે નહિ? એ રીતિએ ભેગા થતાં શીખો અને આત્માના સ્વરૂપ અને તેના ઉપરના આવરણ વિગેરેના વિચારો કરો, તો તમારામાં પરસ્પર ખૂબ સદ્ભાવ પણ કેળવાય.

આજે તો તત્ત્વજ્ઞાનની વાતોનો પ્રાયઃ અનુભવ જ નથી. એ જ્ઞાન હૃદયમાં પરિણમ્યા વિના સાચી ઉદારતા નહિ આવે. જ્યાં વગર કારણે પણ બાંયો ચઢાવાતી હોય,

વિના કારણ પણ લાલચોળ બની જવાતું હોય અને વગર નામ દીધે પણ સામાનું સત્યાનાશ કાઢવાની પેરવીઓ થતી હોય, ત્યાં શાંતિની વાતો કરવી, એ નર્યો દંભ જ કહેવાય, એમાં આશ્ચર્ય શું છે ? અન્યથા, તમે જ કહો કે-શું એ શાન્તિની ભાવના કે ધર્મભાવના છે ? તમારે જ ના કહેવી પડશે. છતાંય એવો ઢોંગ કરાય છે, માટે કહેવું પડે છે કે-એ ઢોંગ કાઢી નાખવા જેવો છે.

'મારૂં દુશ્મન કોઇ નથી, છતાં કોઇ મને તેનો દુશ્મન માનતો હોય, તો પણ તેનું કલ્યાણ થાઓ !'-એ ઉદારતા કેળવવાને માટે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ, વિચાર અને એનું હૃદયમાં પરિણમન એ જરૂરી છે. સાચી ઉદારતા લાવવાને માટે તત્ત્વજ્ઞાનને હૈયા સાથે એકતાર બનાવવું પડશે. આ દુનિયામાં બધા મુસાફર છે. એક ભવના બાપ-દીકરા વિગેરે છે. તે ય ઝઘડો ન પડે તો, નહિ તો વાત જૂદી. બાપની સામે દીકરો દાવો ય કરે ! છતાં માનો કે-ઝઘડો ન પડે, તો પણ તમે બાપ, દીકરા, સ્નેહી એ વિગેરે અમૂક વર્ષો સુધી જ ને ? ફરતા ફરતા ૫, ૫૦, ૭૫ વર્ષ માટે અહીં આવ્યા : છેવટ અહીં ભેગું કરેલું અહીં મૂકીને ચાલ્યા જવાનું. વસ્તુતઃ કોઇ અમદાવાદ, પાટણ, સુરત, કાઠીયાવાડ વિગેરેના નહિ. ત્યારે ક્યાંના ?

**સભા૦** રખડતા આવેલા.

**અનાદિની રખડપટ્ટી :**

તે પણ મરજી મુજબ આવેલા નહિ, પણ ગુલામીથી આવેલા. જવાના તે પણ મરજી મુજબ કે મરજી વિના ?

કોણ લાવ્યું અને કોણ લઇ જશે ? કર્મ. કર્મના યોગે-કર્મના બંધનથી આ મુસાફરી ચાલુ છે. કર્મ છે ત્યાં સુધી રખડપટ્ટી રહેવાની. એ મુસાફરીથી બચવાને માટે, કર્મના યોગને મૂળમાંથી જ ટાળવાને ઉદ્યત બનવું જોઈએ. જે પોતાનું નથી, તેમાંથી મારાપણાની બુદ્ધિ કાઢી નાખવી જોઇએ. એ મારાપણાને લીધે સાચી ઉદારતા આવે નહિ અને જ્યાં સુધી અમૂક અંશે પણ સાચી ઉદારતા આવે નહિ, ત્યાં સુધી આત્માની બરબાદી થયા વિના રહે જ નહિ. આથી નક્કી કરો કે-' અમે એટલે બીજા કોઇ નહિ, પણ આત્મા.' આપણે ક્યારના ? અનાદિના. સમજો કે-' અમે અનાદિથી પરના સંપર્કમાં છીએ અને એ જ કારણે રખડપટ્ટી ચાલુ છે : આથી જડ સાથેના સંયોગથી અલિપ્ત થવાનો પ્રયત્ન કરવો, એ ડહાપણભર્યું છે.' આમ લાગ્યું, એટલે જે પરભાવથી છોડાવે અને આત્મભાવમાં જોડે, તે જ સાચા ઉપકારી છે, એમ લાગે.

**આત્માને ઓળખવાની જરૂર :**

આ ભાવના આવે એટલે ? પછી પાંચ લાખ ઉપાડી જનારને પણ પાયમાલ કરવાની વૃત્તિ ન થાય : ઉલ્ટું એમ થાય કે-' પરની સોબત છૂટતી નહોતી, હાથે કરી છોડતો નહોતો, છોડવાની હિંમત ચાલતી નહોતી, તો ભલું થાવ એનું કે-એટલા પરથી મને છોડાવ્યો !'

**સભા૦** આજે તો એવું થાય, તો ગાંડા બની જવાય !

આથી તો જ્ઞાની મહાપુરૂષો ફરમાવે છે કે-' આત્માને ઓળખો !' આત્માને સાચી રીતિએ ઓળખ્યો હોય,

તો અવસરે ગાંડપણુ ન આવે પણુ સમતા ગુણુ ટકી રહે. એ દશા આવશે, એટલે આજે શાસ્ત્રનાં ફરમાનો ગમતાં નથી તે ગમશે. એની મશ્કરી કરવાનું મન નહિ થાય, પણુ એને માથે ચઢાવવાનું મન થશે. આત્માના સ્વરૂપને યથાસ્થિતપણે ઓળખનારા આત્માની વૃત્તિ, સહજ રીતિએ જ ઉત્તમ બની જાય છે.

**અપકાર સામે ઉપકાર કરનારનું દૃષ્ટાંત :**

ઉદાર આત્માઓ ગૂન્હેગારોને પણુ નિષ્પાપ બનાવી શકે છે. એવા પણુ આત્માઓને શિક્ષાથી બચાવી, સહાય આપી, ઉન્નતિના માર્ગે દોરી શકે છે. યોગ્ય રીતિએ સહાય કરવાથી દુર્ગુણિઓને ઉત્તેજન મળે છે, એ આજની ભ્રમણા છે. ક્ષુદ્રતામાંથી જ એ જન્મેલી છે.

સંભળાય છે કે–એક શેઠ હતા. એમના હૈયામાં ધર્મ પરિણમેલો. એમણે આત્માને ઓળખેલો. સ્વપરના ભેદનો એમને ખ્યાલ હતો.

એક વાર પર્વતિથિએ એ શેઠ પૌષધ કરવાને ગયા.

પર્વતિથિએ શ્રાવક પૌષધ કરે ને ? આજે પર્વતિથિએ પણુ આરાધનાની ભાવનાવાળા કેટલા ?

પેલા શેઠ પૌષધ કરવા માટે જે દિવસે ઉપાશ્રયે ગયા, તે જ રાતના તે શેઠના ઘરમાં ચોરો પેઠા. ચોરોએ ચોરી તો કરી, માલમતા તો ઉઠાવી, પરન્તુ રાજ્યના નોકરોએ ચોરોને પકડ્યા.

શેઠ બીજે દિવસે સવારે ઘેર આવ્યા, તો ખબર

મળી કે–'ઘરમાં ચોરી થઈ છે, પણ ભાગ્યયોગે ચોરો પકડાઇ ગયા છે અને રાજ્યના નોકરો તેમને બાંધીને લઈ ગયા છે.'

એ શેઠ શું ચોરાયું અને શું બાકી રહ્યું, એ તપાસવાનેય થોભતા નથી. એમને તો ચોરોને માથે આવી પડેલી આફતની ચિન્તા થાય છે. ચોરોને બંદીખાનેથી છોડાવવાને એ તત્પર બને છે. શેઠ વિચાર કરે છે કે–'ચોરોને છોડાવ્યા વિના મારાથી જમાય જ કેમ?'

પોતાની તીજોરી ઉઘાડી, એમાંથી હીરા–માણેક વિગેરે કાઢી, એનો થાળ લઇને શેઠ રાજા પાસે જાય છે. રાજાને એ હીરા–માણેકનો થાળ ભેટ ધરીને, શેઠ પેલા ચોરોને છોડી દેવાની વિનંતિ કરે છે.

રાજા કહે છે–'એમ ન થાય.' શેઠ કહે છે–'પણ એ ન છૂટે, ત્યાં સુધી મારાથી ખવાય નહિ.'

આ કયા ગુણથી થતું હશે? આજે તો કહેશે કે–'એમ કરીએ તો ચોરીને ઉત્તેજન મળે. આવી રીતિએ ચોરોને છોડાવીએ, તો ચોટ્ટાઓ ફાવી જાય!' આજનાઓની તો માન્યતા એ છે કે–સરકાર બે વર્ષની સજા કરતી હોય, તોય તેને બાર વર્ષની સજા કરાવવાની મહેનત કરવી, કે જેથી ચોરી અટકે. વિચારશો તો સમજાશે કે–'આ ભાવના સારી નથી. તજવા જેવી છે.' અપકાર ઉપર ઉપકાર કરી તો જૂઓ. પછી જૂઓ કે–ચોરીને ઉત્તેજન મળે છે કે ચોરી નામશેષ થાય છે?

શેઠના આગ્રહથી રાજાએ ચોરોને છોડવાની આજ્ઞા

ફરમાવી, એટલે રાજનોકરોએ બંદીખાનામાં જઇને ચોરોને છોડ્યા અને શાથી છોડ્યા એની વાત કરી.

ચોરો ત્યાંથી સીધા જ શેઠનાં દર્શન કરવાને આવ્યા. હાથ જોડી, માથું નામવી, પગે પડી ચોરોએ શેઠને કહ્યું કે-'આપ પરમ ઉપકારી છો. આપ કહો તેમ અમે કરીએ.'

શેઠ કહે છે-'હવે ચોરી ન કરશો. તમારે જે જોઇએ તે મારી પાસેથી લઇ જજો. આ બધું તમારૂં જ છે.'

ત્યારથી ચોરો ચોર મટી ગયા.

'આવી રીતિએ કરવાથી ચોરીને ઉત્તેજન મળે છે'-એ વાત બરાબર નથી. લક્ષ્મીની ગાઢ મૂર્ચ્છામાં ફસાવાના યોગે અનેક દુર્વૃત્તિઓને આધીન બનેલા આત્માઓ, દીન આદિને સહાય કરવાને તૈયાર નથી, માટે જ મોટે ભાગે એવું કહેવાય છે. ભૂખે મરતાઓને પણ સાધનસમ્પન્નોએ સહાય ન કરી, એવાં એવાં કારણોથી જ મોટે ભાગે ચોટ્ટાઓ વધ્યા છે.

**'સાધર્મિકે ચોરી કરી એ માટે પહેલું પ્રાયશ્ચિત્ત મને આપવું જોઇએ'-એમ કહેનાર ધર્માત્મા શેઠ:**

ઉપાશ્રય આદિ ધાર્મિક સ્થળોનાં બારણુંએથી કેટલીક વાર બુટ, છત્રી જેવું ઉપડી જાય છે અને ત્યારે સારા સારા ગણાતા માણસો દ્વારા પણ ઘોંઘાટ કરી મૂકવામાં આવે છે. એ સ્થિતિ શું ત્રાસ ઉપજાવે એવી નથી? જ્ઞાની પુરૂષોએ કહેલા ગુણો જો આત્મામાં પ્રગટે તો એ દશા ટળે, પણ મોટે ભાગે એ નથી થતું. સાધન-

સંપન્નો પણ આવે છે અને જાય છે કયી રીતિએ ? પહેલાં શેઠીયાઓ સુખપાલોમાં અગર પગે ચાલીને નીકળતા. 'શેઠ આવવાના છે'–એ જાણીને યાચકવર્ગ હારબંધ ઉભેલો હોય. એ યાચકવર્ગને શક્તિ મુજબ આપતા આવે. પુણ્યશાલી આત્માઓ એ રીતિએ મંદિરમાં કે વ્યાખ્યાનમાં આવતા હોય, તો એના આંગણે ચોટ્ટા આવે ? ચોટ્ટા તો ન આવે, પણ યાચકો રક્ષકની ગરજ સારે. એ દશા તો આવે ત્યારે ખરી, પણ બુટ, છત્રી આદિ ચોરાય તેવા અવસરે, કમથી કમ ઘોંઘાટ કરવાની અગર તો ઘોંઘાટ થવા દેવાની વૃત્તિ તો જવી જ જોઇએ. બાકી આ ઉદારતા ગુણ આવે, તો તો એ સ્થિતિ સ્હેજે દૂર થઈ શકે એમ છે.

એક શેઠની વાત કહેવાય છે. પર્વતિથિ હતી. એ દિવસે શ્રાવકો ઉપાશ્રયે પ્રતિક્રમણ કરવા આવે. એક શ્રાવક દુઃખી છે. એ પણ ધર્મક્રિયા કરવા જ આવ્યો છે, પણ નિમિત્ત પામીને એનામાં દુર્ભાવના ઉત્પન્ન થાય છે. એનામાં ચોરી કરવાની વૃત્તિ જન્મે છે. ધર્મનાં સ્થળોએ એ વૃત્તિ આવે, એ ઘણું જ ખરાબ કહેવાય, પણ પેલા શ્રાવકને એ વખતે ચોરી કરવાની ઇચ્છા થાય છે.

પાસે એક શેઠ હીરાનો હાર કાઢીને બેઠેલા છે. પેલા દુઃખી શ્રાવકને એમ થાય છે કે–આનું લઇશ તો કોઇ જાણશે નહિ. શેઠ ધર્મી છે માટે હો–હા કરશે નહિ અને મારૂં પણ કામ થઈ જશે.'

એણે શેઠનો હીરાનો હાર લઈ લીધો.

વાસ્તવિક રીતિએ તો ધર્મને પામેલા કોઈએ ગૂન્હો નહિ કરવો જોઈએ. તેમાંય આવે સ્થળે એમ કરવું, એ તો ભયંકર ગૂન્હો છે. છતાં પેલાએ હાર લઇ લીધો અને ત્યાંથી ચાલ્યો ગયો.

ક્રિયા પૂરી થયા બાદ શેઠે જોયું કે-'હાર નથી.'

ઝટ વિચાર આવ્યો કે-'એ લેનાર બીજું કોઇ નહિ હોય, પણ સાધર્મિક હશે. જો હું કાંઈ પણ બોલીશ, તો ધર્મની ફજેતી થશે !'

'ચોરી થઇ'-જાણે એટલે બધા પૂછે કે-'કોણે ચોર્યો ?' એમ જ થાય ને કે-'શ્રાવકે ચોર્યો ?' એમાં આબરૂ કોની જાય ? તમને આ વિચાર આવે ?

શેઠને થયું કે-'હું બોલું તો આબરૂ ધર્મની જાય.' માટે બોલ્યા વિના શેઠ ઘેર ચાલ્યા ગયા.

પેલો હાર ચોરનાર વિચાર કરે છે કે-'એ ખરો ધર્માત્મા છે, નહિતર આટલી ગંભીરતા રાખી શકે જ નહિ : માટે એ શેઠને ઘેર જ હાર મૂકવા જવું અને જોઇતાં નાણાં ઉછીનાં લઈ આવવાં.'

ચોરી કરનારો, શેઠનો હાર લઇને શેઠને ઘેર જ મૂકવા આવે છે. શેઠ પોતાના હારને ઓળખે કે નહિ ?

**સભા૦** ઓળખે જ.

સાચું બોલો, આજે શું થાય ? તમારી ચોરાએલી વસ્તુ લઇને કોઈ તમારે ત્યાં મૂકવા આવે તો તમે શું કરો ?

**સભા૦** આજે તો તરત પોલીસને બોલાવે અને ચોરીનો મુદ્દો બતાવી પોલીસને સોંપી દે.

ઉદારતા ગુણ બહુ ખીલ્યો હશે માટે! પેલો શેઠ સમજી ગયો કે–'આણે આફતના માર્યા ચોરી કરી છે, નહિતર શ્રાવક ધર્મસ્થાનમાંથી ચોરી ન કરે. જરૂર એ મહા આફતમાં મૂકાયો હશે.'

પેલાએ હાર આપી રૂપીઆ માગ્યા, એટલે શેઠે કહ્યું કે–'તમે મારા સાધર્મિક છો, મારા ધર્મબન્ધુ છો, માટે મારૂં તે તમારૂં જ છે. આ આપ લાવ્યા છો તે આપની પાસે રાખો અને જોઈએ તે લઇ જાવ!'

પેલો કહે છે–'ના, હાર તો આપ જ રાખો.'

એ વખતે એની આંખમાં પાણી આવી જાય છે, પણ સાચી વાત કહી શકાતી નથી.

પેલાએ બહુ આગ્રહ કર્યો, એટલે શેઠે એક ડબ્બીમાં હાર મૂકી, એના ઉપર પેલાનું નામ લખી, હાર તીજોરીમાં મૂક્યો અને નાણાં આપ્યાં.

શેઠ નાણાં આપી ઘરમાં ગયા, એટલે બાઇ પણ ઘરમાંથી કહે છે કે–'સાધર્મિકને વળી હાર રાખીને નાણાં આપવાનાં હોય? આપણાથી હાર કેમ રખાય?'

ખૂબી તો એ છે કે–શેઠે પોતાનો હાર ચોરાયાની વાત ઘરમાં પણ કરી નહોતી. પુરૂષોના જેટલું ગાંભીર્ય પ્રાયઃ સ્રીઓમાં હોતું નથી અને એથી જ સ્રીઓથી પણ અમૂક અમૂક વાતો ગુપ્ત રાખવાનું શાસ્ત્ર ફરમાવે છે.

એમ કરતાં ચતુર્દશી આવી. શ્રાવકને પખ્ખી કરવી. કરેલા પાપની આલોચના કર્યા વિના પખ્ખી કેમ થાય ? પેલો હાર ચોરનાર ભરસભામાં ઉભો થઇ જાય છે. કહે છે કે–'મેં ભયંકર ગૂન્હો કર્યો છે.'

એ વધુ બોલે, એ પહેલાં તો પેલા શેઠ ઉભા થઇ જાય છે. એ કહે છે કે–'પહેલું પ્રાયશ્ચિત્ત મને આપો : કારણ કે-મારી ફરજ હતી કે–મારા સાધર્મિકની સ્થિતિ તપાસવી. હું મારી ફરજ ચૂકયો ત્યારે આણે પાપ કર્યું ને ? રોજ ધર્મક્રિયા કરનારા પણ આને ચોરી કરવાની બુદ્ધિ સુઝી, એ પાપ મારૂં છે. મેં જો મારી ફરજ સમજી સાધર્મિકની મારે લેવી જોઈતી ખબર લીધી હોત, તો આ પરિણામ ન આવત.'

આનું નામ અપકારી ઉપર ઉપકાર. આજે શેઠીયાઓ મોટે ભાગે કહે છે કે–'શું અમારી ઉપર જીવે છે? અમે અમારા ભાગ્યનું પામ્યા છીએ, તેમાં અમારી સામે એમની આંખો કેમ ? એમના ભાગ્યમાં નહિ હોય, એમનું નશિબ ભીખ માગવાનું હશે, તે ભીખ માગતા હશે!' આવા ઉદ્ગારો કયા અંતરથી નીકળતા હશે ?

**સઘળાં પાપોને કાઢવાનો અને**
**સઘળા ગુણોને મેળવવાનો ઉપાય :**

જેણે કાંઇ લીધું નથી, તેને આપવાની પણ જ્યાં તૈયારી નથી, ત્યાં જો કોઇએ કાંઈ લીધું હોય તો તો આપે જ શાના ? ઉદારતાનો ગુણ આવ્યા વિના સાચી

સાધર્મિકભક્તિ પણ કરી શકાશે નહિ, એમ તમને લાગે છે ને? અંશે પણ ઉદારતાનો સાચો ગુણ પ્રગટ્યા વિના, સાધર્મિકોની જે તપાસ રાખવી જોઇએ, તે નહિ રાખી શકાય. આ ઉદારતાનો ગુણ આત્મામાં વાસ્તવિક રૂપે પ્રગટે, તો બાકી શું રહે? આ ઉદારતા ક્યારે આવશે? દુશ્મન પણ દુશ્મન રૂપ નહિ લાગે ત્યારે! 'કોઇનામાં પણ મારૂં બગાડવાની તાકાત નથી.'–એમ જચશે ત્યારે!! કોઇને પોતાનું ખરાબ કરતો જોઇને ય પોતાના અશુભોદયનો ખ્યાલ આવશે ત્યારે!!! પછીથી બગાડનાર પણ ઉપકારી લાગશે. આ દશા આવે એટલે બીજા ગુણો છેટા ન રહે. આ એક જ ગુણ બરાબર આવી જાય, 'ભૂંડું કરનારનું પણ ભલું થાઓ'–એવી વૃત્તિ બની જાય, તો એ નાનીસુની ઉદારતા નથી. એ ઉદારતાનો ગુણ એવો અદ્ભૂત છે કે–બીજા ગુણોને ઘસડી લાવશે અને પાપથી બચાવશે. પાપ શાથી લાગે? હિંસાથી, જુઠથી, ચોરીથી, અબ્રહ્મચર્યથી અને પર પદાર્થોની મૂર્ચ્છા આદિથી જ ને? ઉદાર આત્માથી હિંસાદિ થઇ શકે? કોઈનું ય ભૂંડું નહિ પણ સૌનું ભલું ઇચ્છનાર હિંસા આદિને રસપૂર્વક આચરી શકે, એ સંભવિત નથી. હિંસા આદિને રસપૂર્વક આચરનારો સાચો ઉદાર હોઇ શકે નહિ અને સાચો ઉદાર હિંસાદિને રસપૂર્વક આચરનારો હોઈ શકે નહિ, એ નિશ્ચિત વાત છે. ઉદારતા ગુણ અમૂક અંશમાં પણ પ્રગટ્યા પછી હિંસા, જુઠ, ચોરી એ વિગેરે પાપોથી આત્મા કંપશે. ઉદારતાના યોગે હિંસાદિ કરવાની વૃત્તિ નાબૂદ થશે અને હિંસાદિ થઇ જશે તોય આત્માને એથી દુ:ખ થશે. ધીરે

ધીરે એને છોડવાનો, એ પાપોથી બચી શકાય એવો પ્રયત્ન થશે. ત્યારે સઘળાં પાપોને કાઢવાનો અને સઘળા ગુણોને મેળવવાનો ઉપાય પણ કયો ? સાચી ઉદારતા.

**ભલાનો નિશ્ચય કરો :**

આટલું બરાબર ગમી જાય અને નિશ્ચય કરીને ઉઠાય કે–'અત્યારથી મારા હૈયામાંથી હું દુશ્મનાવટને કાઢી નાખું છું, ઘણાનું હું ભૂંડું ઈચ્છતો હતો પણ હવે નહિ, હવે તો એ જ ઇચ્છા કે–સૌનું કલ્યાણ થાઓ અને કોઈનું પણ ભૂંડું ન થાઓ.'–તો એ સામાન્ય વાત નથી. એ માટે આત્માએ બરાબર વિચારી નક્કી કરી લેવું જોઇએ કે–'ખરી રીતિએ મારૂં બગાડનાર બીજો કોઈ જ નથી. મારૂં બગાડનાર જો કોઈ હોય, તો તે હું પોતે જ છું.' કોઇને કોઈ પ્રત્યે, તો કોઇને કોઇ પ્રત્યે દુશ્મનાવટ હૈયામાં બેઠી છે ને ? હવે એ કાઢી નાખો. મનને કહી દો કે–'જે કોઈનું તેં ભૂંડું ઇચ્છયું તે મૂર્ખાઈ કરી છે. હવે કોઈનું પણ ભૂંડું ઇચ્છવું નહિ.' કોઇનું પણ ભૂંડું ઈચ્છવું અગર કોઈનું પણ ભૂંડું કરવું–એ જો પાપ ન હોત, તો સમર્થ મહાપુરૂષોએ ભૂંડું કરનારનું ભૂંડું તો કર્યું નહિ, પણ તેમનુંય ભલું જ ચિન્તવ્યું, તે એમ ન કરત. એ જ રીતિએ આપણે પણ એ નક્કી કરવું કે–'સૌનું ભલું જ ચિન્તવવું. બને તો કોઇનુંય ભલું કરવું, પણ ભૂંડું તો કરવું જ નહિ.' આ મોટો ગુણ છે. જબ્બર ઉદારતા છે. હૃદયમાં નક્કી કરો કે–'આજ સુધીમાં મેં જે કાંઈ પણ ભૂંડું કર્યું અગર ભૂંડું ઇચ્છયું તે ભૂલ કરી.' ભૂંડું કરનારને

પણ ઉપકારી માનતા બનો અને કહો કે–મારા અશુ-ભને ખપાવવામાં તેં મદદ કરી!' જેનું જેનું ભૂંડું ઇચ્છયું હોય, જેનું જેનું ભૂંડું કર્યું હોય, તેમની માફી માગજો. તેટલી તેવડ ન હોય તોય પશ્ચાત્તાપ તો જરૂર કરજો. શક્તિ હોય તો જેનું ભૂંડું કર્યું હોય, એનું ભલું કરીને બદલો વાળી આપવા મથજો. આ કરવા જેવું છે. સામાને જ્યાં ખાત્રી થશે કે–'તમારો ઇરાદો ફર્યો છે અને તમે એના ભલામાં જ રાજી છો' એટલે જો સામો યોગ્ય હશે તો તમારા પગ પૂજશે. એના ઉપર સુન્દર છાયા પડશે. સામો અયોગ્ય હોય અને એથી એ એવો ને એવો રહે, તો પણ આપણું કલ્યાણ તો નિયમા થવાનું. એમાં શંકા હોય તો બોલજો.

**સંસાર જ્ઞાનિઓએ કહ્યો છે તેવો બૂરો લાગ્યા વિના અને મુક્તિ ગમ્યા વિના સાચી ઉદારતા નહિ આવે:**

પરન્તુ આવા ઉત્તમ પ્રકારની વાસ્તવિક ઉદારતા બંગલા બૂરા લાગ્યા વિના નહિ આવે. બંગલા કેદખાનાં જેવા લાગ્યા વિના, સાચી ઉદારતા પ્રગટવી મુશ્કેલ છે. પૌદ્‌ગલિક પદાર્થોમાં રાચનારો, એમાં જ ઉદય માનનારો અને રાત–દિવસ એમાં જ અટવાઈ રહેનારો, આ ગુણને નહિ કેળવી શકે. સંસાર જ્ઞાનિઓએ કહ્યો છે તેવો અસાર, ભયંકર અને દુઃખદાયી લાગ્યા વિના તથા મુક્તિ જરૂરી છે એમ લાગ્યા વિના તેમજ મુક્તિ માટેના જ્ઞાનિઓએ કહેલા ઉપાયો ગમ્યા વિના, સાચી ઉદારતાનો ગુણ નહિ આવે. જ્ઞાનિઓએ સંસારને બૂરો કહ્યો છે, તે

તમને ડરાવવાને માટે બૂરો નથી કહ્યો, પણ સંસાર બૂરો છે માટે જ જ્ઞાનિઓએ સંસારને બૂરો કહ્યો છે. આથી કોઇ આવીને સંસારને બૂરો કહે, સંસારને તજવા જેવો કહે, સંસારને છોડી મુક્તિના ઉપાયોનું સેવન કરવા જેવું છે-એમ કહે, કોઈ સંસારને છોડી મુક્તિના ઉપાયોનું સેવન કરવાને તત્પર બને, યોગ્ય આત્માઓને કોઈ સંસારથી છોડાવી સંયમમાં જોડે, તો બળતરા ન કરતા. તમારાથી સંસાર ન છૂટે અને મુક્તિના ઉપાયોનું સેવન ન થઈ શકે, તો કહેજો કે-'અમે કમનશિબ છીએ કે-સંસારને છોડી શકતા નથી.' જે કોઇ સંસારથી છૂટવા ઇચ્છતો હોય, તેને મદદ કરજો. એનો ઉત્સવ ઉજવજો. તમારા ઘરમાંથી પણ કોઇ તૈયાર થાય, તો ખૂશી થજો. એ દશા આવશે એટલે જ્ઞાનિઓએ કહેલી વાતો, તત્ત્વજ્ઞાનની વાતો રૂચશે. એનાથી સાચી ઉદારતાનો ગુણ આત્મામાં પ્રગટશે. આ ગુણ બહુ મજેનો છે. કયો ? ભૂંડું કરનારનું પણ ભૂંડું કરવું નહિ કે તેનું ભૂંડું ઈચ્છવું ય નહિ. સૌનું ભલું ઇચ્છી, બને તેટલું ભલું કરવાનો પ્રયત્ન કરવો. જેનામાં આ ગુણ આવી જાય, એ આત્માને આપત્તિના પ્રસંગે પણ અશાન્તિ ન થાય. મુંઝવણ એ આત્માથી દૂર રહે. ગમે તેવા કપરા પ્રસંગોમાં પણ એ આત્મા સમાધિ જાળવી શકે. અશાન્તિ અને મુંઝવણ ટાળવી હોય તેમજ સમાધિને પ્રાપ્ત કરી તેને અખંડપણે ટકાવવી હોય, તો આ ગુણ કેળવવો એ ખૂબ જ જરૂરી છે. આ ગુણ વિના સમાધિમય જીવનની અને સમાધિમય મરણની પ્રાપ્તિ શક્ય નથી.

**ઉદારતાનો બીજો પ્રકાર-બીજાના નાના પણ સ્વપર-ઉપકારી ગુણને જોઈ આનંદ થવો જોઇએ :**

હવે ઉદારતાના બીજા પ્રકારનો વિચાર કરીએ. જે આત્મામાં સાચી ઉદારતાનો ગુણ પ્રગટયો હોય, તેની એ દશા હોય કે-'બીજાનો નાનો પણ ગુણ એની આંખે ચઢે અને પોતાનો મોટો પણ ગુણ એને અહંભાવે દેખાય નહિ. બીજાનો નાનો પણ ગુણ આંખથી ખસે નહિ અને પોતાનો મોટો પણ ગુણ દૃષ્ટિએ ચઢે નહિ. બીજાનો નાનો પણ ગુણ મોટો લાગે અને પોતાનો મોટોય ગુણ નાનો લાગે. બીજાનો નાનો પણ ગુણ, જો કહેવાથી નુકશાન ન હોય તો, કહેતાં આનંદ આવે અને પોતાનો મોટો પણ ગુણ કહેતાં જીભ અચકે.' આજે તો મોટે ભાગે એથી વિપરીત દશા છે. સામાના અછતા પણ દોષની નિન્દા થાય છે અને પોતાના અછતા પણ ગુણો ગવાય છે. પારકા દોષ લ્હેરથી ગવાય છે અને પોતાના સામાન્ય પણ માની લીધેલા ગુણને આગળ કરાય છે. બીજાના ન હોય તોય દોષ કહેવાય અને પોતાના ન હોય તોય ગુણ કહેવાય, એવી આજની મોટે ભાગે દશા છે. કોઇને સારી ક્રિયા કરતો ભાળીએ તે વખતે, તેની પૂર્વની ખરાબ ક્રિયાઓ યાદ આવવી અને એ દ્વારા, પેલો સારી ક્રિયા કરે છે એ ક્રિયાને ભૂલવી, એ ક્ષુદ્રતા છે. સામાની ઉત્તમ ક્રિયા આંખે ન ચઢતાં, બીજું જ યાદ આવે છે, એમાં તમારી ત્રુટિ છે. એમાં સારી ક્રિયા પ્રત્યેનો અનાદર છે.

**બીજાનો ગુણ આંખે ચઢે નહિ અને**
**પોતાનો દોષ દેખાય નહિ–એનું કારણ :**

આજે કોઈ દાન દે, ઉત્તમ આચાર પાળે, કલ્યાણકારી ક્રિયામાં જોડાય, તો એની ખોટી પણ ટીકા કરનારા ઘણા છે. અત્યારે સારૂં કરે છે તે ન જૂએ અને પૂર્વની ક્રિયાઓને આગળ કરી સારાને પણ વખોડે. તમે કોઈને કહો કે–'ફલાણો શેઠ ઉદાર'–એટલે ઝટ સામો કહે કે–'હું ઓળખું છું.' આવું કહે, એટલે સાંભળનારના હૈયામાં ફાળ પડે. એને જો પૂછાય કે–'કેમ ભાઈ! એમ ?' –તો શું કહે ? એમેય કહે કે–'લોકોનું લૂંટીને એવી નામના લેવાની અમારી ઇચ્છા નથી. જેમને એવી નામના પસંદ હોય તે ભલે લે, પણ અમારે એવી નામના જોઇતી નથી. લોકોને લૂંટીને નામના લેવાના કોડ અમને નથી. એવી નામના એમને મુબારક હો!' વિચાર કરો, આવું બોલીને એણે શું કહ્યું ?

**સભા૦** બધું જ.

બધું પણ શું, એ બોલો ને ?

**સભા૦** લૂંટારો કહ્યો.

એમ કહી દીધું કે–'એ નીતિમાન નથી પણ લૂંટારો છે : આજે પણ દાન દે છે તે સારા ઇરાદે નથી દેતો, પણ નામના માટે દે છે: અને હું નીતિમાન છું તેમજ એવી નામનાનો અર્થી નથી!' પારકી નિન્દા અને પોતાની પ્રશંસા તો આજે અનેક પ્રકારે થઇ રહી છે. ખૂબી તો એ કે–એવું બોલનારાએ પણ જો કદિ પાંચ દીધા હોય,

તો ૫૦૦ જગ્યાએ કહી વળે. એવાઓને બીજાનો ગુણ આંખે ન ચઢે અને પોતાનો દોષ દેખાય નહિ: કારણ કે-એનામાં ઉદારતા નથી, સાચી સમજ નથી.

**કોઈ પોતાના પુણ્યે સુખી થાય**
**તોય ઇર્ષ્યા થાય-એ કયી દશા?**

બીજાના સ્વપર-હિતકારી ગુણને જોઇ આનંદ પામવો, અનુમોદના કરવી, પ્રશંસા કરવી, એ પણ ઉદારતાનો જ એક પ્રકાર છે. જે આત્માઓમાં ઉદારતા ન હોય, તે પરના સારા પણ ગુણની પ્રશંસા ન કરી શકે. એવાને પરમાં સારો ગુણ જોઇ પ્રમોદ ન થાય. કૃપણ હૈયામાં પરાયું ભલું જોઈ ખૂશી ઉત્પન્ન થાય નહિ. વિચાર કરો કે-તમારામાં પાડોશીનું પણ સારૂં જોવાની ઉદારતા છે? પાડોશીની ઉન્નતિ જોઈ ઇર્ષ્યા કદિ ન જ જાગે, એવું હૃદય તમે પામ્યા છો? સાથેની પેઢીમાં ધીકતો ધંધો ચાલતો હોય, ખૂબ કમાણી થતી હોય અને તમારે માંખો ઉડાડવી પડતી હોય, ત્યારે તમને શું થાય? દેશમાંથી બે જણ સાથે આવ્યા હો, એમાં ભાગ્યયોગે પેલો ઘણું પામે અને તમને કદાચ દુર્ભાગ્યવશ ન મળે, તો દુર્ભાવ ન આવે અને પેલાને સુખી જોઈ આનંદ થાય, એ દશા છે? આમાં સૌએ પોતાની સ્થિતિ વિચારવાની છે. જેની એ દશા ન હોય, તે એ પૂરતા પુણ્યશાલી છે. આત્માને પૂછી નક્કી કરો કે-બીજાને સુખી બનાવવાની ઉદારતા તો નથી, પણ કોઈ એના પુણ્યે-એના ભાગ્યના યોગે સુખી બને તો નારાજ નહિ થવા જેટલી, આનંદ

પામવા જેટલી પણ ઉદારતા છે? પૌદ્‌ગલિક પદાર્થો ત્યાજ્ય છે માટે આનંદ ન થાય, એ જૂદી વસ્તુ છે. એને આમાં ન ભેળવતા. એ આત્મા તો કોઈનાય સુખની ઈર્ષ્યા ન કરે. કોઈને મળે એની એને બળતરા ન હોય. એ વસ્તુ ન્યારી છે. બીજાનું સારૂં જોઇને ઈર્ષ્યા ન થવી જોઇએ. એ પણ ઉદારતા છે. બીજો પોતાના ભાગ્યથી પામ્યો, તમે એને મદદ કરી નથી, કાંઇ લાગતું-વળગતું નથી, છતાં એની ઈર્ષ્યા થાય, એ હીન દશા છે. આજે એવી ઇર્ષ્યા કેટલામાં અને ઉદારતા કેટલામાં? એમ થવું જોઇએ કે-'એ એના પુણ્યનું ભોગવે છે. મને ન મળ્યું તો મારૂં પુણ્ય નહિ.'

**શ્રી ધન સાર્થવાહની વસંતપુર જતાં ઉદ્‌ઘોષણા :**

જે આત્મામાં કાંઈક પણ ઉદારતા આવી હોય છે, તે આત્માઓની દશા જ જૂદી હોય છે. શ્રી ધન સાર્થવાહને એક વાર વ્યાપાર નિમિત્તે વસંતપુર જવાની ઈચ્છા થાય છે. એ વખતે એ સાર્થવાહને એમ થાય છે કે-મારા જેવો જાય અને એકલો જાય? પોતાના માણસની પાસે પટહ વગડાવીને એ ઘોષણા કરાવે છે. કેવી? હું મારૂં કરીશ, તમે તમારૂં સાચવજો-એવી નહિ. એ તો એવી ટેલ પડાવે છે કે-'ધન સાર્થવાહ વસંતપુર જવાના છે, માટે જેમની વસંતપુર આવવાની ઇચ્છા હોય તે સાથે ચાલે.' માત્ર એટલું જ નહિ, પણ ધન સાર્થવાહ ઉદ્‌ઘોષણા કરીને કહેવડાવે છે કે-'જેને આવવાની ઇચ્છા હોય, તેની પાસે પાત્ર નહિ હોય તો ધન સાર્થવાહ

પાત્ર આપશે : જેની પાસે વાહન નહિ હોય, તેને ધન સાર્થવાહ વાહન આપશે : સહાયની જેને જરૂર હશે, તેને ધન સાર્થવાહ સહાય આપશે અને જેની પાસે ભાતું નહિ હોય, તેને ધન સાર્થવાહ ભાતું આપશે.' વળી કહેવડાવે છે કે–' માર્ગમાં ચોર લોકોથી અને શિકારી પ્રાણિઓના ઉપદ્રવથી ધન સાર્થવાહ સર્વની રક્ષા કરશે અને જે કોઇ અશક્ત હશે, તેનું ધન સાર્થવાહ પોતાના બંધુની માફક પાલન કરશે.' આવી ઉદ્‌ઘોષણા કયા ગુણના પ્રતાપે ધન સાર્થવાહે કરાવી હશે ? એમનામાં ઉદારતા કેટલી હશે ? ઉદારતા ગુણ, અમૂક અંશે પણ ગુણ રૂપે પ્રગટયા વિના, આવી ઉદ્‌ઘોષણા કરાવવી, એ શકય છે ? શ્રી ધન સાર્થવાહ એ વખતે વરબોધિને પામેલા નથી, પણ પામવાની તૈયારીમાં છે. ઉદારતા, એ તો સકલ ગુણોની જનની છે.

### કોઇના પણ સારા ગુણને જોઇ પ્રમોદ થવો જોઇએ :

આની સામે તમે તમારી હૃદયદશાનો વિચાર કરી જૂઓ. બીજા આત્માઓ, પાડોશીઓ વિગેરે તમારી મહેનતથી નહિ, પણ પોતાના પુણ્યે સુખી થાય, તો ય એ સૌની તરફ અમીદષ્ટિ જ રહે, એવી ય દશા છે ? કોઇ પણ સુખી થાય એ વૃત્તિ આવી છે ? આ ઘાટકોપરમાં પુણ્યશાલિઓ પણ વસે છે, છતાં એવું કહેનારા કેટલા કે–' અમારા ગામમાં અમૂક પુણ્યશાલિઓ વસે છે ?' અને પુણ્યશાલિઓને ગાળો દેનારા કેટલા ? એવા જો કોઈ હોય,

તો એમને કહેવું જોઇએ કે-'તેં એને શું આપ્યું છે? તેં તો બંગલો બંધાવી આપ્યો નથી ને? એ એના પુણ્યનું ભોગવે છે, એમાં તું શું કામ બળે છે?' એમ પ્રસન્ન મોંઢે કેમ ન કહેવાય કે-અમારે ત્યાં ૫, ૨૫, ૫૦ પુણ્યશાલિઓ વસે છે? પણ એમ કહેવામાં ય ઉદારતા જોઇએ છે. આ તો કોઇ કહે કે-'એ પુણ્યશાલી છે.' એટલે કેટલાક એવા કે-સામે કહે કે-'જોયા હવે.' 'પુણ્યશાલી છે, પણ'-એમ કહીને ય કેટલાક છબરડો વાળે. કોઇને સુખી જોઇને ઈર્ષ્યા ન થવી જોઇએ. એ ગુણ પણ કેળવવો જોઇએ. કોઈના પણ સ્વપર-હિતકારી નાના ય ગુણને જોઈ પ્રસન્નતા આવવી જોઇએ. ગુણ પામવાનો અને પામેલા ગુણને ખીલવવાનો એ માર્ગ છે. ઉદારતાનો આ બીજો પ્રકાર. પહેલો પ્રકાર એ કે-'કોઈનું ભૂંડું ચિન્તવવું નહિ પણ સૌનું ભલું ચિન્તવવું અને બને એટલું ભલું કરવું. ભૂંડું કરનારનું પણ ભૂંડું નહિ ચિન્તવતાં ભલું જ ચિન્તવવું અને બને તેટલું તેનું પણ ભલું કરવાને ચૂકવું નહિ.' બીજો પ્રકાર એ કે-'બીજાના નાના પણ સારા ગુણને જોઈ પ્રસન્ન થવું. કોઈનું પણ સારૂં જોઇને એની ઈર્ષ્યા કરવી નહિ. સૌના સારામાં રાજી રહેવું, પણ કોઈના ય ભૂંડાથી રાજી થવું નહિ.'

**'પહેલાં એરણ ચોરે અને**
**પછી સોયનું દાન દે'-એ શું?**

**સભા૦** પહેલાં એરણ ચોરે અને પછી સોયનું દાન દે તો?

જો ચોરી છૂપાવવાને માટે દાન દે, તો એ વસ્તુ

ઘણી ખરાબ કહેવાય : કારણ કે–ચોરી કરીને ચોરી છૂપાવવાનો એ પ્રપંચ કર્યો એમ કહેવાય : પણ માનો કે–કોઈ આત્મામાં દુર્બુદ્ધિ જાગી, એનાથી ચોરી થઈ ગઈ, પછી એ દુર્બુદ્ધિ ચાલી ગઈ, પોતાના પાપનો પશ્ચાત્તાપ થયો અને–' હવે તો પાપ તો થઈ ગયું છે, પણ એનાથી જેટલા છૂટાય તેટલું સારૂં '–એવી કલ્યાણબુદ્ધિએ દાન દે, તો એને ખરાબ ન કહેવાય. ચોરીને છૂપાવવાને માટે અગર તો ચોરી સારી રીતિએ ચાલુ રહે એ માટે દાન દેવું, એ ભયંકર પ્રપંચ છે અને એવો પ્રપંચ તો મહાપાપ છે : પણ ચોરી થઇ ગઇ, પછી સમય વીત્યા બાદ એ ચોરી કરી એનો પશ્ચાત્તાપ થાય, એમ થાય કે–' મારો પાપનો ઉદય કે મને ચોરી કરવાની બુદ્ધિ સુઝી અને એથી પાપ કર્યું, માટે હવે જેટલું બને તેટલું સારૂં કરૂં.'– તો એ ઇરાદો નિન્દવા યોગ્ય નથી, પણ એટલા પૂરતો પ્રશંસવા યોગ્ય છે. પાપ કરવું એ વસ્તુ જૂદી છે અને પાપ છોડવાનો પ્રયત્ન, એ વસ્તુ જૂદી છે.

### ઉદારતાનો ત્રીજો પ્રકાર :

ઉદારતાના બે વિભાગ નક્કી થઇ ગયા. કોઇનું પણ ભૂંડું ઇચ્છવું નહિ : પ્રાણી માત્રનું ભલું ઈચ્છવું : ભૂંડું કરનારનું પણ ભૂંડું નહિ ઇચ્છતાં ભલું ઈચ્છવું : અને ભૂંડું કરનાર કે ભલું કરનાર–સૌનું બને તેટલું ભલું કરવાનો પ્રયત્ન કર્યા કરવો. સાચી ઉદારતાનો આ પહેલો પ્રકાર છે. કોઇના પણ સ્વપર–ઉપકારક નાના ગુણને જોઇને પ્રમોદ થવો, એ સાચી ઉદારતાનો બીજો પ્રકાર થયો. હવે ત્રીજો પ્રકાર. દુ:ખિને જોઈ તેના

પ્રત્યે કરૂણાભાવ ઉત્પન્ન થવો અને તેના દુઃખને દૂર કરવાની અગર તેનું દુઃખ દૂર થાઓ એવી ઇચ્છા થવી, એ ઉદારતાનો ત્રીજો પ્રકાર છે. શાસ્ત્ર ફરમાવે છે કે–'દુઃખી આંખ સામે હોય, તેના દુઃખને દૂર કરવાની તાકાત હોય, તે છતાં જે પોતાની તાકાતને ગોપવી દુઃખિની ઉપેક્ષા કરે, એ ધર્મ પામવાને માટે પણ નાલાયક છે.' એવા આત્મામાં ધર્મ આવે નહિ અને પૂર્વે આવ્યો હોય તો તે ટકે નહિ. એવો આત્મા કદાચ કોઇ ધર્મક્રિયા કરે, તો પણ એને ધર્મ જે રીતિએ ફળવો જોઇએ તે રીતિએ ફળે નહિ. સાચા ધર્મિમાં અનુકંપાભાવનો છાંટો ય ન હોય, એ ન બને. એને ધર્મી કહેવાય જ નહિ.

**જેનામાં 'સાચી ઉદારતા'નો ગુણ હોય, તે ભાવદયાથી હીન ન હોય !**

આમ તો દુઃખી અનેક જાતિના હોય છે, પણ આપણે અહીં તેના બે વિભાગો પાડીએ છીએ : એક તો રોટલા વિગેરેથી દુઃખી અને બીજા ભવથી દુઃખી. પૈસા વિગેરે ન હોય, તો દુઃખ કેમ ? એના વિના ભટકવું પડે છે માટે ને ? ત્યારે ભટકવું એ દુઃખ છે, માટે આત્મા ભવમાં ભટકે છે એ દુઃખ ખરૂં ને ? એક આત્મિક દુઃખ અને બીજું બાહ્ય દુઃખ, એમ બે પ્રકારનાં દુઃખો છે. એ બે દુઃખોમાં કયું દુઃખ ભયંકર ? આત્મિક દુઃખ ભયંકર, કારણ કે–એ દુઃખ ન જાય, ત્યાં સુધી સંસારમાં એક ભવમાંથી બીજા ભવમાં એમ ભટકવું જ પડે છે અને જો એ દુઃખ જાય તો એ

પછી બાહ્ય દુઃખ પણ રહેતું જ નથી. આથી જે આત્મિક દુઃખને ટાળે, આત્મિક દુઃખને ટાળવામાં મદદગાર નિવડે, તે ખરો ઉપકારી છે. એથી જ શ્રી જિનેશ્વરદેવોને આપણે પૂજનિક માનીએ છીએ. એ આત્માઓમાં ઉંચામાં ઉંચા પ્રકારની ભાવદયા હતી. એ ભાવદયાના યોગે જ એ આત્માઓ શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના કરે છે. તે પછીના ત્રીજા ભવે અનન્તજ્ઞાનને પામે છે અને શાસનની સ્થાપના કરે છે. સારીય દુનિયાના જીવો મુક્તિએ પહોંચી શકે, અનંત સુખમાં ઝીલી શકે, એવો માર્ગ એ તારકોએ દર્શાવ્યો છે, માટે એ મહા ઉપકારી છે. બીજા જે કોઇ ઉપકારી ગણાતા હોય, તે એ તારકોની હેઠ. એ તારકોએ દર્શાવેલા તારક માર્ગની સૌ કોઈ આરાધના કરો અને આત્માના વાસ્તવિક સુખને પામો, એવી આપણા અંતરમાં ઇચ્છા રહેવી જોઈએ કે નહિ? આપણા પોતાને માટે અને બીજા સૌને માટે આપણા અંતરમાં એ ઇચ્છા રહેવી જોઇએ. 'કોઇ પણ આ માર્ગને પામો, આરાધો અને આત્મિક દુઃખ ટાળો'– એવી ભાવના એ ભાવદયા છે. કોઈ પણ પુણ્યાત્મા, જો એ તારકે દર્શાવેલા માર્ગે આવવા ઇચ્છે, તો એને મદદ કરવી જોઈએ. સંસારના જીવો એ માર્ગને પામે એવો શક્ય પ્રયત્ન કરવો જોઈએ. ભાવદયા અને માર્ગભક્તિ હોય, તો જ આ બની શકે. આત્માની દયા એ ભાવદયા છે. સાચી ઉદારતા રૂપ ગુણને પામેલા આત્મામાં આ ભાવદયા જરૂર હોય. એને સફળ બનાવનારી શક્ય પ્રવૃત્તિ પણ જરૂર હોય. જેનામાં સાચી ઉદારતાનો ગુણ

બરાબર ખીલ્યો હોય, તે ભાવદયાથી હીન હોય, એ શક્ય જ નથી.

## ભિખારીનો તિરસ્કાર નહિ કરતાં અનુકંપાભાવ પૂર્વક આપવા સાથે હિતોપદેશ દેવો જોઇએ :

જેનામાં ભાવદયા હોય, તેનામાં સાચી દ્રવ્યદયા પણ જરૂર હોય. કોઇ અન્નથી દુ:ખી છે, કોઇ પાણીથી દુ:ખી છે, કોઇ વસ્ત્રથી દુ:ખી છે, કોઈ મકાનથી દુ:ખી છે, તો એના દુ:ખને ટાળતાં પણ એનામાં એવા સંસ્કારો નાખવાનો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી એને આત્માનું ભાન થાય. આજે ભિખારીને જે ઓછું, વધેલું કે એઠું અપાય છે, તે પણ કયી રીતિએ અપાય છે? એવું પણ આપતાં આપતાં ભિખારીનો કેટલો તિરસ્કાર કરાય છે? એમાં પણ વધારે ભિખારીઓ આવી જાય તો? 'ભાગી જાવ.'–એમ કહો ને?

**સભા૦** ગાળો પણ દેવાય છે.

ગાળો દેવાય છે? અને તે તમે કબૂલ કરો છો? આટલું જાણવા છતાં શરમેય ન આવે, તો એ કયી દશા? ભિખારીઓને ગાળો દેવી, એ શું દયાનો પ્રકાર છે? અનુકંપાનો પ્રકાર છે? ધર્મી આત્માઓએ ટુકડો દેવાય તો ટુકડો, પણ તે એવી રીતિએ દેવો જોઇએ કે–ભિખારીના હૈયામાં સદ્‌ભાવ જાગે. એના હૈયામાં ધર્મ પ્રત્યે બહુમાનભાવ પ્રગટે. ભિખારી આંગણે આવે, ત્યારે ખૂદ શેઠીયા બહાર નીકળતા હોય તો? પણ આજે જ્યાં સુપાત્રને પણ જાતે દેવા ઉઠવાની બહુધા ફુરસદ અગર

દરકાર નથી, ત્યાં ભિખારૂને જાતે દેવાની ફુરસદ કે દરકાર ક્યાંથી હોય ? શેઠીઓ ભિખારૂને દેવા ઘર બહાર નીકળે અને અનુકંપાભાવ પૂર્વક આપે, તો ભિખારૂને શું થાય ? શેઠીઓ ભિખારીને આપતી વખતે જે કાંઈ બોલે, તે એ સાંભળે કે નહિ ? શેઠીઆના અંતરમાં ભાવદયા હોય, શેઠીઆના હૈયે ધર્મ વસ્યો હોય, શેઠીઓ આત્મા અને કર્મના સ્વરૂપને સમજેલો હોય, તો શું બોલે ? એવું એવું બોલે કે–' સાંભળો, આ તમને આપવાની વૃત્તિ મારામાં ઉત્પન્ન થઈ, તે ધર્મનો પ્રતાપ છે. જૂઓ, તમે પણ આદમી છો અને હું પણ આદમી છું, છતાં તમારે હાથ ધરવા પડે છે અને મારા હાથ ભરેલા છે : આટલું આપવા છતાં મારા ઘરમાં પાર વગરનું ભરેલું છે અને તમે આ ખાઈ જશો, એટલે તમારી પાસે કાંઈ નથી : આનું કારણ કદિ વિચાર્યું છે ? પૂર્વે કરેલાં કર્મોનો એ પ્રતાપ છે. પૂર્વે ધર્મ કર્યો હોય, જીવહિંસા વિગેરે પાપો ન કર્યા હોય, તો આ ભવમાં આ સામગ્રી મળે અને એ સામગ્રીનો સદુપયોગ કરી મુક્તિમાર્ગની આરાધના કરીએ, આત્માને ઓળખી આત્માને તારવાનો પ્રયત્ન કરીએ, તો એવું સુખ મળે કે જે કદિ જાય નહિ. પૂર્વે જીવોને માર્યા હોય, જુઠુ બોલ્યા હોઈએ, ચોરી કરી હોય, એમ ભયંકર પાપો કર્યાં હોય, તો આ ભવમાં અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે અને એ પાપોના પ્રતાપે ખાવાના પણ સાંસા પડે. તમે આવો એથી મારૂં ખૂટતું નથી. તમે રોજ આવજો. તમે લઇને મારૂં ભલું કરનારા છો, માટે રોજ લઈ જજો. ખાજો, પણ પાપ

ન કરજો, જેથી ભીખ માગવાનું જાય અને ધર્મ કરજો, જેથી સાચું સુખ પ્રાપ્ત થાય. તમે ખૂશીથી રોજ આવજો અને બીજાને લેતા આવજો. કોઇનું પણ ભલું કર્યે આપણું ભૂંડું નથી થતું.' આવું આવું પાપના ફળનો અને ધર્મના પ્રતાપનો ખ્યાલ આપનારૂં બોલવા સાથે, શેઠીઆઓ જો ભાવપૂર્વક અન્નદાનાદિ દે, તો એની કયી અસર થાય? અને ટુકડો ફેંકે, તિરસ્કાર કરે, ગાળો દે તો એની કયી અસર થાય?? સુપ્રકારે અપાય, તો એ દાન લેનાર અને દેનાર-બેયને ઉપકારક નિવડે.

**ભિખારીઓ પણ નગરરક્ષકો જેવા બને :**

આગળના કાળમાં સોનૈયા પણ ઉદારતાથી દેવાતા, કારણ કે-વૃત્તિ સારી હતી. શ્રી વસ્તુપાલ-તેજપાલને જાણો છો ને? એમણે પોતાના ગામમાં રસોડું ખોલ્યું હતું. કોઇ પણ આવે અને કોઈ પણ જમે. ખાવાનું અપાતું તે પણ સામાન્ય નહિ. ઉંચો ખોરાક અને તેય પેટપૂર. જેટલું ખવાય એટલું ખાવ. શ્રી તેજપાલની પત્ની પણ જાતે જમાડવાને ઉભાં રહેતાં. એ બધાં કહેતાં-' તમારૂં છે અને તમે ખાવ!' એ કાળમાં ચોટ્ટા ઓછા હતા, લુચ્ચા ઓછા હતા, લફંગા ઓછા હતા, કારણ કે-પુણ્યશાલિઓ એમનાં પેટ ભરનારા હતા. પુણ્યશાલિઓ આપી જાણે, તો ભિખારી ઘરના અને નગરના રક્ષક જેવા બને. આજે રક્ષા માટે યોજાએલા પણ કેટલીક વાર ચોરીમાં મદદ કરે છે. કેટલાકો બીજાનું બગાડવાને માટે, એના ગજવામાં પાંચ રૂપીઆ નાખીને પણ, એને અનીતિ કરતાં શીખવે છે!

**દ્રવ્યદયાને નામે ભાવદયાનો ઘાત ન થાય :**

દુઃખી પ્રત્યે દયા, દુઃખિના દુઃખને ટાળવાની ઇચ્છા, એ પણ મોક્ષમાર્ગની આરાધના છે. દુઃખ બે પ્રકારનાં : આત્મિક અને બાહ્ય. એ બેય પ્રકારનાં દુઃખોને ટાળવાનો સૌએ પોતાની શક્તિ અને મર્યાદા મુજબનો પ્રયત્ન કરવાનો છે. એક તો આત્મા મુક્તિએ પહોંચે એ માટે પ્રયત્ન કરવાનો છે અને બીજો પ્રયત્ન અનુકંપા આદિને અંગે કરવાનો છે. આત્માને મુક્તિએ પહોંચાડવાની ઇચ્છા, એ ભાવદયા કહેવાય છે. દ્રવ્યદયામાં પણ યોગ્ય રીતિએ અપાય તો, લઇને જાય તે સારા માર્ગે વળ્યા વિના રહે નહિ. છતાં ન સુધરે તો એની જોખમદારી આપણે માથે નથી. દયામાં કોરી ભાવના નહિ. શકય પ્રવૃત્તિ પણ ખરી જ. સાચા દયાળુએ શક્તિ હોય તો, બન્ને પ્રકારનાં દુઃખોને ટાળવાનો પ્રયત્ન કરવો જોઇએ : પરન્તુ દ્રવ્યદયાના નામે ભાવદયાનો ઘાત ન થઈ જાય, તેનો પણ ખ્યાલ રાખવો જોઈએ.

**મુનિવરોને કયા ઇરાદાપૂર્વક આહાર આદિનું દાન કરવું જોઈએ ?**

ભિખારીને જે આમ આપે, તે સાધર્મિકને કયી રીતિએ આપે ? સાધર્મિકને કયી રીતિએ જમાડે ? આવજો, થાળી જાતે ધોજો, અડધું પીરસાયું–ન પીરસાયું, બેસવાની જગ્યામાં ગંદવાડો, અપાય તે જાણે ફેંકે, એ રીતિએ જમાડે ? નહિ જ. તમારે માટે શ્રાવક એ ભક્તિનું પાત્ર છે. શ્રાવક તો પોતાના સાધર્મિકને હાથ જોડે,

તેની પાસે ઉભો રહે, જાતે પણ પીરસે અને જે કાંઈ ખવડાવે તે બહુમાનપૂર્વક ખવડાવે. ભિખારીને જે એમ દે, સાધર્મિકને જે એમ જમાડે, તે મહાત્માઓને કેવા પ્રકારે દે ? કયા ઈરાદે દે ? ‘ હું આ સંયમની આરાધના કરી શકતો નથી, તરવાનો આ ઉંચામાં ઉંચો માર્ગ છે પણ એ માર્ગે હું ચાલી શકતો નથી, આ મહાત્મા સ્વપરના તારક છે, એમની આરાધનામાં જો મારી વસ્તુ સહાયક થઈ જાય તો મારો ઉદ્ધાર થઈ જાય. સંયમથી હું દૂર છું તે નજદિક આવું. સંયમની આરાધનામાં નડતો મારો અંતરાય તૂટે. ’—આવી શુભ ભાવનાપૂર્વક જો મુનિવરોને આહારાદિ અપાય, તો તરી જવાય. મહાત્માઓને નિર્દોષ આહારાદિનું જે દાન કરવું, તે આવા પ્રકારના શુભ ઈરાદાથી જ કરવું, એ એકાન્તે કલ્યાણકારી છે.

**દુર્ગુણિને સુધારવાની ઇચ્છા જોઈએ :**

કોઈનામાં પણ દુર્ગુણ દેખાય તો એને સુધારવાની ઇચ્છા, એનો સમાવેશ ભાવદયામાં થઈ જાય છે : કારણ કે—એમાં આત્માના ઉદ્ધારની વાત છે અને આત્માનો ઉદ્ધાર કરવો એટલે દોષોને કાઢવા તેમજ આત્માના જે સ્વાભાવિક ગુણો છે, તેને પ્રગટાવવા. આત્માને સંસારમાં ભટકાવનારા દોષોથી સ્વયં બચવાની અને બીજા આત્માઓને બચાવવાની ભાવના હોવી જોઈએ. એ ભાવના એ ભાવદયા છે. એ ક્યારે આવે ? ઉદારતા હોય તો ! ‘ સંસારના પ્રાણી માત્રનું વાસ્તવિક કલ્યાણ થાઓ, પણ કોઇનું ય ભૂંડું ન થાઓ ’—એ ભાવના હોય, એ જાતિની

ઉદારતા હોય, તો પરના દોષોને સુધારવાની ઇચ્છા અને એ માટે બનતી મહેનત પણ થયા વિના રહે નહિ.

**દર્દની ઉપેક્ષા અને દર્દીની રક્ષા–તેમ દોષની ઉપેક્ષા અને દોષિત આત્માને સુધારવાની ભાવના :**

હવે ચોથી વાત. ચોથી વાત એ છે કે–દોષિત આત્માને સુધારવાની મહેનત ખૂબ કરી, સુધારવાને માટે બને તેટલા પ્રયત્નો કર્યા, તે છતાં પણ માનો કે–એ સુધરતો નથી, તો શું કરવું ? દુનિયામાં એવા પણ રોગ હોય છે કે–જે અસાધ્ય મનાય છે. ડૉકટરો અને વૈદ્યો હાથ ખંખેરી નાખે છે. રક્તપીત્ત, કેન્સર, કોઢ અને બીજા પણ એવા કેટલાક રોગો આજે અસાધ્ય ગણાય છે ને ? આવા દર્દીને શું કરવું ? 'સારો થા યા મરી જા'–એમ તો નહિ ને ? જેઓ એવા રોગથી પીડાતા હોય, તેઓનો તિરસ્કાર કરવો અથવા તેઓનો નાશ કરવો, એ શું તે જીવોના કલ્યાણનો ઉપાય છે ?

**સભા૦** નહિ જ.

કેન્સરના દર્દીને શું કરે છે ? ડાહ્યા સંબંધિઓ એને શાન્તિ આપે છે. કહે કે–'જો, પાપનો ઉદય છે. વૈદ્યો અને ડૉકટરો કહે છે કે–ગમે તેવા ઉપચારો કરવા છતાં પણ મટશે નહિ, એટલે હવે તો શાન્તિપૂર્વક સહન કરવામાં જ ડહાપણ છે.' ત્યાં પછી દર્દની ઉપેક્ષા અને દર્દીની જીવે ત્યાં સુધી રક્ષા થાય છે. તેમ અહીં શું ? દોષિત છે, દોષ એવો ગાઢ વળગ્યો છે કે–નીકળતો નથી, તો દોષની ઉપેક્ષા અને ક્યારે સુધરે એ ભાવના. એવા વખતે

એવા દોષિત તરફ તિરસ્કારની ભાવના ન આવે, એ ક્યારે બને ? આત્મામાં ઉદારતાનો ગુણ પ્રગટ્યો હોય તો !

**એવાં પણ દર્દો હોય છે કે-દર્દીને પૂરી રાખવા પડે, છતાં એમાં નિર્દયતા નહિ-તેમ એવા દોષને અંગે :**

એક વાત. કોઢીયાને એવી કુટેવ હોય છે કે-જેને ને તેને એ અડવા જાય. રોગ એવો છે કે-એ જેને અડે તેને એનો ચેપ લાગે. એણે કોઇને અડવું જોઇએ નહિ, પણ એ બધાને અડવા લલચાય છે. એવા વખતે એના સ્નેહી, સંબંધી, હિતસ્વી, એનું ભલું ઇચ્છનાર પણ શું કરે ?

**સભા૦** કોટડીમાં પૂરી રાખે.

પૂરી રાખે ? ત્યારે એવા દર્દીને પૂરી રાખવો, એ નિર્દયતા કે દયા ?

**સભા૦** દયા.

એમાં એની અને બીજાઓની દયા અને રક્ષા છે. એવા રોગિને પૂરી રાખે, એથી પૂરી રાખનારને નિર્દય અથવા હિતભાવનાથી રહિત કહી શકાય નહિ. જેમ હડકાયું કુતરૂં. એ જેને કરડે તેને હડકવા લાગુ પડે અને એનો સ્વભાવ એવો થઈ જાય કે-જેને ને તેને કરડવા જાય. એવા કુતરાને પૂરી રાખવું પડે છે ને ? ત્યારે દર્દી પ્રત્યે હિતબુદ્ધિ હોય, એના દોષની ઉપેક્ષા હોય, છતાં પણ કોઇ તેવો પ્રસંગ હોય તો તેને કોટડીમાં પણ પૂરવો પડે, એમ બને ને ? એમાં દયા કે હિંસા ?

**સભા૦** હિંસા નહિ પણ દયા.

એવી જ રીતિએ જે ભયંકર દોષોથી દોષિત હોય, સુધારવાના પ્રયત્નો છતાં સુધરતા ન હોય, સુધારવાની યોજનાઓ જેને અસર જ કરતી ન હોય, જેમ સુધારવા મથો તેમ પાવર ચઢતો જતો હોય અને બીજાઓને પોતાના તે પ્રકારના ભયંકર દોષોનો ચેપ લગાડતા હોય, એવા આત્માઓ બીજાને બગાડી ન જાય, એ માટે પણ કાંઇક કરવાનું તો બાકી રહે છે ને?

**સભા૦** હાજી.

શું કરવાનું બાકી રહે છે? એ જ કે-કાં તો એમને આઘા મૂકવા અથવા આપણે એમનાથી આઘા રહેવું અને બીજાને આઘા રાખવા. એમ કરવામાં અનુદારતા નથી. એ તો વિવેક છે. જેનામાં સાચો વિવેક હોય, તેનામાં ગુણ પ્રગટે. વિવેક હોવાથી, એવાઓ પ્રત્યે પણ હિતબુદ્ધિ તો બરાબર જળવાઇ રહે.

**જે આપો તે મૂર્છાથી મૂકાઇ જવાના ઇરાદે આપો :**

હવે પૈસાની ઉદારતા વર્ણવવાની બાકી રહે છે? દુઃખિના દુઃખને ટાળવાની ઇચ્છામાં એનો પણ સમાવેશ થઈ જ જાય છે.

**સભા૦** પણ એ કહેવાની જરૂર છે.

આજે બસો-પાંચસો કે બે-પાંચ હજાર દઈ દેવા એટલા માત્રથી જ, દેનાર એમ માને છે કે-'હું ઉદાર થઇ ગયો'-એને અંગે થોડું કહી દઉં. શું માત્ર બસો-પાંચસો કે બે-પાંચ હજાર દઇ દેવા, એ ઉદારતા છે?

સભા૦ કહેવાય છે તો એમ.

બસ, દે એ ઉદાર, એમ ? એ નીકળી જવું જોઇએ. પારકાને ઉદાર કહેજો, પણ જ્યાં પોતાની વાત આવે ત્યાં વિચાર કરજો : કારણ કે–સામાના અંતરને જાણતા નથી, એની પરીક્ષા નથી, પણ પોતાના અંતરની તો પરીક્ષા છે ને ? હૈયા ઉપર હાથ મૂકીને પોતાના આત્માને પૂછવું કે–' આ તેં આપ્યા તો ખરા, પણ કયા ઇરાદે આપ્યા ? ' જે ઇરાદે આપવા જોઇએ તે ઇરાદે નહિ આપતાં, બીજા જ કોઈ વિપરીત ઇરાદાથી આપ્યા હોય, તો એ સાચી ઉદારતા નથી. વ્યાજ મેળવવાને માટે બૅન્કમાં અગર તો બીજે મૂકવા જાય, એ ઉદારતા છે ? વ્યાજ સહિત લેવાને ઇરાદે કોઇને તમે બે લાખ આપો, તો એ દાન છે ?

સભા૦ નાજી.

વસ્તુતઃ એ ઉદારતા પણ નથી અને દાન પણ નથી. એવી જ રીતિએ વિચારો કે–આજે થોડું આપીને પછી એનાથી કેઇ ગુણું મેળવવાની ઇચ્છાએ દેવાય, એ ઉદા-રતાથી દેવાયું એમ કહેવાય કે મોહથી દેવાયું એમ કહેવાય ?

સભા૦ મોહથી.

એ ઉદારતા નહિ ને ? લોક ઉદાર કહેશે, તમને બીજાના ઇરાદાની ખબર નહિ માટે તમે પણ બીજાને ઉદાર કહો એ વાત જૂદી છે, પણ તમારે તમારી વાત આવે, ત્યારે તો આત્માની સાથે ગોષ્ઠિ કરી લેવાની જ.

**સભા૦** કયા ઈરાદે અપાય તો ઉદારતાથી આપ્યું એમ કહેવાય ?

લક્ષ્મી અસાર છે. વસ્તુતઃ એ મારી નથી. એ મારા મોંઢાને નથી મળેલી, પણ મારા પુણ્યને મળેલી છે. મારૂં પુણ્ય પૂરૂં થયા બાદ હું રાખવા માગું તો પણ એ મારી પાસે રહેવાની નથી. એવી ચંચળ લક્ષ્મીમાં મુંઝાવું અને ભોગમાં રક્ત બનવું, એ ડહાપણ નથી પણ ગાંડપણ છે. આ બધું આત્માથી પર છે, પણ એ પરને મૂકી માત્ર સ્વની સાધના કરવાની મારી શક્તિ નથી. તો એ ચાલી જાય અગર મારે એને મૂકીને ચાલ્યા જવું પડે, તે પહેલાં બને તેટલી મૂર્ચ્છા ઉતારીને, મૂર્ચ્છાથી સર્વથા મૂકાઇ જવાના ઈરાદે આપવું જોઈએ. એ રીતિએ અપાય તો એ ઉદારતાના પ્રતાપે દીધું કહેવાય. આજે દેવાય છે એની ના નથી, પણ દેવા છતાં એનો જેવો લાભ મળવો જોઇએ તેવો લાભ મળતો નથી, માટે આ કહેવાય છે. સાચી ઉદારતાથી, મૂર્ચ્છાથી મૂકાઇ જવાના ઇરાદાથી, જો રાતી પાઇ પણ અપાશે, તો તે પણ ઉગી નીકળશે.

**કોઇ દાનવીર કહે તો શરમ આવે છે ?**

સાત ક્ષેત્રો, એ ઉત્તમ ક્ષેત્રો છે. ત્યાં દાન દઇ ઉપકાર કર્યો એમ ન મનાય, પણ એ દેવાથી મારો નિસ્તાર થયો એમ મનાય. ભક્તિપાત્ર ક્ષેત્રોમાં દઇ, ‘ એના ઉપર ઉપકાર કર્યો ’—એમ માનવું, એ આત્માનો ઉપકાર કે નાશ ? સાધર્મિકને જમાડો એમાં–‘સાધર્મિક

ઉપર ઉપકાર કર્યો'–એમ ન માનો, પણ 'મારા આત્માનો એટલો નિસ્તાર થયો'–એમ માનો. આજે શા ઇરાદે મુનિઓને પણ દેવાય છે? આજે કેટલાકોનો જે વિપરીત ઇરાદો છે, એ ઇરાદે શ્રી શાલિભદ્રને ઘેર પેટીઓ ઉતરી હશે કેમ? નહિ જ. આ વસ્તુ સમજાઈ ગયા બાદ, એ દશા આવશે કે–દાન કહેવાનું મન નહિ થાય. કોઇ દાનવીર કહેશે તો શરમ આવશે. પોતાને એમ થશે કે–'મેં શું આપ્યું છે? પાંચ લાખમાંથી માત્ર પાંચ જ હજાર. એટલામાં જો હું કુલાઇશ અને દાનવીર કહેવડાવીશ, તો મારી કોઇ મશ્કરી નહિ કરે?' પાંચ લાખમાંથી પાંચ હજાર આપ્યા, એટલે આપ્યા કેટલા ને રાખ્યા કેટલા ?

**સભા૦** રાખ્યા તો ચાર લાખ પંચાણું હજાર.

આપ્યો કેટલામો ભાગ ?

**સભા૦** સોમો ભાગ !

સોમાંથી એક ભાગ આપ્યો અને નવ્વાણું ભાગ રાખ્યા. એ દાનવીર? એને તો એ વિચાર આવે કે–મેં પાંચ હજાર આપ્યા, એમાં કોઇકને કહીશ અને જો તે પૂછશે કે–'પાંચ હજાર આપ્યા, પણ રાખ્યા કેટલા?'– તો જવાબ શો દઇશ? એવું મહત્ત્વનું આપ્યું હોય, દૃષ્ટાન્તભૂત થવાય એવું આપ્યું હોય અને કહેવાથી સામાની લક્ષ્મીની મૂર્છા ઉતરે તેમ હોય, તો કહેવું એ વાત જૂદી છે. દાન દેનારમાં ગંભીરતા પણ જોઇએ. સામાન્ય રીતિએ તો ઉદારાત્મામાં ગંભીરતા પણ હોય જ.

જેનામાં વસ્તુત: ઉદારતા કહેવાય એવો કાંઇક ગુણ પ્રગટ્યો હોય છે, તેની દશા જ ઉંચી હોય છે. એ તુચ્છ કીર્તિ આદિનો લોલુપ હોતો નથી.

**શ્રી આમ્રભટ મંત્રીનો એક પ્રસંગ :**

આ પાંચમા આરાની વાત છે. આમ્રભટ મંત્રિને એક વાર શ્રી કુમારપાલ ભૂપાલે ઇનામ આપ્યું. કોટિ દ્રવ્ય, ત્રણ સુવર્ણ કલશ અને ચોવીસ જાતવાન ઘોડા.

આમ્રભટ એવા ઉદાર છે કે–એમની પાસે યાચકોનો તોટો ન હોય. આપે તો લેનાર પણ આશા કરે ને ?

આમ્રભટ રાજદરબારમાંથી એ ઇનામ લઇ પોતાને ઘેર જવા નીકળે છે. પોતાને ઘેર પહોંચતાં પહેલાં તો કોટિ દ્રવ્ય અને ચોવીસ જાતવાન ઘોડાઓ એ દાનમાં દઇ દે છે. અહીં ઇનામ ને અહીં દાન.

આવી રીતિએ દાન દેનારની નામના ગવાય, એમાં નવાઇ છે ? પણ વિઘ્નસંતોષી હોય ને ? વિઘ્નસંતોષિઓએ રાજાના કાનમાં ઝેર રેડ્યું.

આમ્રભટ મંત્રિએ તો રાજસભામાં પણ ઔચિત્ય તરીકે એક લક્ષ આપ્યા. આથી રાજા ઘણા ક્રોધે ભરાયા.

આમ્રભટ સમજી ગયા. કહ્યું કે–' હે રાજન્ ! આપ તો બાર ગામના સ્વામી ત્રિભુવનપાલના પુત્ર છો, પણ હું તો અઢાર દેશના માલીક એવા આપનો પુત્ર છું, એટલે આટલું ય મારૂં દાન થોડું છે. '

આમ કહી તેમણે એ ધ્વનિત કર્યું કે–' આપ ન દઇ શકો અને હું દઇ શકું : કારણ કે–આપ બાર

૧૫

ગામના સ્વામિના પુત્ર છો અને હું તો અઢાર દેશના માલીકનો પુત્ર છું !'

આ સાંભળી રાજા પણ ખૂશ થયા.

વાત એ છે કે-આ કમ ઉદારતા છે? જ્યાં એ પુણ્યશાલી બહાર નીકળે, ત્યાં ભિખારીઓ ખૂશ થાય. એમને મોંઢેથી કહેવાની જરૂર નહિ પડતી. કદાચ ઉદાર કહેવડાવવાની એમની ઈચ્છા પણ નહોતી. છતાં લોક ઉદારતા જોઈને એમને ઉદાર કહેતા.

**શ્રી જિનમન્દિર આદિ માટે પુણ્યવાનો અઢળક લક્ષ્મીનો વ્યય કચી વૃત્તિથી કરી શક્યા ?**

ઉદાર આત્માઓ લક્ષ્મીને હાથના મેલ જેવી સમજે છે. ફેંકી દેવા જેવી સમજે છે. જેને લક્ષ્મી તીજોરીમાં મૂકવી જ ગમે એ ઉદાર નહિ, પણ જેને આપવી ગમે એ ઉદાર. ઉદાર તે, કે જેને લક્ષ્મી આવે એથી જ ખૂશી નહિ, પણ જે દાનમાં વપરાય એથી ખૂશી. લક્ષ્મીને આવતી જોઇ એ નાચે નહિ, પણ એનો સદુપયોગ થતો ભાળી નાચે. એ દશા ઉદારાત્માની હોય. ધર્મ જો અંતરમાં પરિણમે, તો એ દશા આવે. લક્ષ્મીને આવતી જોઈ નાચવું, એ બેવકુફી છે. વિચાર કરી જૂઓ-'તમે લક્ષ્મીને લેતાં નાચો કે દેતાં નાચો ?'

**સભા૦** લેતાં.

એ ન હોવું જોઈએ. એના એ મંત્રિએ ભરૂચમાં શ્રી જિનમન્દિર બંધાવ્યું છે. શ્રી જિનમન્દિર બંધાઇ રહ્યા પછીથી, પ્રતિષ્ઠા પ્રસંગે શિખર ઉપર ચઢીને એ નાચ્યા છે. નાચતાં નાચતાં છૂટે હાથે સોનૈયા ઉછાળ્યા છે. જે

વિરોધિઓ એ સ્થળે મન્દિર બંધાય તેમાં નારાજ હતા, બળતા હતા, તેઓને પણ એમ થયું કે–' આવી પ્રતિષ્ઠા રોજ થાવ.' શાથી? આમ્રભટ મંત્રિની ઉદારતાથી! એ પુણ્યવાનો અઢળક લક્ષ્મીનો સદ્‌વ્યય શાથી કરી શક્યા હશે? ભાવના એ કે–' મારી લક્ષ્મીની ખરી સફળતા આ છે. સંસારસાગરથી તરવાના બંદર જેવું મેં આ જિનમન્દિર બંધાવ્યું. આમાં પધરાવેલી શ્રી વીતરાગ પરમાત્માની પ્રતિમાનાં દર્શન કરીને, અનેક આત્માઓ બોધિ પામશે. દર્શનનું પાન કરીને, અનેક આત્માઓ વૈરાગ્ય પામશે, ત્યાગવૃત્તિ પામશે, પૌદ્‌ગલિક પદાર્થોની મમતા તજી ત્યાગવૃત્તિ આદરશે અને સંયમ આરાધી મુક્તિ પામશે, એ લાભ મને.'–એવી પુણ્યભાવનાના યોગે એ આત્મા શ્રી જિનમન્દિર બંધાવવા માટે, એની પ્રતિષ્ઠા માટે અને એ પ્રતિષ્ઠાની ઉજવણી માટે એટલી લક્ષ્મી ખર્ચી શક્યા. આ ક્યારે જચે? એ વૃત્તિ આવે તો કે–' મને પુણ્યથી મળેલી લક્ષ્મી મોક્ષમાર્ગમાં સહાયક થાય તો કામની, પણ ભોગમાં વપરાય તો નકામી.' હાર્દિક ઉદારતા પ્રગટ્યા વિના આ રીતિએ લક્ષ્મીનો સદ્‌વ્યય થવો, એ બનવાજોગ નથી. પૂર્વકાળમાં અનેક પુણ્યાત્માઓ પોતાની લક્ષ્મીનો મોટા પ્રમાણમાં સન્માર્ગે વ્યય કરી શક્યા, એ પ્રતાપ તે પુણ્યાત્માઓમાં પ્રગટેલી ઉદારવૃત્તિનો જ છે. આત્મકલ્યાણની અભિલાષામાંથી પ્રગટેલી પરકલ્યાણની સાચી ભાવનાનો જ એ પ્રતાપ છે. આજે આત્મકલ્યાણની ઉપેક્ષા વધતી જાય છે અને માટે જ સાચી ઉદારતા નામશેષ થતી જાય છે.

ઉપસંહાર :

ઉદારતાના પ્રકાર યાદ રહ્યા ને? પ્રાણી માત્રનું ભલું ઇચ્છવું, કોઈના પણ સારા ગુણને જોઈ પ્રમોદ પામવો, દુઃખી પ્રત્યે દયાભાવ હોવો અને દોષિતને સુધારવા માટે મહેનત કરવા છતાં પણ ન સુધરે, તો એનો તિરસ્કાર નહિ કરવો. જેનામાં આ ઉદારતા નહિ, તેનામાં વાસ્તવિક રીતિએ સદાચાર, સહિષ્ણુતા અને સારા વિચાર આવે? નહિ જ. તમારે આવા ઉદાર, સદાચારી, સહિષ્ણુ અને સદ્વિચારવાળા બનવું છે ને? એ ગુણો કેળવવા દ્વારા મહાન બનવું છે ને? જો હા, તો આ ઉદારતાને કેળવવા માટે, જીવનમાં ઉતારવાને માટે પ્રયત્નશીલ બનવું જોઇએ.

**( અત્રે ઘાટકોપરના એક ગૃહસ્થે ઉભા થઇને, પોતાનાથી જે કોઇની દુશ્મનાવટ થઇ ગઈ હોય, તેને માટે માફી માગી હતી તેમજ પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા વિષે આડું-અવળું સાંભળવાથી દોરવાઇ જવાના પરિણામે, તેઓશ્રીના જે કાંઇ નિન્દા થઈ ગઈ હોય કે ખરાબ વિચાર કર્યો હોય, તે બદલ પૂ. આચાર્યદેવની માફી માગી હતી. એ પછી પૂ. પ્રવચનકાર સૂરિવરે ફરમાવ્યું કે:—)**

તમને પૂર્વના કોઇ પ્રબળ પુણ્યના યોગે આ ઉત્તમ ભવની, ઉત્તમ દેશની અને ઉત્તમ જાતિ આદિની પ્રાપ્તિ થઇ છે. આ સામગ્રી, કે જે સામગ્રીનો સદુપયોગ કરાય તો ઉત્તમ પ્રકારે મોક્ષમાર્ગની આરાધના કરી શકાય તેમ છે, તે સામગ્રીને પામ્યા પછીથી, તમે જો મોક્ષમાર્ગની આરાધનામાં ઉદ્યમશીલ બની શકો નહિ, મોક્ષને પામવાનો થોડો પણ પ્રયત્ન કરી શકો નહિ, મોક્ષને પામવાનો પ્રયત્ન ન થાય એનો પશ્ચાત્તાપ થાય નહિ, તો

આ મળેલું નિષ્ફળ ગયું કહેવાય. જ્ઞાની પુરૂષોએ ફરમાવેલી કરણીઓથી સર્વથા વિમુખ રહીને, જો કેવળ ઉંધી કાર્યવાહિઓમાં જ ઉત્તમ સામગ્રીનો ઉપયોગ કરાય, તો એ ઉત્તમ સામગ્રીનો પણ દુરૂપયોગ જ છે. આવો દુરૂપયોગ, એ પોતાના હાથે પોતાની જીંદગીનો વિનાશ કરવા બરાબર છે. આથી જ્ઞાની પુરૂષોએ ફરમાવ્યા મુજબ મારી તમને ભલામણ છે કે–" જો વધુ ન બની શકે, તો છેવટ એટલું તો કરવું જ, કે જેથી હાલ જે આરાધના કરી શકાય તેવી સામગ્રી પ્રાપ્ત થઇ છે, તે ચાલી ન જાય પણ ટકી રહે. એથી ભવિષ્યમાં પણ આત્મા વધુ આરાધના કરી શકશે." પણ જો વિપરીત પ્રવૃત્તિઓમાં જ જીંદગી વેડફાઇ જશે, તો ફરીથી આટલી સામગ્રી પણ ક્યારે મળશે તે કહી શકાય નહિ. એ માટે 'સાચી ઉદારતા' નામનો ગુણ કેળવવાનો પ્રયત્ન સદા જારી રાખવો જોઇએ. જેનામાં એ ગુણ કેળવાશે, તે સ્વપર–હિત સાધી શકશે. એવો આત્મા ધારશે તો શાસનની પણ સુન્દર પ્રકારે પ્રભાવના કરી શકશે. આપણે આવા અનુપમ શાસનને પામ્યા છીએ, તો આપણું વર્તન એવું ન હોવું જોઇએ, કે જેથી શાસનને લાંછન લાગે : પણ આપણે એવી રીતિએ જીવવું જોઇએ, કે જેથી શાસન ઉપર અલંકાર ચઢે. જોનારને એમ થાય કે–' આ જે ધર્મને માને છે, તે ધર્મ ઉત્તમ જ હોય.' આવી છાપ આ ઉદારતા ગુણ કેળવ્યા વિના ન પડે. આપણે કદાચ દેવ–ગુરૂ–ધર્મની ભક્તિ બરાબર ન કરી શકીએ, તોય આપણા યોગે એ તારક અને એ તારકનો

ધર્મ ન નિન્દાય, એની કાળજી જરૂર રાખવી જોઇએ. પછી એ તારકની આજ્ઞા મુજબ શુદ્ધ હેતુથી સારી ક્રિયા કરતાં નાદાન આત્માઓ નિન્દા કરે, તો એની કિંમત નહિ.

હમણાં એક ભાઇએ માફી માગી. આવા પ્રસંગો પ્રેરક નિવડવા જોઇએ. આજનું વાતાવરણ એવું છે કે-'જો સાવચેત ન રહેવાય તો ભાનભૂલા બનાવે' આજે જે અનિષ્ટ અને ધર્મવિરોધી પ્રવૃત્તિઓ ચાલી રહી છે, એથી ખરાબ વિચાર થઈ જવા એ બનવાજોગ છે. એ વાતને હું મારા માટે વિચારવા જેવી પણ માનતો નથી. હું તો એ જણાવવા ઇચ્છું છું કે—વસ્તુ સમજાયા બાદ ભૂલ માટે માફી માગવાનો વિચાર આવવો, આવી મોટી સભામાં ઉભા થઇ જવું અને સ્પષ્ટ શબ્દોમાં માફી માગવી, એ સામાન્ય વાત નથી. જો સાચા દીલથી દોષનો પશ્ચાત્તાપ કરાય, તો એ સામાન્ય વસ્તુ નથી. પાપનો પશ્ચાત્તાપ કરતાં પુણ્યાત્માઓએ કેવળજ્ઞાન પણ લીધું છે. આ શાસનને પામેલાઓએ તો જરૂર દુશ્મનાવટને તજી દેવી જોઇએ. જે આત્માઓ સાચી ઉદારતાને જીવનમાં કેળવવાનો પ્રયત્ન કરશે અને અનન્તજ્ઞાનિની આજ્ઞા મુજબ આરાધના કરશે, તે આત્માઓ આ ભવસાગરથી તરશે. આ પ્રયત્ન એ વસ્તુ સમજાવવા માટેનો છે. તારકને પીછાની તારકની આજ્ઞા મુજબ વર્તવું, એ જ આ ઉત્તમ સામગ્રીને પામ્યાની સાર્થકતા છે. સૌ કોઈ એ રીતિએ વર્તીને, પોતાનું અને બીજા પણ જીવોનું કલ્યાણ સાધો, એ જ એક શુભેચ્છા.

  

# યુવાનીની સફળતા

: સભા બોલાવનાર :

શ્રી જૈન શ્વે. મૂર્તિપૂ. સંઘ, ઘાટકોપર-મુંબઈ

: સભાસ્થલ :

શ્રી જૈન ઉપાશ્રય, ઘાટકોપર (મુંબઈ)

: દિવસ :

રવિવાર, તારીખ ૨૪ : મે : સને ૧૯૩૬



## યુવાવસ્થાના સદુપયોગનો વિચાર કેમ?

આજના વ્યાખ્યાન માટે 'યુવાવસ્થાનો સદુપયોગ' એ વિષય રાખવામાં આવ્યો છે. આજે આપણે એ વિચારવાનું છે કે-' યુવાવસ્થાનો સદુપયોગ શી રીતિએ થઇ શકે અગર તો યુવાવસ્થાનો સદુપયોગ એ શી ચીજ છે?' વસ્તુતઃ કોઈ પણ અવસ્થા એવી નથી, કે જેનો સદુપયોગ ન થઇ શકે : પણ યુવાવસ્થા, એ એવી અવસ્થા છે કે-એનો દુરૂપયોગ ઝટ થાય છે અને સદુપયોગ ભાગ્યે થાય છે. જે અવસ્થા ઉંધા કામો કરવામાં સહેજે વપરાઈ જવાનો સંભવ હોય, તેનો ખાસ વિચાર કરવો

જોઇએ. યુવાવસ્થા કરતાં બીજી અવસ્થાઓનો દુરૂપયોગ થવાનો સંભવ ઓછો છે, માટે યુવાવસ્થાના સદુપયોગની વિશેષતઃ વિચારણા કરવી જોઈએ. એ જ રીતિએ, કોઇ પણ સારા કામને માટે બાલ્યાવસ્થા અગર વૃદ્ધાવસ્થા નકામી છે એમ નહિ : પરન્તુ યુવાવસ્થામાં જેવી રીતિએ સારાં પણ કાર્યો થઈ શકે છે, તેવી રીતિએ બીજી અવસ્થાઓમાં પ્રાયઃ થઈ શકતાં નથી. જેવા પ્રકારની યુવાવસ્થા પસાર કરી હોય, તેની તેવી છાયા પ્રાયઃ વૃદ્ધાવસ્થામાં પડે છે. વૃદ્ધાવસ્થાને જો સુધારવી હોય, તો યુવાવસ્થાને સુધારવી એ પહેલું જરૂરી છે : અને યુવાવસ્થાને સારી રીતિએ પસાર કરવી હાય, તો એ માટે બાલ્યાવસ્થાને સુધારવી જોઈએ : પણ હરેકને બાલ્યાવસ્થામાં સારા જ સંસ્કારો મળ્યા હોય, દરેક યુવાનનો બાલ્યકાળ સુન્દર વાતાવરણમાં જ પસાર થયો હોય, એવું છે જ નહિ : એટલે જેઓને બાલ્યકાળમાં સુસંસ્કારો પ્રાપ્ત થયા નથી, તેઓ પણ પોતાની યુવાવસ્થામાં સાધવાજોગું સાધી શકે, એ આપણો ઇરાદો છે. આથી યુવાવસ્થામાં સાધવાજોગું સાધી જવામાં ક્યી વસ્તુ નડે છે એનો અને એ નડતરને ક્યી રીતિએ દૂર કરવું, એ વિગેરેનો વિચાર કરવાનો અવકાશ રહે છે. આમ હોઈને પણ, આજનો વિષય ચર્ચવો એ જરૂરી છે.

**બાલ્યાવસ્થામાં સુસંસ્કારોની જરૂર :**

માતા-પિતાઓએ અને વડિલોએ, જો પોતાનાં સંતાનોની, આશ્રિતોની અને સહવાસિઓની યુવાવસ્થાને

ઉન્માર્ગે ન જાય એવી બનાવવી હોય, તો તે માતા-પિતા અને વડિલોની ફરજ છે કે-પોતાનાં સંતાનોની, આશ્રિ-તોની અને સહવાસિઓની બાલ્યાવસ્થાને સુસંસ્કારોથી સુંદર બનાવવી. એમ થાય તો યુવાવસ્થાના દુરૂપયોગનો ભય બહુધા ટળી જાય. બાલ્યાવસ્થામાં પડેલા સંસ્કારો એવા મજબૂત હોય છે કે-એ ભાગ્યે જ ભૂંસાય છે. બાલ્યાવસ્થાના સંસ્કારોને ભૂંસવાનો પ્રયત્ન કરવામાં આવે, તો પણ મોટે ભાગે તેની કાંઈ ને કાંઇ અસર જરૂર રહી જાય છે. માટે બાલ્યાવસ્થામાંથી જ સુસંસ્કારો બાળકોને મળે, એવો પ્રયત્ન તેના હિતસ્વીઓએ કરવો જોઇએ. બાળકોનું જીવન, એ એવું પરાશ્રિત અને સરલ જીવન છે કે-એમાં પ્રાયઃ ધાર્યા સંસ્કારો નાખી શકાય છે. એ ફરજ વડિલોની છે. બાળકોના સારા કે નરસા જીવનઘડતર માટે વડિલો પહેલા જવાબદાર છે.

**બાળકોને સુધારવાં એ વડિલોના હાથની વાત છે પણ યુવાનોએ સુધરવું એ તેમની મુનસફીની વાત છે:**

આજે આ વિચાર નષ્ટપ્રાયઃ થઈ રહ્યો છે: અને એના પરિણામે આજે જુવાની શું કરી રહી છે, તે આંખ સામે છે. ભવિષ્યમાં તેમ ન બને એની સાવચેતી મળે તેમજ વર્ત્તમાનના યુવાનોને એમ લાગે કે-'આપણે જે પ્રમાણે વર્તી રહ્યા છીએ, એમાં આપણી બરબાદી છે અને અમૂક રીતિએ વર્ત્તવામાં જ જીવનની આબાદી છે'-એ માટેનો આ પ્રયત્ન છે. જીવનની સાર્થકતા સાધવાને માટે કેમ વર્તતા બંધ થવું જોઇએ અને કયા

પ્રકારના વર્તનને અપનાવી લેવું જોઇએ, એ જો ધ્યાનમાં આવી જાય, તો ઘણા યુવાનોનું જીવન સુધરી જાય તેમ છે. વધુમાં માતા-પિતાદિ વડિલોને પણ સમજાઈ જાય કે-આપણે આપણાં સંતાનો કે આશ્રિતો આદિનું જીવન અમૂક દિશાએ વળે, એ પ્રકારનો પ્રયત્ન કરવો જોઇએ. બાળકોને સુધારવાં એ માતાપિતા, વડિલો આદિના હાથની વાત છે, જ્યારે યુવાનોએ સુધરવું, એ તેમની મુનસફીની વાત છે. બાળકોને સુધારવામાં માબાપ આદિની ઈચ્છાથી કામ થાય, પણ યુવાનોની સુધારણા તો તેમની મુનસફી ઉપર મોટો આધાર રાખે છે. મોટે ભાગે તો યુવાનો પોતે જ સમજે તો સુધરે. યુવાનોના ખ્યાલમાં જો આવી જાય કે-' આપણે આપણા જીવનને ખચિત બરબાદ કરી રહ્યા છીએ '-તો તેમનામાં જીવન સુધારવાની તમન્ના પ્રગટે : અને જ્યારે જીવનને સુધારવાની તેમનામાં તમન્ના પ્રગટે, ત્યારે તેઓ જીવનને ખરાબ કરતા અટકી જાય, જીવનને સન્માર્ગે વહાવે અને યુવાવસ્થા દ્વારા સાધવાજોગું સાધે. એ માટે જ આજે મૂખ્યત્વે કહેવાનું છે.

**વૃદ્ધોને સૂચન :**

વૃદ્ધોએ, વાલીઓએ નિશ્ચય કરવો જોઇએ કે-' યુવાનોને સુધારવાની વાત ભલે તેઓની મુનસફી ઉપર મૂકીએ, પણ બાળકોને તો સુસંસ્કારોથી વંચિત નહિ જ રાખવાં. યુવાનોને માટે પણ એવાં સાધનો ઉભાં કરવાં, એવી યોજનાઓ ઘડવી, કે જેથી તેઓ આપો-

આપ સારૂં–ખોટું સમજે અને ઉન્માર્ગથી પાછા વળી સન્માર્ગમાં જોડાઈ જાય.' આવી વ્યવસ્થા વૃદ્ધોએ કરવાની રહી. કદાચ વૃદ્ધો સન્માર્ગે નહિ હોય, તો પણ એમનું લોહી ઠર્યું હશે એટલે ઉન્માર્ગે બહુ નહિ હોય. યુવાવસ્થાના બૂરા અનુભવોથી પશ્ચાત્તાપની લાગણી વૃદ્ધોમાં જાગી હશે, એમ ધારીને આ સૂચન કરાય છે. બાકી બાલ્યાવસ્થામાં જેવા સંસ્કારો મળ્યા હશે અને યુવાવસ્થા જેવી વિતાવી હશે, તે મુજબ વૃદ્ધાવસ્થામાં વિચારો આવવા એ સ્વાભાવિક છે : છતાં તેમને થયેલા અનુભવોનો લાભ આપીને તેઓ બાલકો અને યુવાનો ઉપર સારી છાયા પાડે, એવી આશા રાખવાની રહી. ઘણી વાર જે શિખામણથી નથી સુધરતા, તે અનુભવે સુધરી પણ જાય છે. અનુભવ માણસને ઘડે છે. વૃદ્ધોએ ઘણા અનુભવો કર્યા હોય છે, માટે તેઓ એનો સદુ-પયોગ કરી બાળકોને સુધારે અને યુવાનો ઉન્માર્ગે જતા અટકે એવી યોજનાઓ યોજે, એ જ તેમને છાજતું ગણાય.

**બાળકના ભાવિ જીવનનો આધાર :**

તમે ખૂદ સારા હો, સારા થવાની અભિલાષાવાળા હો, તમને તમારી ખામીઓ જણાઈ હોય, યુવાવસ્થા ઉન્માર્ગે પસાર કરવામાં ભૂલ થઈ છે–એમ લાગ્યું હોય, તો જ તમે બાળકોને સુધારી શકો. બાળકોને સુધારવાના કાર્યમાં માબાપ, વડિલ વિગેરે જેટલે અંશે સફલ નિવડી શકે, તેટલે અંશે બીજાઓ સફલ નિવડી શકે નહિ. શિક્ષકો અને ધર્મગુરૂઓનો વારો પછીનો છે. બાળક

જન્મે ત્યારથી એની આંખ માબાપ સામે હોય છે. માબાપના વર્તનની, માબાપના આચારની બાળકના ઉપર છાયા પડે છે. તમે જેટલા સારા, તેટલાં તમારાં બાળકો સારાં થવાનાં : નવા જન્મ લેનારના જીવનસંસ્કારોનો આધાર, ઘરના સંસ્કારો ઉપર મોટે ભાગે રહે છે. એ બાળકો માબાપના હાથમાં રહેવાનાં. માબાપની છાયામાં ઉછરવાનાં. એ બેસ કહે તો બાળક બેસી જાય અને ઉઠ કહે તો ઉભો થાય. માબાપ કહે તેમ બાળક કરે. આથી બાળકના ભાવિ જીવનનો આધાર એને ઉછેરનારાં માબાપો આદિની ઉપર છે, માટે માબાપોએ અને વડિલોએ પહેલાં સારા બનવું જોઈએ.

**યુવાવસ્થામાં ઉઠતા લાગણીઓના પૂરને સન્માર્ગે વાળવાની યોજના કરવી જોઈએ :**

આજના યુવાનોમાં જે ત્રુટિ હોય, તેનો અપયશ તેમના વાલીઓને માથે જાય છે. આજે જેઓ યુવાનોને માટે ફરીયાદ કરતા આવે છે, તેમને પૂછવું પડે કે- ‘ એ કરે છે તે ઠીક નથી કરતા એ સાચું, પણ એમનું જીવન સુધરી જાય, એમનું જીવન બગડે નહિ, એ માટે તમે કેટલો વિચાર કર્યો હતો ? એમના જીવનને સુધારવા માટે તમે શું શું કર્યું હતું, એ તો કહો ! ’ યુવાની, એ એવી વય છે કે-એ વખતે ઉત્સાહ રોકયો રોકાતો નથી. યુવાવસ્થામાં લાગણીઓનુ પૂર ઉઠે છે. એ લાગણીઓનું પૂર બાલ્યાવસ્થામાં જેવા સંસ્કાર મળ્યા હોય તેવું ઉઠે. શુભ સંસ્કારો મળ્યા હોય, તો શુભ લાગણીઓનું

પૂર ઉઠે અને અશુભ સંસ્કારો મળ્યા હોય, તો અશભ લાગણીઓનું પૂર ઉઠે. એ વય જ એવી છે કે–' કાંઇક ને કાંઇક કરવા જોઇએ.' ચોમાસાનો વખત હોય, મૂશળધાર વરસાદ પડતો હોય, તે વખતે નદીઓમાં પૂર ચઢી આવે છે. એ પૂરને રોકવાનો પ્રયત્ન કરનારા ડાહ્યા ગણાય કે એ પૂરને યોગ્ય દિશાએ વાળી દેનારા ડાહ્યા ગણાય? પાણીના પૂરને યોગ્ય દિશાએ વાળનારાઓ જ દુનિયામાં ડાહ્યા ગણાય છે. પૂર રોકયું રોકાતું નથી, માટે તેને રોકવાનો પ્રયત્ન કરનારા માણસો ડહાપણ વિનાના ગણાય છે. એ જ રીતિએ યુવાવસ્થામાં લાગણીઓનું પૂર આવવું, એ તદ્દન સ્વાભાવિક છે: પણ જ્યારે ઉર્મી, લાગણી, ભાવનાનાં પૂર જોસબંધ વહેવા માંડે, ત્યારે એને યોગ્ય દિશાએ વાળી લેવાં જોઇએ. કોઈ પૂછે કે–' જુવાનીમાં તનમનાટ કેમ?' કેમ તે વય એવી છે માટે. એ પૂરને વહેવા દેવાં, પણ કરવું એ કે–એ પૂર જ ઉત્તમ કામ આપે. નદીના પૂરને અટકાવવાની મહેનત કરાય, તો અટકે ખરૂં? કેટલીક વાર તો નદીનાં પૂર પહાડના પહાડ ભેદીને પણ વહી જાય છે. એ પૂરને કેવળ રોકવાની મહેનત કરવી, એ ફોગટ છે. એ રોકયું રોકાય નહિ. ત્યારે એ પૂરથી નુકશાન ન થાય અને લાભ ઉઠાવી શકાય, એ માટે ડાહ્યાઓ પૂરને વહી જવાના અનેક માર્ગો ખોલી નાખે છે. નીકો બનાવીને જ્યાં એની જરૂર હોય છે ત્યાં લઈ જાય છે. વેગબંધ આવતા પૂરનો સદુપયોગ કરવો એ હાથની વાત છે, પણ એને રોકવું એ હાથની વાત નથી. તેમ યુવાવસ્થામાં ઉર્મિઓનાં પૂર ઉલટે, અનેક પ્રકા-

રની ભાવનાઓ ઉત્પન્ન થાય, વિચારોનો ધોધબંધ પ્રવાહ વહેવા માંડે, તે સ્વાભાવિક છે : એને કેવળ રોકવાની મહેનત કરવી એ મૂર્ખાઈ છે : કારણ કે–એ પૂર પણ રોક્યું રોકી શકાતું નથી. છતાં એ પૂરને યોગ્ય દિશાએ જરૂર વળી શકાય છે અને એમ કરવામાં જ ડહાપણ છે. આથી યુવાવસ્થાનાં વહેણો સન્માર્ગે વળે, એવી જ યોજનાઓ હિતેચ્છુઓએ ઘડવી જોઇએ.

**યુવાનોને સારૂં-ખોટું સમજાવવું જાઈએ :**

બાળકોને રોકી શકાય, વૃદ્ધોને પણ રોકી શકાય, પરન્તુ આને–યુવાવસ્થામાં જાગેલા પ્રવાહને રોકાય નહિ. એ વખતે જો સારી શિખામણ આદિ દ્વારા એ વહેણને યોગ્ય દિશાએ ન વળાય, તો ખરાબ કે સારૂં પણ કાંઈક થયા વિના રહે નહિ. શક્તિ છે, શક્તિ ખીલી છે, અમલનાં દ્વાર ઉઘડ્યાં છે, પછી યોગ્ય દિશાએ વાળનાર નહિ મળે, તો એ ગમે તે માર્ગે વળશે : માટે એ સારા માર્ગે વળે એવી યોજના ઘડવી, એ હિતચિંતકોનું કાર્ય છે. માત્ર– 'જુવાનીયા ખરાબ છે, જુવાનીયા ઉદ્ધત છે'–એમ જ કહ્યા કરનારા અને વિવેકપૂર્વક યોજના નહિ કરનારાઓ, જુવાનીયાઓને ઉંધે માર્ગે જવામાં કેટલીક વાર ઉત્તેજન આપનારા નિવડે છે. એને તમે એમ જ કહ્યા કરશો, તો એ કહેશે કે–'અમારો અંતર અવાજ એમ કહે છે, માટે અમે એમ કરીએ છીએ. અમને એ સારૂં લાગે છે.' બચ્ચું મૂંગું રહેશે, બુઢ્ઢો ગમ ખાશે, પણ આ મૂંગો નહિ રહે. એ તો પોતે જે કરે છે, તેને સારૂં પૂરવાર કરવાનો

પ્રયત્ન કરશે: કારણ કે–એને બાળપણમાં સંસ્કારો એવા મળ્યા છે, વર્ત્તમાનમાં દોરનારા એવા મળ્યા છે અને એમની બુદ્ધિમાં જે સારૂં લાગે છે, તે તેઓ કરી રહ્યા છે. ત્યારે આપણું કામ શું? ખોટું શું અને સારૂં શું–એ સમજાવી દેવું. એથી જે પરિવર્તન શક્ય હશે, તે એની મેળે આવશે. તાત્કાલિક પરિણામની આશા નહિ રાખવી: સારૂં થશે એમ ધારીને જે કાંઇ અવસરોચિત હિતકર હોય તે યોગ્ય પદ્ધતિથી કહેવું: અને જો એમ કરવામાં આવશે, તો તેનું કાંઇક પણ યોગ્યતા ધરાવનાર આત્માઓને માટે, સુન્દર પરિણામ આવ્યા વિના નહિ રહે.

**ધર્મસ્થાનો એ સાર્વજનિક સ્થાનો છે, પણ જેઓ એના કાનુનોને સ્વીકારતા હોય તેમને માટે!**

પૂર્વકાળમાં યુવાનો આદિમાં જે વિનય, નમ્રતા, શાન્તિ, સહનશીલતા વિગેરે ગુણો હોવાનું શાસ્ત્રોમાં વાંચીએ છીએ, ઇતિહાસથી જાણી શકીએ છીએ, પૂરાતની માણસોની વાતોમાં સાંભળીએ છીએ, તે આજે પ્રાયઃ દેખાતા નથી. એનું મૂખ્ય કારણ એ છે કે–એ ગુણો પ્રગટે અને ખીલે એવું વાતાવરણ નથી ઘરમાં, નથી નિશાળમાં, નથી બજારમાં કે નથી બીજે કોઈ સ્થળે. ધર્મસ્થાનમાં એ વાતાવરણ હોય, ત્યારે તમે એ સ્થાનને એવું બનાવી મૂક્યું છે કે–ધર્મસ્થાનમાં આવનારો કોઇ બીજી જ રીતિએ આવે છે. બીજે કોઇ પણ સ્થળે જાય, તો ત્યાંના કાનુન પાળવા બંધાઇને જાય છે. કોઈ ઑફીસમાં જવું હોય, અધિકારિને મળવા જવું હોય, કોઈ મોટા ગણાતા

માણુસની પાસે જવું હોય, તો શું કરવું પડે છે? ચીઠ્ઠી લખી ટાઇમ માગવો પડે છે. એ જણાવે એ ટાઇમે જવા છતાં સીધા ઑફીસમાં ઘુસાતું નથી. બારણા પાસે જઇને ઉભો રહે, ખીસ્સામાંથી કાર્ડ કાઢે, પટાવાળા જોડે કાર્ડ અંદર મોકલે અને જવાબ આવે ત્યાં સુધી બહાર ઉભા રહેવું પડે. પેલો પટાવાળો પાછો આવે અને અંદર જવાની છૂટ આપે ત્યારે અંદર જવાય. પટાવાળો જવાબ લઇને આવે નહિ અને અંદર જવાની છૂટ છે એમ કહે નહિ, ત્યાં સુધી મહીં પગ ન મૂકે. ગમે તેવો સ્વતંત્ર આદમી પણ ઑફીસના કાનુનનો ભંગ ન કરે. બુટ કાઢવાના હોય તો કાઢીને જાય. સલામ જે પદ્ધતિએ કરવાની હોય તે પદ્ધતિ મુજબ કરે. અમૂક રીતિએ જ અને અમૂક જગાએ જ બેસવાનું હોય તો તેમ વર્તે. અમૂક જગાએ જવું હોય તો ત્યાંના કાનુનો પૂછી લે, જાણી લે, સમજી લે, કારણ કે–વખતે પટાવાળો અપમાન કરે. એટલે ત્યાં કાનુનો જાણી નિશ્ચિત કરીને જાય અને એ મુજબ વર્તવાનું ધ્યાન રાખે, જ્યારે ધર્મનાં સ્થાનોને આજે એવાં સાર્વજનિક બનાવી દીધાં છે કે–જાણે અહીં આવનારને માટે કોઇ કાયદો જ નહિ! ગમે ત્યારે અને ગમે તે રીતિએ અવાય. ગમે તેમ બોલાય અને ગમે તેમ વર્તાય! વ્યાખ્યાન ચાલતું હોય, ત્યારે કોઈ કહેશે કે–'વાત ન થાય.' તો ઝટ સામેથી કહે કે–'તારા બાપનું મકાન છે? તારે સાંભળવું હોય તો સાંભળ. મારે વાત કરવી છે તે હું વાત કરૂં છું!' આવો ઉત્તર દેવાય. એમાં સામેથી જરા વધારે કહેવાય, તો તડાતડી પણ થાય.

જરાક વાત વધી, એટલે કદાચ બાંયો પણ ચઢે અને આપણે કોની સમક્ષ આમ કરીએ છીએ, એનું પણ ભાન ન રહે! છતાં વખતે જરૂર પડે તો વગોવે સાધુને! એટલે અહીં આવવામાં જે ગુણો જોઈએ તે રાખ્યા નથી અને એથી આજે ગુણોને પામવાનું અને ખીલવવાનું જે સ્થાન, તે પણ તમે લગભગ બંધ કર્યું છે, એમ કહેવાય. ધર્મસ્થાનમાં અમૂક રીતિએ વિવેકથી જવાય, વિવેકથી વર્તાય એમ રાખ્યું હોત, એવી છાપ લઇને આવતા હોત, તો ધર્મસ્થાનમાંથી કાંઈક ને કાંઈક સારૂં પામી જાત! પણ સુધરવાનું જે આ એક સ્થાન છે, તે પણ આજનાઓએ આમ મોટે ભાગે બંધ કર્યું છે. ધર્મનાં સ્થાનો, એ સાર્વજનિક સ્થાનો છે—એની ના નહિ, પણ જેઓ ધર્મસ્થાનોના કાનુનોને સ્વીકારતા હોય, માનતા હોય, માનવા તૈયાર હોય, તેમને માટે! બીજી જગ્યાએ તો પ્રાયઃ કોઈ સન્માર્ગની વાત કરતું નથી અને અહીં આ દશા કરી છે. પછી આજની હીન દશા આવે, એમાં નવાઈ પણ શી?

### દેવ-ગુરૂ-ધર્મની સેવામાં જ આજે સ્વતન્ત્રતાના નામે સ્વચ્છન્દતા વધી છે :

વ્યવહારમાં આજીવિકા ચલાવવાને માટે, નોકરી નિભાવવાને માટે, આબરૂ જાળવવાને માટે કેટલી આજીજી કરવી પડે, કેમ સલામો ભરવી પડે, કેમ નમ્રતા રાખવી પડે, કેમ સહનશીલતા જાળવવી પડે, કેમ ખમી ખાવું પડે, અવસરે કેમ બુટ ઉપાડવા પડે, દૂધના પ્યાલા કેમ

પાવા પડે, એ વિગેરે કાંઈ મારે ભણાવવું પડે તેમ નથી. આજના સ્વતન્ત્રતાની વાતો કરનારા પણ, જરૂર મુજબ એમ કરી જ લે છે. કોઈ જુવાનીયો એ તો કહે કે–એ માત્ર દેવ, ગુરૂ અને ધર્મની બાબતમાં સ્વતન્ત્ર બનવા સિવાય, બીજે ક્યાં સ્વતન્ત્ર બને છે? એક અહીં જ બધી સ્વતન્ત્રતા લાવી, સ્વચ્છંદતા વધારી છે ને? પૂછીએ કે–'મંદિરે કેમ નથી જતો?' કહેશે–'અમારી મરજી!' ગુરૂ પાસે કેમ નથી જતો? 'અમારી મરજી!' ધર્મ કેમ નથી કરતો? 'અમારી મરજી!' પછી એને પૂછીએ કે–'ત્યારે વ્યવહારમાં અમૂકની પરતન્ત્રતા ભોગવે છે, સલામ ભરે છે, નમ્રતા રાખે છે, એ બધું કેમ?' તો કહેશે કે–'કરવું પડે.' કારણ? 'એ દ્વારા જે મળે છે તેની જરૂર છે.' એ સમજે છે કે–અત્યારે જેમ જીવીએ છીએ તેમ અગર તો આનાથી પણ સારી રીતિએ જીવવું હોય, તો એમ વર્ત્યા શિવાય છૂટકો નથી. મૂખ્યત્વે એ જ કારણે ઉચ્છૃંખલમાં ઉચ્છૃંખલ પણ જુવાન, જ્યાં વ્યવહારમાં પડે છે, એટલે એની ઉચ્છૃંખલતા પ્રાયઃ ઘટે છે. સુધારો કરવાનું બાકી જ પ્રાયઃ અહીં, એટલે કે–આત્માને તારવાના સ્થાનમાં બાકી રહે છે.

**'સુદેવ-સુગુરૂ-સુધર્મની પરતન્ત્રતા'–**
**એ યુવાનીના સદુપયોગનો માર્ગ છે:**

વ્યવહારમાં તમે ઉદ્ધત છો? હાં, ઉદ્ધતાઈ નભે તેમ હોય ત્યાં સુધી ઉદ્ધતાઇ કરી લે, પણ ન નભે તેમ હોય તો? જ્યાં ઉદ્ધતાઇ નભે તેમ ન હોય, ત્યાં

તો સીધા દોર ચાલે! વ્યવહારમાં આમ અને ધર્મ-સ્થાનમાં એથી તદ્દન વિપરીત વર્તન, એનું કારણ શું? કારણ કે-ઉદ્ધતાઈનો અહીં દેખીતો બદલો મળે તેમ નથી! બળ કરતાં સામે બળ બતાવનાર હોય, ધડાકા સામે ધડાકો થાય તેમ હોય, પડઘા સામે પડઘો પડે તેમ હોય, એક દેતાં એકને બદલે બે પડે તેમ હોય, ત્યાં મૂંગા થઈ જવાય છે. બળ, શક્તિ બધું આજે પ્રાય: ક્યાં ખીલે છે? સામો જવાબ ન મળે તેમ હોય, ત્યાં જ ને? એ જવાબ ક્યાં ન મળે? એક ભગવાન પાસે, કારણ કે-એ વીતરાગ. બીજા સાધુ. એમણે સમતા રાખવાની. અને ત્રીજું ન બોલે આગમ. ત્રણની આગળ આજના કેટલાકો કેવા? સ્વતન્ત્ર! ગમે તેમ જાય, ગમે તેમ આવે, ગમે તેમ વર્તે અને ગમે તેમ બોલે, એ અહીં, બીજે નહિ. યુવાનીનો આ દુરૂ-પયોગ છે. સુદેવ, સુગુરૂ અને સુધર્મની પરતન્ત્રતાથી જ યુવાનીનો સદુપયોગ છે. તમે ઘર, ઑફીસ, પેઢી વિગેરે સ્થળે કેમ વર્તાય, એનાથી સાવ અજાણ નથી. વાંધો આ ત્રણમાં છે. શાથી? સુદેવ-સુગુરૂ-સુધર્મ, એ ત્રણની કિંમત સમજાઈ નથી માટે! આજનાઓ આ ત્રણ સ્થાનો સિવાય વસ્તુત: બીજે કોઈ ઠેકાણે સ્વતન્ત્ર નથી, પણ પરતન્ત્ર છે. બીજે કોઇ પૂછનાર છે અને અહીં પૂછનાર નથી. વસ્તુની કિંમત નથી અને પરિણામનો જોઇતો ખ્યાલ નથી, માટે દેવ, ગુરૂ અને ધર્મની સામે થવાય છે. આ આધીનતા નથી, એથી ગુણસમ્પન્નતા પણ છે નહિ અને એથી દુનિયામાં ઠામ ઠામ કજીયા અને

કજીયા જ ચાલ્યા કરે છે. માથે સુનાયક એવો હોવો જોઈએ, કે જેનામાં પૂર્ણતા હોય. એના સેવકમાં ગુણો આવે, તે વાસ્તવિક રૂપે આવે. બીજામાં ગુણો દેખાય, તો પણ એ તકલાદી. સાચા નહિ પણ આભાસ માત્ર. એથી જ કેટલીક વાર ડાહ્યા ગણાતાના હાથે પણ, નહિ કરવાનાં કાર્યો થઈ જાય છે. આજે કેટલાક પ્રમાણિકતા, નીતિ, સત્યભાષિતા વિગેરે ગુણો પોતાનામાં આવ્યા છે—એમ કહે છે, છતાં અવસરે એ ગુણો દેખાતા નથી. શાથી ? પોતે પૂર્ણ નથી અને પોતે પૂર્ણ નહિ હોવા છતાં પણ પૂર્ણની આજ્ઞામાં નથી. એથી એ ગુણો વાસ્તવિક રીતિએ ગુણો નથી, પણ બનાવટી ગુણો છે અને એ કારણે એની ગુણ તરીકે કિંમત અંકાય નહિ.

**આબરૂ તરીકે આબરૂ જાળવવાની**
**જેમ ગુણ તરીકે ગુણને જાળવો :**

તમે આજે જ્યાં આગેવાન હો, ત્યાં સર્વથા શાન્તિ છે, સર્વથા પ્રમાણિકતા છે, સર્વથા સત્યવાદ છે, એમ તમે કહી શકો તેમ છો ? 'થોડી અનીતિ કરતાં મોટો લાભ મળે તેમ છે'—એમ જો લાગી જાય, તો નીતિને, પ્રમાણિકતાને એ વખતે જલાંજલિ ન આપો ? વ્યવહારમાં જેટલી ચિન્તા આબરૂની છે, તે વસ્તુતઃ સારી આબરૂ જાળવવા માટેની છે કે એ વિના વ્યવહાર ચાલે એમ નથી માટે આબરૂની ચિન્તા છે ? આબરૂ હોય તો વ્યવહાર ચાલે, આબરૂ વિના વ્યવહારમાં વાંધો આવે, માટે આબરૂની ચિન્તા છે : પણ સારી આબરૂ

રાખવા માટેની, એટલે કે–આપણે સારા જ બની રહેવું જોઈએ, એ ચિન્તા પ્રાયઃ નથી. જેને આબરૂની વાસ્તવિક કિંમત હોય, તે ઘરમાં રાખી પાઘડી ફેરવે ? એ તો કહે કે–"ભિખ માગવી પડશે તો ભિખ માગીશ, ભૂખે દહાડા કાઢીશ, પણ લેણદારોનાં નાણાં નહિ ઓળવું.' પોતાની પાસે જે કાંઈ હોય તે દેવામાં એ દઈ દે. એવાને સારામાં જરૂર સ્થાન મળે. આબરૂ તરીકે આબરૂ જાળવવી એ જેમ વ્યવહારમાં ગુણ કહેવાય છે, તેમ જીવનમાં ગુણ ગુણ તરીકે આવવા જોઈએ અને એ આ સુદેવ, સુગુરૂ અને સુધર્મની આધીનતાને સ્વીકારાય તો આવે. એ ગુણો અવસરે જાય નહિ, પણ જળવાઈ રહે. ક્રમે ક્રમે વધે અને પરિપૂર્ણતાને પામે. બીજા ગુણોને તકલાદી કહેવાય. એની કિંમત નહિ.

**યુવાનોને યોજનાપૂર્વક સમજાવવા જોઈએ :**

બાલ્યકાળમાં તો મોટામાં મોટી યોગ્યતા હોય. બાલકને ઉઠ કહો તો ઉઠે, બેસ કહો તો બેસે, જા કહો તો ચાલ્યો જાય નહિતર ખૂણે ઉભો રહી રડે, પણ સામો ન થાય. બુઢ્ઢાને શરમ આવે અથવા ભયથી આઘા જાય. આ બેસાડ્યા બેસે નહિ, ઉઠાડ્યા ઉઠે નહિ, ધકેલ્યા જાય નહિ અને હાથથી ડરે નહિ. જરાક ઉતાવળ થાય તો રમખાણ મચાવે. એમને યોજનાપૂર્વક સમજાવવા જોઈએ. એમને સમજાવવા હોય, તો કુશળતા વાપરવી પડે. એને ચૂપ કહ્યે એ ચૂપ ન થાય. આ અવસ્થા જ એવી છે. અંદર જુવાનીનો મદ બેઠો છે. તેને કાબુમાં લઈ

એનો દુરૂપયોગ ન થાય એ માટે-મદ મદ રૂપે ન રહેતાં સાચા સ્વાભિમાનના રૂપમાં ફરી જાય અને શક્તિનો સદુપયોગ થાય, એવી યોજના ઘડવી જોઈએ. એમની બુદ્ધિમાં સારૂં અને ખોટું ઉતારવાનો પ્રયત્ન કરવો જોઇએ. હિતકર શું અને અહિતકર શું, એ એમને સમજાવી દેવું જોઇએ.

**યુવાની આવતાં પહેલાં જ ધર્મશિક્ષણ આપો :**

પૂર્વ કાળમાં યુવાની આવતાં પહેલાં બીજી કળાઓની સાથે ધર્મકળા પણ શીખવવાની પ્રથા હતી. સર્વ કળાઓમાં ઓછપ હોય તે ચાલે, પણ ધર્મકળાનું અજ્ઞાન ન ચાલે, એ પૂર્વકાળની માન્યતા હતી. આજે જેમ મનાય છે કે-'રાજ્યભાષા જાણ્યા વિના ન ચાલે.'-તેમ પૂર્વે મનાતું કે-'માણુસ ધર્મકળાથી અજાણ્યો રહે એ ન ચાલે.' આ આર્યદેશની એવી ઉત્તમ માન્યતા હતી, એટલે બાળપણથી જ ધર્મનું શિક્ષણ મળતું અને વાતાવરણ પણ એવું હતું કે-સુસંસ્કારો મળે. એમ છતાં પણ અયોગ્ય આત્માઓને ધર્મકળા ન પરિણમે, એ જૂદી વાત છે. આજે એ માન્યતા લગભગ ભૂંસાઇ ગઈ છે. આજનો મોટો ભાગ ધર્મશિક્ષણ આપવાથી બેદરકાર બની ગયો છે.

**ત્રણ રાજકુમારોનો પ્રસંગ :**

એક પ્રસંગ વિચારી લઇએ. યુવાવસ્થાના સદુપયોગને માટે શું કરવું જોઇએ, એ એમાંથી તારવી શકાશે.

એક રાજાને ચાર પુત્રો હતા. રાજાએ એ ચારેયને ધર્મકળાનું પણ શિક્ષણ અપાવ્યું હતું. મોટામાં એ શિક્ષણ

જોઇએ તેવું પરિણમ્યું નહિ, જ્યારે બાકીના ત્રણ રાજ-કુમારોમાં બુદ્ધિની સામાન્ય પણ સારી નિર્મળતા આવી.

રાજા રાજ્યની વ્યવસ્થા કરી શકે અને ચારેયને યોગ્યતા મુજબ રાજ્ય સોંપી શકે, એ પહેલાં મરણ પામ્યો. આથી એ ચારમાંથી મોટાના હાથમાં રાજ્યની લગામ મૂકાઈ.

મોટાએ રાજા બન્યા પછીથી, પોતાના ત્રણ નાના ભાઇઓને એવો નાનો ગ્રાસ આપવા માંડ્યો, કે જે લેનાર અને દેનાર–બન્નેને માટે લજ્જાપાત્ર ગણાય.

ત્રણ રાજકુમારો બળવાન હતા. તેઓ પોતાના બળથી જગતને તૃણ સમાન ગણતા હતા. તેઓએ જોયું કે– 'વડિલ ભાઈ ભૂલ કરે છે. આટલો ગ્રાસ એ આપે, એમાં એમને અને આપણને–બન્નેને શરમ પામવા જેવું છે. એમણે આટલું જ આપવું એ યોગ્ય નથી અને આપણે આટલું જ લેવું એ યોગ્ય નથી.'

ત્યારે થાય શું ? રાજ્ય પિતાનું છે : એક જ બાપના દીકરા છે : બળવાન છે, કાંઈ નમાલા નથી : પણ વાત એ છે કે–ધર્મકળાએ અસર કરી છે.

વડિલ ભાઇએ જ્યારે માન્યું જ નહિ અને યોગ્યતા મુજબ આપવાજોગું આપવાનો ઈનકાર કર્યો, એટલે આ ત્રણ રાજકુમારો વિચાર કરે છે કે–' આ સંસારમાં કોઈનું જીવન ચિરસ્થાયી નથી, બધા મનુષ્યોને અભીષ્ટ ઐશ્વ-ર્યની પ્રાપ્તિ પણ થતી નથી, છતાં લોકો એવા કોઈ પણ નિમિત્તને પામીને અકાર્ય કરવા તૈયાર થાય છે : પણ

એ કોઈ રીતિએ યોગ્ય નથી. આથી આપણે રાજ્યને માટે એવું તો ન જ કરવું, કે જેથી પિતાનું નામ લાજે, પિતાએ અપાવેલું શિક્ષણ લાજે અને આપણા કુળની બેઆબરૂ થાય. '

આવા જ વિચારોના યોગે તે ત્રણે રાજકુમારોએ, પોતે બળવાન છતાં પણ, પોતાના વડિલ ભાઇની સામે થવાનું અગર તો તેનો નાશ કરીને રાજ્ય લેવાનું પસંદ કર્યું નહિ.

તેઓએ જોયું કે-' ભાઈ આપણને રાજસેવક તરીકે જ રાખવા માગે છે, પણ રાજસેવક તરીકે આપણે રહીએ, એમાં આપણી પણ આબરૂ શી અને ભાઇની પણ આબરૂ શી ? ' આથી તે ત્રણે રાજકુમારો પોતાના પિતાના રાજ્યનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા.

આર્યદેશની ધર્મકળાના પ્રતાપે એ બુદ્ધિ રહેતી કે-વડિલો આપે તે લેવું પણ લેવા માટે સામે ન થવું. ' એવા પણ પ્રસંગ આવે કે-' વડિલની બુદ્ધિ બગડે. ' તે વખતે એવી રીતિએ વર્તવું જોઇએ, કે જેથી જાત, કુળ, ધર્મ લાજે નહિ.

ત્રણે રાજકુમારો ત્યાંથી, વડિલ ભાઇની સામે થયા વિના, ચાલી નીકળ્યા. રાજા વીરધવલની સેવામાં રહેવાની તેમની ઇચ્છા હતી, એટલે તેઓ ધવલક્કપુરમાં આવ્યા.

ધવલક્કપુરમાં પહોંચીને તેઓ સીધા વસ્તુપાલ મંત્રિના આવાસે ગયા : કારણ કે-તેઓએ સાંભળ્યું હતું

કે–વસ્તુપાલ મંત્રી વ્યવહારમાં અતિ કુશળ છે. એ ત્રણેયનાં મોંઢાંની તેજસ્વિતાને અને સર્વાંગસુન્દરતાને જોઈને, વસ્તુપાલ મંત્રિએ માની લીધું કે–' આ કોઈ સામાન્ય પુરૂષો નથી, પણ રાજકુમારો છે.' તેમનો સત્કાર કર્યો અને ગૌરવ સહિત આસનો અપાવ્યાં.

એ પછી મંત્રીશ્વર શ્રી વસ્તુપાલે સ્નેહપૂર્વક પૂછ્યું કે–' તમે ક્ષત્રિયોમાં ઉત્તમ અને પુણ્યશાલી રાજકુમારો લાગો છો. કહો, ક્યાંથી અને શા કારણે તમારૂં અત્રે પધારવું થયું છે ? '

રાજકુમારો ઉદ્ધત નથી. તેમનામાં અવસર યોગ્ય નમ્રતાનો પણ ગુણ છે. પોતાના મસ્તકને અધિક નમ્ર રાખીને, રાજકુમારોએ પોતાની હકીકત જણાવી.

પોતાની હકીકત જણાવ્યા બાદ, તેમણે પોતે જે હેતુથી આવ્યા હતા તે હેતુ જણાવ્યો. તેમણે મંત્રીશ્વરને કહ્યું કે–' આપનું પ્રશંસાપાત્ર નામ સાંભળીને આપનાં ચરણકમળની સેવાને માટે આવ્યા છીએ. શ્રી વીરધવળ રાજાની સેવાનો આશ્રય કરવાની અમારી ઇચ્છા છે.

મંત્રીશ્વર વસ્તુપાલ એ સાંભળીને પ્રસન્ન થયા. રાજકુમારોને ખૂબ સન્માનપૂર્વક જમાડયા. ઉત્તમ વસ્ત્રો, આભૂષણો અને તાંબુલ આદિથી તેમનું સ્વાગત કર્યું. કહ્યું કે–' તમારા જેવાનું મારે ત્યાં પધારવું દુર્લભ છે.'

રાજસભામાં જઇને, મંત્રીશ્વરે વીરધવલ રાજાને ત્રણે રાજકુમારોની હકીકત જણાવી. રાજા પણ એ સાંભળી ખૂશ

થયો. પ્રમુદિત થઇ રાજાએ પણ તે ત્રણ રાજકુમારોને કહ્યું કે-'તમે પધારી મારા આંગણાને પાવન કર્યું છે, એ મારો પુણ્યોદય સૂચવે છે. પણ એ તો કહો કે-મારે તમને કેવા પ્રકારની આજીવિકા બાંધી આપવાની છે?'

રાજકુમારોએ કહ્યું કે-'અમને દરેકને વર્ષે દહાડે બબ્બે લાખ દ્રમ્મ જોઈએ.'

રાજામાં બીજા કેટલાક ગુણો હતા, પણ કૃપણતાનો મહાદોષ હતો. એ કૃપણતાના યોગે, રાજકુમારોનો જવાબ સાંભળતાંની સાથે જ રાજા પોતાનું મોંઢું બગાડે છે અને કહે છે કે-'ત્રણ હુ છ લાખ દ્રમ્મ? એટલા દ્રવ્યથી તો હું સેંકડો સુભટો મેળવી શકું એમ છું, તો તો પછી માત્ર તમને ત્રણને જ એટલું બધું દ્રવ્ય હું આપી દઉં, એથી મારૂં કયું અધિક શ્રેય તમે કરી દેશો? તમે જ કહો કે-માત્ર સેવકની ખાતર આટલા બધા દ્રવ્યનો વ્યય કરવાથી, મારો કયો વિશેષ અર્થ સરે તેમ છે? માટે તમે તમારી ઇચ્છા હોય, ત્યાં બીજા કોઈ પણ રાજ્યમાં જઇ શકો છો.' આમ કહીને રાજાએ તાંબુલ આપી એ ત્રણેયને વિદાય આપી.

આ વખતે શ્રી વસ્તુપાલે રાજાને એ ત્રણેને રાખી લેવા માટે કહ્યું, પણ રાજા કૃપણ હતો એટલે કૃપણતાના યોગે એ વાત રાજાને ગળે ઉતરી નહિ.

રાજકુમારોમાં નમ્રતાનો ગુણ ન હોય, તો આ વખતે અપમાન લાગ્યા વિના રહે નહિ અને ભાગ્યની શ્રદ્ધા

ન હોય તો અપ્રસન્નતા આવ્યા વિના પણ રહે નહિ: પણ રાજકુમારોના આત્માને ધર્મકળા સ્પર્શેલી છે.

એ જ કારણ છે કે–રાજાએ પાનનું બીડું આપ્યું એટલા માત્રથી એ રાજકુમારો સંતુષ્ટ થાય છે અને પ્રસન્ન ચિત્તે ત્યાંથી પણ ચાલી નીકળે છે.

ફરતા ફરતા તેઓ રાજા વીરધવલના શત્રુ ભીમસિંહની રાજધાનીમાં આવી પહોંચ્યા. વીરધવલ રાજાની કૃપણતા સાંભળીને રાજા ભીમસિંહે, દરેકને બબ્બેને બદલે ચાર ચાર લાખ દ્રમ્મ આપવાનું કહી, ત્રણેયને રાખી લીધા.

આ ત્રણેને વગર મહેનતનું લેવાની ઇચ્છા નથી. એ પોતાના સ્વામિની આજ્ઞાની રાહ જૂએ છે. સ્વામિનું કાર્ય કરવાની તેમની ઇચ્છા છે. રાજા પાસે તેઓ કોઇ પણ ઉચિત સેવા બતાવવાની માગણી કરે છે.

રાજા કહે છે કે–' બીજું કોઈ કામ નથી, પણ વીરધવલ રાજા મારો શત્રુ છે અને તેને સંધી કરવાનું કહેવડાવવા છતાં પણ તે સંધી કરતો નથી.'

ત્રણે રાજકુમારો રાજાની ઇચ્છાને સમજી જાય છે. રાજાની ઈચ્છાને આજ્ઞા માની, તેનો અમલ કરવાને તૈયાર થઈ જાય છે. રાજાના ઉત્સાહને વધારે છે અને વીરધવલ રાજાની પાસે દૂત મોકલવાનું કહે છે.

રાજા ભીમસિંહે દૂત મોકલ્યો અને યુદ્ધનું આહ્વાન કર્યું. વીરધવલે પણ એ આહ્વાનનો સ્વીકાર કર્યો.

સંગ્રામના દિવસ પહેલાં વસ્તુપાલ મંત્રીશ્વરે વીરધવલ

રાજાને કહ્યું કે-' હે સ્વામિન્! આપે કૃપણુતાના દોષથી પેલા ત્રણુ રાજકુમારોને સંઘર્યા નહિ. તેઓ રાજા ભીમસિંહની પાસે ગયા અને એ ત્રણુના બળથી રાજા ભીમસિંહ આટલી ગર્જના કરે છે.'

પણુ હવે તો લડયે જ છૂટકો હતો ને?

યુદ્ધને આગલે દિવસે જ્યારે વીરધવલ રાજા આ રીતિએ મંત્રીશ્વર વસ્તુપાલની સાથે વાત કરી રહેલ છે, એ વખતે પેલા ત્રણુ રાજકુમારોનો એક માણુસ રજા લઈને તેમની પાસે આવે છે અને કહે છે કે-' ચૌહાણુ વંશના સામંતપાલ વિગેરે ત્રણે સુભટોએ કહેવડાવ્યું છે કે-છ લાખ દ્રમ્મથી સંઘરેલા અનેક સુભટોની સહાયથી, હે રાજન્! આવતી કાલે આપ આપનું સારી રીતિએ રક્ષણુ કરજો: કારણુ કે-આવતી કાલે સવારે સંગ્રામ શરૂ થવાનો છે અને પ્રથમ તમે જ અમારા અતિથિ થવાના છો.'

પહેલેથી ચેતવણી આપે છે, એ દાના દુશ્મન નહિ?

બીજે દિવસે યુદ્ધ શરૂ થાય છે. અન્ય સુભટોનો તિરસ્કાર કરતા પેલા ત્રણુ રાજકુમારો, ભાલા લઇને સેનાને વિંધતા વીરધવલ રાજાની પાસે આવી પહોંચે છે અને એ વખતે પણુ કહે છે કે-' અમે આવ્યા છીએ, તૈયાર રહેજો. ધનથી સંઘરેલા યોદ્ધાઓને રક્ષણુ કરવાનું કહી દેજો!'

આ પછી ભીષણુ યુદ્ધ થયું. વીરધવલ રાજાની રક્ષા કરનારા ઘણુા હોવા છતાં ય, પેલા ત્રણુ રાજકુમારોને

કોઈ રોકી શક્યું નહિ. તે ત્રણેએ આવીને રાજાના કપાળમાં ભાલાના ત્રણ ઘા કર્યા.

પછી કહ્યું કે–' અત્યારે તમને મારી નાખવાને માટે પણ અમે સમર્થ છીએ, પણ જે મોંઢે પાન ચાવ્યાં છે, તે મોંઢે કોલસા ચાવવાને અમે ઇચ્છતા નથી. તમારા હાથનું અમે એક તાંબુલ લીધું છે, એ ઋણથી મુક્ત થવાને માટે અમે તમને જીવતા જવા દઈએ છીએ.'

આમ કહીને તેઓએ વીરધવલ રાજાને ઘોડા ઉપરથી ગબડાવી મૂક્યો. પોતે જેનું લૂણ ખાય છે, તેનું હલાલ પણ કરવું ને ? માલીકનું લૂણ હલાલ કરવું છે અને તાંબુલ આપ્યાના ઉપકારને પણ ભૂલવો નથી, આ કયી દશા ? નિમકહલાલી પણ જાળવે છે અને ઋણ પણ અદા કરે છે, એ પ્રતાપ કોનો ?

રાજા વીરધવલને ઘોડા ઉપરથી ગબડાવી મૂકીને, તે ત્રણ રાજકુમારો ત્યાંથી રાજાના અશ્વરત્નને લઈ ચાલી ગયા. વસ્તુપાલ વિગેરે રાજાને ઉપાડીને પોતાને સ્થાને ગયા.

પછી તો સંધી થઈ ગઈ છે, પણ આપણે એ વાત સાથે સંબંધ નથી. આટલો પ્રસંગ પણ આજના વિષયને સમજાવવાના હેતુથી જ કહેવામાં આવ્યો છે.

**કથાના રહસ્યને વિચારતાં શીખો :**

આ ત્રણે રાજપુત્રોએ આટલાં કાર્યો કર્યાં, તેમાં પ્રતાપ કોનો ? તેમને યુવાની અનર્થ રૂપ નિવડે એવી નહોતી ? યુવાની હતી, પણ ધર્મકળાએ એને કાબુમાં

લીધેલી હતી. ધર્મકળાનો એના ઉપર કાબુ ન હોત, તો એ યુવાનીએ કારમી ઘટનાઓ ખડી કરી દીધી હોત. આ પ્રસંગ સાંભળ્યો. હવે એ ત્રણના ગુણોને તારવો. માત્ર કથા કહી રવાના કરાય, તો કામ થાય તેમ છે? કથાઓ કહેવાય તેનો હેતુ શો? એમાંથી તારવણી કરવાની હોય. એ તારવવાને માટે જ આ પ્રસંગ કહેવાયો છે. આ પ્રસંગ દ્વારા ગુણોની તારવણી કરી, યુવાવસ્થાનો સદુપયોગ સાધવાના માર્ગો, તમારા ધ્યાન ઉપર સહેલાઇથી લાવી શકાય તેમ છે. કથા સાંભળીને કે વાંચીને રાજી ન થાવ, પણ એના રહસ્યને વિચારતાં શીખો: સારા–નરસાને તારવતાં શીખો: અને નરસાને છોડી સારાનો અમલ કરવાને તત્પર બનો.

**ધર્મને સાચવી રાખવાને માટે સારામાં સારી વસ્તુને પણ તજવાની તૈયારી હોવી જોઇએ:**

ત્રણ રાજકુમારોના આ કથાપ્રસંગમાંથી પહેલામાં પહેલો સદ્‌ગુણ તો એ તારવી શકાય તેમ છે કે–'અવસર આવ્યે ધર્મને સાચવી રાખવાને માટે સારામાં સારી વસ્તુને પણ તજવાની તૈયારી હોવી જોઇએ.' ત્રણે રાજકુમારો ચાલી નીકળ્યા ને? પિતાનું રાજ્ય હતું, પોતાનો હક્ક હતો, લેવાને સમર્થ હતા, છતાં તેઓ જેમ ચાલી નીકળ્યા, તેમ અવસરે દુન્યવી સારી પણ વસ્તુને છોડી દઇને, પોતાના ધર્મને સાચવી લેવાની તૈયારી હોવી જોઈએ. યુવાવસ્થાનો દુરૂપયોગ થતો અટકાવીને, તેનો સદુપયોગ કરવાને માટે આ પહેલો

ગુણ જરૂરી છે. જાત, કુળ, ધર્મ વિગેરે સાચવવાને માટે દુનિયાના ભોગસુખને, ભોગસુખની સામગ્રીને અવસર આવ્યે તજવી પડે તો તજવાની તૈયારી હોવી, એ પણ એક પ્રકારનો સદ્‌ગુણ છે. ત્રણ રાજકુમારોમાં જો આ સદ્‌ગુણ ન હોત, તો તેઓ વડિલ ભાઈને ગભરાવત, તેની સામે બહારવટું ખેડત, રાજ્યમાં ઉલ્કાપાત મચાવત, ભાઈ સાથે ભાઈની લડાઈ થાત અને ભાઈથી ભાઈની પાયમાલી થાત. પરિણામે લોકોમાં બદઆબરૂ થાત અને કુલાંગાર પાક્યા એમ કહેવાત. ત્રણ રાજકુમારોએ એ ખાતર–'નોકરી કરવી તે હા, પણ ભાઈ સાથે લડવાની ના'–એવો નિશ્ચય કર્યો. તમે કરો કે નહિ ? પેલાઓએ રાજ્ય છોડી ચાલી જવાનો અને અન્યત્ર જઈ સેવા કરવાનો નિશ્ચય કર્યો. તમે શું કરો ?

**સભા૦** પોતાનો હક્ક હોય તો કૉર્ટમાં જાય.

વડિલ સામે કૉર્ટમાં જાય ? કૉર્ટમાં જવાથી શું થાય ? દુનિયા જાણે, ભાઈ-ભાઈ વચ્ચે પરાયા સમજૂતી માટે આવે, ફી લઈ જાય અને એવા લડાવી મારે કે–ભાઈ-ઓમાં એક–બીજાનું મોઢું જોવાનું પણ બંધ થાય. પરિ-ણામે બેયની પાયમાલી થાય અને દુનિયાના ડાહ્યાઓ બેવકૂફ કહે, એ જૂદું.

## વડિલોની ખાતર આપભોગ ન અપાય ?

ત્યારે આ ગુણ કેટલો જરૂરી છે ? જેને વડિલ તરીકે માન્યા, વર્ષો સુધી કહ્યા, તેમનામાં કદાચ માની લો કે લોભના કે મોહના યોગે ખરાબ વિચાર ઉત્પન્ન

થયો, પણ તે વખતે તમારે શું વિચારવું જોઇએ? એમ થવું જોઇએ કે–'ગમે તેવા તોય એ મારા બાપ છે, વડિલ છે. હું તેમનો આશ્રિત છું. એમની ફરજ છે કે–એમણે મને આપવું જોઇએ, પણ મારૂં જ દુર્ભાગ્ય કે–એમની બુદ્ધિ બગડી છે, તો મારી ફરજ શી? હું કહી દઉં કે–આપ ભોગવો! મારે ન જોઇએ.' આ વિચાર ક્યારે આવે? કાંઇકે ય સદ્‌બુદ્ધિ પ્રગટી હોય તો! આજે તો આપભોગની મોટી મોટી વાતો થાય છે, તો વડિલોની ખાતર અને કુળની આબરૂ સાચવવા ખાતર પણ આટલો આપભોગ ન અપાય?

**સભા૦** અહીં તો કાયદા જાણનારની સલાહ લેવાય.

આજના કાયદાજ્ઞાનિઓએ દુનિયાને લાભ કર્યો છે કે નુકશાન કર્યું છે? આજના કાયદાના જ્ઞાને ગૂન્હા ઓછા ન કર્યા, પણ ખોટા બચાવો વધાર્યા. પૂર્વે આજની જેમ ગૂન્હા નહિ થતા. આજે તો ગૂન્હો કરે, પણ ગૂન્હો નથી કર્યો એ પૂરવાર કરવાની બારી પહેલેથી જ રાખે. કાયદાનો અમલ કરાવનારાઓમાં પણ કેટલાક, તીજોરીના ગુલામ બન્યાના દાખલા બન્યા છે ને? એ વાત જવા દો. હું તો એ વિચારવાનું કહું છું કે–આજે આપભોગની મોટી મોટી વાતો કરનારા પણ, પોતાની વ્યવહારિક ફરજને નહિ ચૂકવા માટે ય, તેવો કોઈ અવસર આવી લાગે તો આપભોગ આપવાને તૈયાર છે?

**નાશવંતી વસ્તુ માટે ફરજ કેમ ચૂકાય?**

વડિલોની ખાતર, વર્ષો સુધી જેમને બાપ આદિ

તરીકે માન્યા તેમની ખાતર પણ જે ભોગ આપતો નથી
તે કોની ખાતર ભોગ આપે ? વિચાર કરી જૂએ
તમારે એવો અવસર આવે તેમ ન હોય તો સારી વા
છે, પણ માનો કે-એવો અવસર આવી લાગ્યો, તો ત
શું કરો ? ઉત્તર નહિ આપી શકો. શાથી ? વિપરી
પરિણામ આવે એવું છે માટે ! ત્રણે રાજકુમારો રાજ
છોડવાને તૈયાર થાય છે, રાજ્યને તજીને ચાલ્યા જા
છે, પણ વડિલ ભાઈ ઉપર આક્રમણ કરતા નથી
રાજ્યમાં ધીંગાણું મચાવતા નથી: એટલું જ નહિ, પ
જીવિતની ચંચળતાનો અને પુણ્યની વિવિધતાનો ખ્યા
કરે છે ! આવી બુદ્ધિ ખીલવી, એ નાનીસુની વાત નથ
એ ત્રણ રાજ્યને છોડીને ગયા તે સારા-એમ કહે
પણ તમારી એવી તૈયારી છે ? એ ક્યારે હોય ? ઉ
ઉંડે પણ, શ્રી વીતરાગનો ચળાઈને આવેલો સિદ્ધા
રૂચ્યો હોય તો ! કયો ? ' આ મારૂં નથી. ' એને વિચ
થાય કે-'મારી જીત થઈ, મને મળી ગયું, છતાં એને મૂકી
મારે જવાનું છે એ નક્કી વાત છે, તો એવી નાશવં
વસ્તુને માટે હું મારી ફરજ-મર્યાદા ચૂકું, તેના કર
એને મૂકીને ચાલી નીકળું એ જ સારૂં છે. ભલે
ભોગવે. મારૂં પુણ્ય હશે તો મને વળી ગમે ત્યાંથી મળ
રહેશે ! ' આ માન્યતા દૃઢ હોવી જોઇએ. આ માન્યત
દૃઢ હોય, તો અવસરે ધર્મને સાચવવાને માટે દુન્ય
સુખસામગ્રીને લાત મારતાં પણ વાર ન લાગે. દુન્ય
પદાર્થોના અતિશય અર્થી આત્માઓ આ નહિ ક
શકે. એ તો કારમા અનર્થો જ મચાવવાના.

## પોતાની નાલાયકાત માનવામાં શોભા કે વડિલની નાલાયકાત વર્ણવી તેમને ઉઘલાવવામાં શોભા !

આ ગુણ યુવાનો માટે પહેલો જરૂરી છે. માતા-પિતા, વડિલ આદિને માન્યા તેવા બનાવી રાખવાને માટે, અવસરે નાશવંત પદાર્થોને તજવાની તૈયારી હોવી જોઇએ. વડિલને વડિલ તરીકે કેટલીક વાર માન્યા? જન્મ્યા ત્યારથી જેને વડિલ માન્યા, હજારો વખત જેને વડિલ કહ્યા, તેમને માટે પછીથી કહેવા નીકળવું કે-'એને વડિલ કોણ કહે?'-એ શું વ્યાજબી છે? વકીલની પાસે જઇને કહેવું કે-'મારો વડિલ બેવકૂફ બન્યો છે'-એ શું વ્યાજબી છે? સાક્ષીના પીંજરામાં ઉભા રહીને પણ કૉર્ટની વચ્ચે શું કહેવું પડે? પૈસા માટે વડિલની સામે વડિલની વિરૂદ્ધમાં બોલવું પડે ને? એને બદલે એટલું તજવાની તૈયારી હોય તો? એમ ને એમ, કાંઈ પણ લીધા વગર, ચાલી નીકળો એમાં તમારી અને તમારા કુળ વિગેરેની શોભા કે વડિલને નાલાયક કહેવામાં શોભા? 'મારા વડિલે મારામાં તેવી કોઈ નાલાયકાત ભાળી હશે, માટે મને ન આપ્યું'-એમ માનવામાં શોભા કે વડિલની નાલાયકાત વર્ણવી એમને ઉઘલાવવામાં શોભા? પૂર્વકાળમાં આ ગુણ જીવતો અને જાગતો હતો, માટે સમર્થ પણ આદમીઓ, હક્કદાર છતાં પણ માલમીલ્કત મૂકીને ચાલી નીકળતા.

### યુવાવસ્થાનો સાચો સદુપયોગ :

આ તો અવસરે, પોતાની ફરજ સાચવવાને માટે, જરૂર પડે તો અને તે પણ એટલી જ માલમીલ્કત તજ-

વાની તૈયારીની વાત છે. આ તૈયારી ન હોય, ત્યાં મોટા ત્યાગની વાત જ શી ? શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાને માથે ચઢાવી તજવું, એ તો ઉંચી કક્ષાની વાત છે. શ્રી વીતરાગ પરમાત્માએ આખા સંસારને છોડવા જેવો કહ્યો છે: યુવાવસ્થામાં એનો ત્યાગ બરાબર થાય, તો કમીના શી રહે ? શ્રી વીતરાગ પરમાત્માના શાસનને પામેલા એક પુણ્યાત્માની ભાવનાને વર્ણવતાં, પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" यौवने विषयेभ्योऽसौ, यथा ह्युत्तिष्ठते भवी ।
तथोत्तिष्ठेत चैन्मुक्त्यै, किं हि न्यूनं तदा भवेत् ? ॥१॥"

શ્રી વીતરાગ પરમાત્માના શાસનને પામેલો, શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાને અનુસરતું જીવન બનાવવાને ઇચ્છનારો, શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ વર્તવામાં જ વાસ્તવિક કલ્યાણ છે એમ માનનારો એવી ભાવના કરે છે કે–' યૌવન અવસ્થામાં આત્મા જે રીતિએ વિષયો તરફ ધસી જાય છે, તે રીતિએ જો એ અવસ્થામાં મુક્તિની આરાધનામાં ઉજમાળ બને, તો બાકી શું રહે ? ' યૌવન અવસ્થાનો જો કોઈ પણ સારામાં સારો સદુપયોગ હોય, તો તે એ જ છે કે–' એ અવસ્થાને મુક્તિની આરાધનામાં જોડી દેવી. ' આજના ઉપદેશનું ધ્યેય આ છે. આ તો એ ધ્યેયનો ઉપદેશ એકદમ તમને ભારે લાગે છે, માટે ધીરે ધીરે કહેવાય છે. બાકી આ બધા દ્વારા પહોંચવાનું તો ત્યાં જ. યૌવન અવસ્થા, એ વિષયનો રાગ વધારવાને

માટે નથી, પણ વિષયનો વિરાગ કેળવવાને માટે છે. સંસારની સાધના માટે નથી, પણ મોક્ષની સાધના માટે છે. પૌદ્ગલિક મોજમજાહ કરવા માટે નથી, પણ આત્મ-કલ્યાણ સાધવા માટે છે. વિષયાધીન બની ગમે તેમ વેડફી નાખવા માટે નથી, પણ આત્મલક્ષ્મી પ્રગટાવવા માટે છે. યુવાવસ્થાનો એ જ વાસ્તવિક સદુપયોગ છે. એથી વિપરીતતા એ દુરૂપયોગ છે.

**એવા પણ બુઢ્ઢાઓ છે કે–જેનાથી તેઓ પાયમાલ થયા તે મેળવી આપવા વરઘોડા ચઢાવે છે અને એમાં પોતે મહાલે છે :**

જ્યાં આ વૃત્તિ આવે, ત્યાં આપણે જે ગુણની વાત ચાલે છે, તે ગુણ આવવો સહજ છે. જ્યાં મળેલાને તજી દેવાની વાત હોય, મેળવવાની આશાને પણ છોડવાની વાત હોય અને કોઈ દેવાને આવે તો ય એને લાત મારવાની વૃત્તિ હોય, ત્યાં તો આ ગુણ અવશ્ય હોય. મુક્તિની પ્રાપ્તિને માટે જ જો આ વયનો ઉપયોગ થવા માંડે, તો દુનિયામાંથી કજીયા નાશ પામી જાય. આજે આ વયમાં શું થાય છે ? પ્રાયઃ વિષયસેવામાં જ આ વય વ્યતીત કરાય છે. વિષયોપભોગ આદિથી આત્માની શક્તિ વધે કે ઘટે ? આત્માની શક્તિને ઘટાડવી, આત્માને પામર બનાવવો, એ કોનો ધર્મ ? યૌવન વયમાં કરેલો ભોગવટો પછી સાલવાનો ખરો કે નહિ ? આજે જે દર્દો થાય છે, તે પ્રાયઃ અતિ વિષયરાગને આભારી છે. વિષયોમાં રાચીને વધાર્યું શું ? બુઢ્ઢાઓને પૂછી જૂઓ કે–વિષયો

ભોગવીને ફળ શું મેળવ્યું ? જીંદગી સુધી ઓં ઓં કરવું પડે, ગળફા કાઢવા પડે, એ મોટે ભાગે કોનો પ્રતાપ ? કોઈ સારા કામ માટેની લાયકાત ન રહે, સારા કામમાં બુદ્ધિ ચાલે નહિ, એ કોનો પ્રતાપ ? બુઢ્ઢા થતાં સુધી બધી બુદ્ધિ–શક્તિ કેવળ દુન્યવી સુખસામગ્રીને મેળવવા–સાચવવા–ભોગવવા પાછળ ખર્ચી, એટલે બાકી શું રહે ? બુઢ્ઢા જો શાણા બનીને પોતાના અનુભવો જુવાનીયાઓને કહેતા હોત, તો ય કાં'ક સારૂં થાત : પણ નહિ, એવા પણ બુઢ્ઢાઓ છે કે–જેનાથી તે પોતે પાયમાલ થયા, તે મેળવી આપવા વરઘોડા ચઢાવે છે. વરઘોડા ચઢાવે છે એટલું જ નહિ, પણ એમાં એ આનંદભેર મહાલે છે. કેટલાક બુઢ્ઢાઓ તો એમ પણ કહે છે કે–'એ બીચારો આનંદ વગર રહી ન જાય !' એ વખતે કોઈ કહે કે–'આ દર્દના આનંદ વગર પણ નહિ રહી જાય, તેનું શું ?' તો કહેશે–'એ ન બોલાય. અપમંગળ ગણાય.' લગ્ન કરવાં પડે તોય શું બુઢ્ઢાઓ એમ ન કહી શકે કે–'જો અમે કર્યું, જુવાની વિષયોપભોગમાં એળે ગુમાવી, પરિણામે અમારી આ દુર્દશા થઈ. તારે જો આવા ન બનવું હોય, તો હજુ પણ વિચાર કર !' પછી ન માને તો ઘોડે બેસવા દેવો પણ મોંઢું બગાડવું, એય બને કે નહિ ? ખરી વાત એ છે કે–બુઢ્ઢાઓ પોતાના અનુભવોનો લાભ નથી આપતા. જેઓ પોતાના ખરાબ અનુભવોનો લાભ આપતા નથી, ખરાબ વસ્તુને ખરાબ તરીકે સમજાવતા નથી, તેઓ આશ્રિતોનાં જીવનોને પાયમાલ કરે છે, એમ કહેવું પડે ને ? આ ઓછો જૂલ્મ છે ? વિષયાદિમાં ભાન-

બૂઢા બનવાથી, તમને જે આફતો આવી, તે બાળકોને કહો તો ખરા! જે અટવીમાં તમે ગયા હો અને મોટી મુશ્કેલી આવી હોય, એ અટવીમાં કોઇ જતો હોય તો ના કહો કે નહિ? એમ કહો ખરા ને કે–' ત્યાં જવામાં મહા ભય છે, એ તો મારૂં ભાગ્ય પાંસરૂં તે હું બચ્યો, માટે જવા જેવું નથી?' ત્યાં તો ના પાડો એટલું જ નહિ, પણ તમારૂં ચાલતું હોય તો કાંડું પકડીને પણ તમે રોકો. છતાં ય જાય તો મોઢું બગાડો અને કહો કે–ઘણું ય કહ્યું, ઘણો ય વાર્યો, પણ ન માન્યું ને ગયો, તો એનું ભાગ્ય!' એ રીતિએ વિષયાધીન બુઢ્ઢાઓ વિષય-ભોગનો દુષ્પ્રતાપ ન કહે અને પછી જુવાનીયાઓ જુતાં માર-નારા પણ પાકે, તો એમાં નવાઇ પામવા જેવું ય શું છે?

**પોતાના પાપનું પરિણામ:**

એવા ફરીયાદ કરે, તો ડાહ્યાઓને કહેવું પડે કે–"એ તમારા પાપનું પરિણામ છે. તમે જે અનુભવ આપવો જોઈતો હતો, તે ન આપ્યો. તમારી પાસેથી એ એવું શીખ્યો કે–મેં જેમ મારા બાપ પાસેથી પડાવ્યું છે, તેમ તું મારી પાસેથી પડાવજે!" તમે ક્યારેય પણ તમારાં સંતાનોને કે આશ્રિતો આદિને, પોતાની ફરજ નહિ ચૂકવાને માટે, દુનિયાના પદાર્થો તજવા પડે તો તજવાની સલાહ આપી છે? આ ગુણ આવ્યો હોત, વિષયવાસના બૂરી છે–એવા સંસ્કારો મળ્યા હોત, મર્યાદા જાળવવાનું શિક્ષણ મળ્યું હોત અને દુનિયાની સામગ્રી ખાતર ગુણને તો ન જ ચૂકવો–એવી વૃત્તિ કેળવી હોત, તો આજે આ વિષમ દશા ન હોત.

કેટલા રૂપીઆ જતા હોય, તો 'કજીયાનું
મોઢું કાળું'-એમ કરીને સમતા રાખો?

આ પહેલો ગુણ. વડિલ સાથે ચાલે ત્યાં સુધી નિભાવવું: નહિ તો હાથ જોડી ચાલી નીકળવું, પણ પૌદ્ગલિક પદાર્થો માટે સામે નહિ થવું. આ ગુણ નાનો છે કે મોટો?

**સભા૦** મોટો.

એટલે બને એવો નથી એમ ને?

**સભા૦** બહુ ઉંચી કોટિની વાત છે.

વસ્તુત: ઉંચી કોટિની વાત નથી, પણ બહુ જ નીચી કોટિની વૃત્તિમાં કેળવાઈ જવાથી, સામાન્ય ઉંચી કોટિની વાતો પણ બહુ ઉંચી કોટિની છે–એમ લાગે, તે સ્વાભાવિક છે. આ ગુણ કેળવવાની વાત ભલે તમને બહુ ઉંચી કોટિની લાગતી હોય, પણ એ ચોક્કસ જ છે કે–જ્યાં સુધી આટલો પણ ગુણ નહિ આવે, ત્યાં સુધી ઘરના, માલમીલ્કતના, ભાઈ–ભાઈ વચ્ચેના, બાપ–દીકરા વચ્ચેના કજીયા મટવાના નથી. તમારાં ઘર, પેઢી, બજાર વિગેરે શું કજીયા વિનાનાં છે? તમે શાન્તિથી જીવો છો?

**સભા૦** એ તો ઠીક. ન બોલવામાં મજા.

શાથી? નાશવંત પદાર્થોને પોતાના માન્યા છે અને પોતાનું જાય તે પાલવતું નથી, એથી ને? માબાપ માબાપ ખરાં, પણ મારૂં જે રહેવું જોઇએ તે રહેતું

હોય તો, એ દશા છે. આમ તો કહો છો કે-'કજીયા નથી ગમતા!'—તો માબાપ સાથે પણ કજીયા કેમ થાય છે? પાંચ સોની તકરાર ગમે છે, વ્યાજબી લાગે છે અને ધર્મની તકરાર નથી ગમતી. ધર્મને જાળવવાની તકરાર ન ગમે: કારણ કે-ધર્મ ગમતો નથી, ધર્મની કિંમત નથી. કેટલા રૂપીઆ જતા હોય ત્યાં સુધી, કજીયાનું મોંઢું કાળું-એમ કરીને સમતા રાખો? હવે નહિ બોલે, કારણ કે-કહી શકે એમ નથી. 'તમે સારા છો, સજ્જન છો, વડિલની આજ્ઞામાં વર્તનારા છો.'—એવી આજે તમારી આબરૂ છે ને? એ આબરૂ જાળવવાને માટે પણ કેટલોક ભોગ આપવા તૈયાર છો? ત્યારે માબાપ માબાપ ક્યાં સુધી? વડિલ વડિલ ક્યાં સુધી? સ્વાર્થને વાંધો ન આવે ત્યાં સુધી! આવા વિચારોમાં કેળવાએલા જુવાનીયાઓ ઉલ્કાપાત મચાવે, એમાં નવાઇ પામવા જેવું શું છે? ત્યારે માબાપ, વડિલ આદિની મર્યાદા જાળવવાને માટે, પોતાની ફરજ અદા કરવાને માટે, ધર્મથી નહિ ચૂકવાને માટે, અવસરે ભોગ આપવો પડે તો આપવો પણ ફરજ-મર્યાદા ચૂકવી નહિ, ધર્મને તજવો નહિ, એ પહેલો ગુણ. ગમે તેવા અવસરે પણ ધર્મને સાચવી લેવાની ટેક, એ પહેલો ગુણ. 'મારી નામના કેવી? મારૂં કુળ કેવું? એને કલંક લાગે એવું મારે નહિ કરવું.'—આવો નિશ્ચય દરેકના હૈયામાં હોવો જોઇએ. એથી એમ નહિ સમજતા કે-કુળ, જાતિ આદિનો મદ કરવો. કુળમદ આદિ તો ડૂબાવે, પણ કુલવટના રક્ષણની ભાવના જરૂર હોવી જોઇએ.

**ભાગ્ય ઉપર વાસ્તવિક શ્રદ્ધા હોય તો આફતના વખતે ય સંતોષ અને પ્રસન્નતા જળવાઇ રહે :**

હવે બીજો ગુણ જોઇએ. રાજાના દીકરા છે, પણ જોયું કે-'નશિબે યારી ન આપી, માટે ફરજ છે કે-અવસર યોગ્ય નમ્રતા કેળવવી જોઇએ.' હવે-'અમે કોણ ?'-એમ માની નમ્રતા ન રહે, તે કામનું નહિ. અવસરોચિત નમ્રતા જરૂર રાખવી જોઇએ. જેનામાં રાજ્ય છોડવાની તાકાત હોય, યોગ્ય મર્યાદાને નહિ ચૂકવાને માટે એટલો પણ ત્યાગ કરવાની જેનામાં વૃત્તિ હોય, તેનામાં નમ્રતા જરૂર હોય. ત્રણે રાજકુમારો હતા, છતાં નમ્રતા કેટલી ? મંત્રિને ઘેર ગયા, તો ત્યાં-'ચરણ-કમળની સેવા કરવાને આવ્યા છીએ'-એમ નમ્રપણે કહ્યું. રાજસભામાં ગયા, તો ત્યાં રાજાની પાસે સેવાની માગણી કરી. રાજાએ બબ્બે લાખ દ્રમ્મ આપવાની ના પાડી અને કહ્યું કે-'એટલા દ્રવ્યથી તો હું સેંકડો સુભટો મેળવી શકું તેમ છું, તો તમને ત્રણને જ એટલું દ્રવ્ય આપવાથી તમે મારૂં કયું અધિક શ્રેય કરવાના ? માત્ર ત્રણ સેવકની ખાતર આટલા બધા દ્રવ્યનો વ્યય કરવાથી મને શો લાભ થવાનો ? માટે તમે બીજા કોઇ રાજ્યમાં જાઓ !' એ વખતે પણ તેઓ ન તો ગુસ્સે થયા કે ન તો અપ્રસન્ન થયા. નમ્રતાનો ગુણ ન હોત, તો શું થાત ? માણસની કિંમત નથી, એવું બોલી જવાય કે નહિ ? બોલે નહિ તોય મોઢું બગડે કે નહિ ? એને બદલે એ ત્રણ, પાનના બીડાથી સંતુષ્ટ થઈને ચાલ્યા

જાય છે. એમની પ્રસન્નતા જતી નથી. નમ્રતાના યોગે, બીજાઓને માટે જે સમયે ગ્લાનિ થવી એ શક્ય હતું, હતાશપણું આવવું એ શક્ય હતું, તેવા સમયે પણ આ ત્રણને નથી ગ્લાનિ થતી કે નથી તો તેમનામાં હતાશપણું આવતું. તેમનો સંતોષ કાયમ રહે છે અને એથી પ્રસન્નતા જાળવી શકે છે. આ કયો ગુણ ? 'ભાઈ જેવો ભાઈ બગડ્યો, ભાઈ જેવા ભાઈએ હક્ક છતાં ય આપવાજોગું આપ્યું નહિ, તો આ આપણને ન રોકે, આ આપણને ન ઇચ્છે, એમાં નવાઈ શી ?'—આ વિચાર ક્યારે આવે ? ભાગ્યની શ્રદ્ધા હોય તો! જો કે—આજે શ્રદ્ધાની વાતને કેટલાકો હસી કાઢે છે, પણ આ તો અનુભવસિદ્ધ વસ્તુની શ્રદ્ધા રાખવાની વાત છે. સગા ભાઇએ ચારી ન આપી અને રાખી લેવાને માટે મંત્રિની ઇચ્છા છતાં રાજાએ ના પાડી, આ પ્રતાપ કોનો ?

**સભા૦** કર્મનો.

માનો છો ? અવસરે એને માન્યા વિના ચાલતું નથી. એવા કપરા પ્રસંગોએ નાસ્તિકોને પણ ભાગ્યનું નામ દઈ માથું કૂટતાં જોયા છે. બીજા ગુણમાં એ વસ્તુ આવે છે કે—ભાગ્ય ઉપર શ્રદ્ધા. જ્ઞાનિઓએ કહ્યું છે કે—દુનિયાના પદાર્થો ભાગ્ય વિના ન મળે. આ અનુભવસિદ્ધ વસ્તુ છે. કેટલાકો મહેનત કરીને મરી જવા છતાં માંડ માંડ રોટલા ભેગા થાય છે અને ભાગ્યશાલિઓ વગર મહેનતે અગર થોડી મહેનતે કમાયે જાય છે. બુદ્ધિશાલી નોકરી કરે છે અને બુદ્ધિના બારદાન શેઠ હોય છે. એવાને પૂછીએ

કે–' તમારા જેવા બુદ્ધિશાલી આના નોકર? તમારા શેઠ કેવા?' પેલો કહેશે–' સારા, ભાઈસા'બ! સારા.' કારણ કે–શેઠને ખરાબ કહ્યાની ખબર પડે તો ગડગડીયું મળે, એનો ખ્યાલ છે. બજારમાંથી હુંશીયાર રોતા આવે અને બીનહુંશીયાર પણ ભાગ્યશાલી મૂછ મરડતા આવે. આ ભાગ્ય ખરૂં કે નહિ? ભાગ્ય ન હોય, તો બુદ્ધિશાલિને નોકરી કેમ અને બુદ્ધિના બારદાનને શેઠાઈ કેમ? મહેનત કરનારને સુકો રોટલો કેમ અને બેસી રહેનારને ઉત્તમ સામગ્રી કેમ? ત્યારે આ ભાગ્ય, એ તો અનુભવસિદ્ધ વસ્તુ છે. ભાગ્ય ઉપર વાસ્તવિક શ્રદ્ધા હોય, તો આફતના વખતે પણ સંતોષ અને એથી પ્રસન્નતા જળવાઈ રહે.

**અવસર યોગ્ય નમ્રતા અને**
**અપ્રસન્નતાનો અભાવ :**

આ ત્રણમાં ભાગ્યની શ્રદ્ધા ન હોત, નમ્રતા ન હોત, તો શું થાત? આ લોકમાં પ્રધાનપણે ચાર નુકશાનો થાત.

પહેલું નુકશાન એ થાત કે–' રાજાની ના સાંભળતાંની સાથે જ હૈયામાં ગ્લાનિ ઉત્પન્ન થાત.'

બીજું નુકશાન એ થાત કે–' રાજાને તેની સભામાં ન કહેવાનું કહેવાઈ જાત અને એથી ધ્રીટકાર આદિ પામત.'

ત્રીજું નુકશાન એ થાત કે–' બળના યોગે ઉધમાત મચાવત, તો ત્યાં જે ન કર્યું તે અહીં થાત!'

અને ચોથું નુકશાન એ થાત કે–' એમને માટે જે સારો અભિપ્રાય હતો, તે ઉડી જાત. લોક ઉદ્ધત કહેત અને એમના કુળને કલંક લાગત.'

પણ એ ત્રણ સમજ્યા કે-'જેવું આપણું ભાગ્ય!' એટલે આ ચારેય નુકશાનોથી તેઓ બચ્યા. ત્યારે અવસર યોગ્ય નમ્રતા અને અપ્રસન્નતાનો અભાવ, એ બીજા ગુણમાં. એ ગુણ ક્યારે આવે? ભાગ્યની શ્રદ્ધા હોય તો. ભાગ્યની શ્રદ્ધા ક્યારે રાખવાની? પૈસા વિગેરે મળે ત્યારે જ નહિ: પણ પૈસા જાય, અનુકૂળતા જાય ત્યારે પણ! એવા કેટલા? વીરલા. પણ જેનામાં પહેલો ગુણ નહિ, તેનામાં વસ્તુત: બીજો ગુણ પણ નહિ. જેનામાં અવસરે પોતાનો ધર્મ સાચવવાને માટે તજવાની તૈયારી ન હોય, તેનામાં પોતાનું માનેલું જાય તે સમભાવે સહવાની શક્તિ પણ ન હોય.

## દાંભિકપણે રોવાનો અને સ્વાર્થ-પૂરતી સેવા કરવાનો દુર્ગુણ:

આ ગુણ આવે તો, આજે સ્નેહિની પાછળ દાંભિક-પણે રોવાનો અને સ્વાર્થ-પૂરતી સેવા કરવાનો જે દુર્ગુણ દેખાય છે, તે ઉડી જાય. આજે વડિલ માંદો હોય, મરવાની હાલત ઉપર હોય, તો છોકરા, આશ્રિતો વિગેરે એની પાસેથી શું જાણવા માગે? કોટયાધિપતિ આદમીના પણ વીલ ઉપર સહી કરતાં કરતાં પ્રાણ ગયા, એ બન્યું છે. મરવા પડેલાને સમાધિ આપવાને બદલે, આજે પ્રાય: એ જ પૂછી લેવાની ઉત્સુકતા રહે છે કે-'પૈસા વિગેરે ક્યાં ક્યાં છે? અને તમારા વગર અમારૂં શું થશે?' પહેલાં-'સંપત્તિ ક્યાં છે?'-એ જાણવાની વાત અને એ જાણ્યું એટલે-'તમારા વિના અમારૂં શું થશે?'

–એ વાત. કોઇને એ વિચાર છે કે–‘ એણે જીંદગી તો આમ ને આમ ગુમાવી અને અત્યારે પણ એ જો આવા ને આવા જ વિચારોમાં જશે, તો એનું થશે શું ? ’ મરી ગયા પછી પોક મૂકે, તો એમાંય રડનારાઓ રડતાં રડતાં પણ શું બોલે ? માત્ર સ્વાર્થનું રૂદન કરે. પથરણે પણ કયી વાત થાય છે ? આવનાર કહેશે–‘ તમારા કુટુંબમાંથી એક રળઉ ગયો.’ ત્યારે આ કહેશે–‘ મારી તો બાંય તૂટી. એના વિના ઘર સૂનું લાગે છે. ’ એ મર્યો એની ચિન્તા કેટલાને ? એની કયી ગતિ થઈ હશે, એનો વિચાર કોને ? આજે રોવાય છે, તે દાંભિક કે સાચું ? વિચારશો એટલે આપોઆપ સમજાઈ જશે. પહેલો ગુણ નથી, એથી આ દુર્ગુણો વધ્યા છે અને એથી પ્રસન્નતા ટકતી નથી. પ્રસન્નતા ગમે તે અવસ્થામાં ટકી રહે એ જોઈએ. એમાં અવાંતર ઘણા ગુણો આવી જાય છે. અવસર યોગ્ય નમ્રતા, ભાગ્યની શ્રદ્ધા અને ગમ ખાવાની તાકાત, એવા ઘણા ગુણો આમાં સમાઈ જાય છે. ગમે તેવી આફત વખતે પણ આકળ–વિકળ ન થવું જોઇએ. જે આફતમાં મુંઝાય, તેની યુવાની એળે જાય. યુવાવસ્થાને સફળ કોણ કરી શકે ? આફતમાં ન મુંઝાય અને ગમે તે દશામાં ધર્મને જાળવે તે !

**આજનો મોટો ભાગ દુર્ગુણને આફત રૂપ માનતો નથી :**

આફતમાં અદીનતા, એ પણ ગુણ છે. આફત વખતે પણ કોઈ પૂછવા આવે, તો કહેવું કે–‘ દુનિયા છે, એ

પણ આવે.' એ પૂછે કે-'તમને એનું દુઃખ નથી?' તો કહેવું કે-'ના, હું દુઃખમાં નથી.' એ પૂછે કે-'તમારી સંપત્તિ ગઈ ને?' તો કહેવું કે-'જવાનું હતું તે ગયું. રહેવાનું હતું તે મારી પાસે છે. જો વધુ કહે-વડાવતા હો, તો ઉલ્ટી આફત ઓછી થઈ છે.' તમે દુર્ગુણ આવે તેને આફત સમજો છો કે દુનિયાના પદાર્થ જાય તેને જ આફત સમજો છો?

સભા૦ દુર્ગુણ આવે તેને પણ આફત તો સમજીએ છીએ.

તો તમારામાં, તમારા આશ્રિતોમાં દુર્ગુણ આવ્યા, એ માટે કેટલા દિ' રોયા? પૈસા ગયા અને રોયા, પરન્તુ દુર્ગુણ આવ્યા અને કેટલા દિ' રોયા? છોકરાને તાવ આવ્યો, એટલે ઝટ ડૉકટર પાસે ગયા, દવા લાવ્યા, દવા પરાણે પણ પાઈ, તાવ ઉતારવાની ચિન્તા કરી, તેમ છોકરામાં દુર્ગુણ આવ્યો તો સાધુ રૂપ ડૉકટર પાસે લઇ ગયા? એ ડૉકટરને ઘેર લઈ આવ્યા? જ્યારે આદમી ખપવાની તૈયારીમાં હોય, ત્યારે વળી લઇ જાય છે. સાંભળવાની શક્તિ ન હોય, કાંઇ કરવાની તક ન હોય, ત્યારે લઈ જનારાઓ, સારી અવસ્થામાં કેમ લઇ જતા નથી? છોકરો જુવાનજોધ બન્યો હોય, વિષયો તરફ ધસવાની તાલાવેલીમાં પડ્યો હોય, પેઢી ઉપર જવાને લાયક બન્યો હોય, એ વખતે એવું કહેવાને કોણ આવે છે કે-'મારો છોકરો મોહની કારમી સામગ્રીમાં જોડાય છે. પાપમય દશામાં ફસાવાની તૈયારીમાં છે. એ બચી શકે તેમ હોય, તો કૃપા કરીને આપ બચાવો!'

પણ સ્વાર્થ એટલો આડે આવે છે કે–એવું વિચારવાનું પણ સૂઝતું નથી. વસ્તુતઃ આજનો મોટો ભાગ દુર્ગુણને આફત રૂપ માનતો નથી. આજે આફતનો અર્થ જૂદો કરવામાં આવે છે. છોકરો ઉંમરલાયક થયો હોય, મોહના ઘરમાં એ જવા માંડે, ત્યારે માબાપની ફરજ નથી કે–'યોગ્ય આત્માને લાવી, એને આત્મહિતનો ઉપદેશ અપાવવો ?' વધુ પડતા વિષયરંગમાં જતાં પહેલાં, એને સાધુ રૂપી ડૉક્ટર લાવી બતાવી દેવો જોઇએ નહિ ? બાકી મરતી વખતે કેટલાક જરૂર બોલાવે છે. એને બદલે એ વિષયાદિની કારમી સામગ્રીમાં ફસાવાની તૈયારીમાં હોય, ત્યારે લઈ જાવ તો ? પણ તમે એને આફત રૂપ ક્યાં માનો છો ? તમે તો માત્ર દુનિયાની આફતને જ આફત માનો છો, ત્યાં શું થાય ? દુનિયાની આફત એ આફત નથી એમ નહિ, પણ આત્મગુણનો નાશ એ જ વાસ્તવિક–મોટામાં મોટી આફત છે, એ સમજવાની જરૂર છે. એ જો સમજાઈ જાય, તો પોતાનું ને પારકું વાસ્તવિક હિત અવસરે ચૂકાય નહિ.

**'કબહિક કાજી અને કબહિક પાજી'–**
**એ બધી તો પુદ્ગલની બાજી છે :**

વાત એ છે કે–આફતમાં અદીનતા એ ગુણ જોઇએ. ગમે તેવી હાલતમાં પ્રસન્નતા ટકી રહેવી જોઇએ. એમાં ભાગ્યની શ્રદ્ધા, નમ્રતા, ગમ ખાવાની તાકાત, વિવેકશીલતા, આદિ અવાંતર ગુણો આવી જાય છે. એ હોય તો દુનિયાની આફત વખતે પણ પ્રસન્નતા જાય નહિ. એક મહાપુરૂષ કાવ્યમાં ફરમાવે છે કે—

"કભહિક કાજી, કભહિક પાજી."

માણુસ કોઇક વાર કાજી બને છે, તો કોઇક વાર પાજી બને છે. પુણ્યનો યોગ હોય ત્યારે આદમી સોનો કાજી બની શકે છે અને પાપોદયે પાજી બને છે. પુણ્ય-શાલી બોલે તે બીજાઓને ગમે. ગાંડું-ઘેલું બોલે તો ય પુણ્યશાલિનું બોલવું ગમે. પુણ્યની યારી તો કદિ કાજી અને પાપના ઉદયે કદિ પાજી, એ દુનિયાના જીવોની દશા છે : પણ વસ્તુતઃ એ શું છે?

"સબ પુદ્ગલકી બાજી."

ઘડીમાં કાજીપણું અને ઘડીમાં પાજીપણું, એ વિગેરે બધી પુદ્ગલની બાજી છે. હાથમાં લાખ આવી જાય કે હાથમાંથી લાખ ચાલી જાય, તો પણ આત્મા ભાનભૂલો ન બનવો જોઇએ. દુન્યવી સુખસામગ્રી ચાલી જાય, ત્યારે પણ અદીનતા ન આવે, પ્રસન્નતા ટકી રહે એ ગુણ છે. કાજીપણું કે પાજીપણું, એમાં આત્માને કાંઇ લાગતું-વળગતું નથી. એ કોની બાજી? પુદ્ગલની. ભાગ્યની યારી હોય ત્યારે મોહમાં, મદમાં ચકચૂર બનનારાઓને પૂછો કે-'ભાગ્ય ફર્યું તે દિ' શું કરશો?' આપત્તિ વખતે પણ હસે, હસે એટલે સમતા ન ગુમાવે, એ વિવેકી છે, ગુણ-વાન છે. આફતમાં અદીનતા રૂપ ગુણ જેનામાં હોય, તેના ઉપર આફત આવે, લાખ જાય, અનુકૂળતાઓ રહે નહિ અને પ્રતિકૂળતાઓ આવે, તોય એની બુદ્ધિ બહેર ન મારી જાય. સામાન્ય રીતિએ આફત વખતે મુંઝાઈ પડેલા ઘણું ઉંધું-ચતું કરી નાંખે છે. એવા વખતે આફ-

તમાં અદીનતાવાળાના હાથે સારૂં ન થઈ શકે તોય ઉંધું ન થાય. એને અકળામણ ન થાય.

**આપત્તિમાં પણ સંપત્તિનાં સ્વપ્નાં જોયા કરનાર શુદ્ધ સંયમને પામી શકતા નથી :**

આફતને પ્રસન્ન ચિત્તે, સમતાથી ખમી ખાવાની તાકાત કેળવવી જોઇએ. લોક માને એમાં આનંદ નહિ, પણ લોક ગાળ દે તે વખતે ય સમતા–પ્રસન્નતા ટકવી જોઇએ. લોક માને એથી ખૂશી થાય અને લોક ગાળ દે એથી દુર્ધ્યાન કરે, એ આત્માનું ચૂકે. નમસ્કારમાં નહિ પણ તિરસ્કારમાં રાચવું જોઇએ અને બન્ને વખતે સમભાવ બન્યો રહે એવી દશા કેળવવી જોઇએ. આત્માને પૂછો કે–'આપણને માન ગમે કે અપમાન ગમે? આપત્તિ ગમે કે સંપત્તિ ગમે?' આપત્તિ વધુ આવે તો પણ મુંઝાવું નહિ. સંપત્તિવાળો પણ આપત્તિરહિત નથી. આપત્તિમાં હસે, સમતા જાળવે તે સાધવાજોગું સાધી શકે અને એથી મુક્તિને પામી શકે. આપત્તિમાં મુંઝાનાર, રડનાર, દુર્ધ્યાન કરનાર શુદ્ધ સંયમને પામી કે સાધી શકે નહિ અને એથી એનાથી મુક્તિ પણ દૂર રહે.

**સભા૦** પછી અહીં કોણ આવશે?

આપત્તિમાં પણ જે દુન્યવી સંપત્તિનાં સ્વપ્નાં દેખે છે, તે અહીં નથી આવતો. ત્યાં ચાલો, મારાપણાનો આરો આવે, આનાથી સર્વથા છૂટાય, એમ સમજે તે અહીં આવે. આપત્તિમાં રોકકળ કરનારા આને આરાધી શકે નહિ. કુતરાને માર્યું હોય, રાડ પાડતું જતું હોય, પણ

ટુકડો રોટલો લઈ તૂ-તૂ કરે તો પાછું આવે. આજના ગુસ્સાખોરોમાં પણ એવા છે કે-જો પાછું જૂએ ત્યારે હસી લો, તો પાછા ત્યાંના ત્યાં. ગુસ્સો, જોમ ક્યાં સુધી ? પ્રાયઃ અપમાન કરનાર હસે નહિ ત્યાં સુધી. આપત્તિમાં પણ હસે, સમતા જાળવવા ઇચ્છે, તે અહીં આવે. આ દુન્યવી આપત્તિની વાત છે. બાકી એ વાત સાચી છે કે-આત્માની આપત્તિથી ગભરાયા વિના સાચી રીતિએ અહીં અવાતું નથી. આત્માની આપત્તિથી સાચે-સાચ ગભરાનારો, દુનિયાની આપત્તિમાં મુંઝાય નહિ. એ સમજે છે કે-એ તો પુદ્ગલની બાજી છે. એનો સ્વભાવ જ એ છે. આફતમાં અદીનતા, એ મોટો ગુણ છે. એમાં અવાંતર ઘણા ગુણો આવે. પહેલો ગુણ એ કે-અવસરે ધર્મને સાચવવાને માટે દુન્યવી પદાર્થો વિગેરે જે કાંઈ તજવું પડે તે તજવાની તૈયારી. અવસર આવે તો એ પદાર્થોને તજે, પણ ધર્મને ન ગુમાવે. એ માટે આફતમાં અદીનતા જોઈએ. સાચી નમ્રતા, એ દીનતા નથી. આફતમાં અદીન આત્મા નમ્ર, ભાગ્યની શ્રદ્ધાવાળો અને વિવેકી હોય.

## આજના યુવકો સ્વામિવાળા ન હોય તો ખામી વિનાના છે ?

હવે ત્રીજી વાત છે-નિમકહલાલીની. એમાં બે ભેદ. આજ્ઞા જાણવાની તત્પરતા, એ એક ભેદ અને બીજો ભેદ-આજ્ઞાનો અમલ. આજ્ઞાના અમલને ચોથા ગુણ તરીકે લઈશું. ત્રીજો ગુણ એ કે-જેને માલીક માન્યા, માલીક તરીકે સ્વીકાર્યા, તેની આજ્ઞાને જાણવાની ઉત્સુકતા

હોવી જોઇએ. ત્રણ રાજકુમારો પોતાના સ્વામિનું કાર્ય કરવાને ઇચ્છતા હતા ને ? તેમનામાં નિમકહલાલી હોવાથી, તેમણે પોતાના સ્વામિની પાસે કાર્યની માગણી પણ કરી હતી. એ જ રીતિએ યુવાનમાં પણ સ્વામિની આજ્ઞા જાણવાની ઉત્સુકતા હોવી જોઈએ. યુવાવસ્થાના સદુપયોગ માટે આ ત્રીજો ગુણ પણ જરૂરી છે. આજના યુવકોને માથે કોઇ સાચો સ્વામી છે કે નહિ ? ઓળખીને, તપાસ કરીને, પરીક્ષા કરીને પસંદ કરેલા એવા કોઇ સ્વામી, આજના યુવકોને માથે છે કે નહિ ? જો યુવકોને માથે કોઈ સ્વામી જ ન હોય, તો કડક ટીકા કરવી પડે. આજના યુવકો ખામીવાળા છે કે નહિ ? છે, તો એમને માથે સ્વામી છે કે નહિ ? ખામી ન હોય તો સ્વામી ન જોઇએ, એ વાત સાચી : પણ ખામી હોય ત્યાં સુધી તો સ્વામી અવશ્ય જોઇએ. ત્યારે આજના યુવકો સ્વામિવાળા છે કે ખામી વિનાના છે ?

**સભા૦** ખામી વિનાના છે, એમ તો કોઈ કહી શકે તેમ છે જ નહિ.

ત્યારે ખામી હોય, તો સ્વામિની જરૂર અવશ્ય છે. માટે તો આર્યશાસ્ત્રિઓએ જબ્બર કાયદા બાંધ્યા. પોતાનામાં ખામી હોવા છતાં જેઓ સુયોગ્ય સ્વામિને સ્વામી તરીકે માનતા નથી, સ્વીકારતા નથી, તેઓ પોતાની જુવાનીને જ નહિ, પણ પોતાના આખાય જીવનને બરબાદ કરે છે. સુયોગ્ય સ્વામિની પણ, પોતાનામાં ખામી હોવા છતાંય, જે આજ્ઞા ન સ્વીકારે, તે કામના નહિ. આજના જુવાનોને માથે સ્વામી કોણ ?

**સભા૦** નાટક, સીનેમા, હૉટલ વિગેરે.

**જેનામાં બેકારોની સાચી દયા હોય, તે શું તમાશા વિગેરેની પાછળ નાણાં ખર્ચે?**

એ સ્વામી ન કહેવાય. એ તો તમાશા છે. સ્વામી તે, કે જેની આજ્ઞામાં વર્તતા હોય. એવો કોઇ સ્વામી છે? અને આજના જુવાનીયા નાટક, સીનેમા, હૉટેલમાં મોજ કરવા કેમ જ જઈ શકે? કારણ કે–આજના જુવાનો તો કહે છે કે–'અમને બેકારી બહુ સાલે છે.' જે જુવાનોને દુનિયાની બેકારી સાલતી હોય, બેકારોનાં દુઃખો જેઓને સાલતાં હોય, દુઃખિઓની જેમને દયા આવતી હોય અને બેકારોને મદદ કરવાની તથા મદદ કરાવવાની જેમની ઇચ્છા હોય, તે જુવાનો હૉટેલમાં જાય? નાટકમાં જાય? સીનેમામાં જાય? દુનિયાના બેકારોનાં દુઃખોની વાતો કરે અને નાટક–સીનેમામાં પૈસા ખર્ચે? એમ કરે તે સાચો છે કે ઉઠાઉગીર છે? દુનિયાનું ભલું કરવાની વાતો કરનાર, તમાશા જોવામાં નાણું કેમ જ ખર્ચે? જે બેકારીની વાતો કરે, બેકારોની દયાની વાતો કરે, તે એવામાં પૈસા બરબાદ કરે કે બેકારોનાં દુઃખો ટાળવામાં પૈસા વાપરે? બેકારી શાથી આવી? મોજમજાહ વિગેરેથી ને? જો ભાગ્યથી કહો, તો પછી ભાગ્યની શ્રદ્ધા સ્વીકારવી પડશે: અને એમ થાય તો તો એ સારૂં જ છે: કારણ કે–એ શ્રદ્ધા સ્વીકારવાથી અનેક પાપો આપોઆપ રોકાઇ જાય છે. બાકી જેને બેકારોની સાચેસાચ દયા આવતી હોય, તેણે તો ખરાબ માર્ગે પૈસા વાપરવાનું બંધ કરીને

બેકારો માટે વાપરવા જોઇએ ને? દુર્વ્યય થતો હોય, તો સદ્વ્યય કરવો જોઈએ ને? કે પછી સારાં કામોમાં વ્યય થતો જોઇને, એનો વિરોધ કરવા માટે જ બેકારીની વાતો કરવાનું સૂઝે છે? બેકારોની સાચી દયા હોય તે તમાશામાં નાણું બરબાદ કરે કે બેકારો વચ્ચે એ નાણુંથી અનુકંપા–દાન કરે?

**શ્રી વીતરાગ પરમાત્મા એ સાચા સ્વામી છે:**

આ તો વચલી વાત થઇ ગઇ. પાછા મૂળ વાત ઉપર આવીએ. સતીઓનાં ચરિત્રો વાંચ્યાં છે કે નહિ? સીતા, દમયન્તી વિગેરે સતીઓને માથે ધણી એક હતો. તમારે માથે કોઈ ધણી છે કે નહિ? આજના જુવાનીયાઓનું ધ્યેય કયું? રખડવું એ કે ઠેકાણે પડવું એ?

**સભા૦** ઠેકાણે પડવું એ.

ધ્યેય તો એ જ હોવું જોઈએ, પણ છે ક્યાં? ઠેકાણે પડવું–એ જો ધ્યેય હોય, તો ઠેકાણે પાડનાર માલીક જોઈશે ને? કયો માલીક ઠેકાણે પાડી શકે? ઠેકાણે પડેલો હોય તે. એવા માલીક કોણ? શ્રી વીતરાગ પરમાત્મા. એ ભવથી પાર પામેલા છે. તમે કહો છો કે–અમારે ઠેકાણે પડવું છે. ઠેકાણે પડવું છે, એનો અર્થ એ જ થાય કે–તમારે ભવથી પાર પામવું છે. પણ એ ધ્યેયને સિદ્ધ કરવું હોય, તો એ માટે શ્રી વીતરાગ પરમાત્મા રૂપ ધણીને સ્વીકારવા પડશે. ધણીને સ્વીકાર્યા પછી, ધણીની આજ્ઞા ન પાળે તે કેવા કહેવાય? નિમકહરામ. તમે કેવા છો?

સભા૦ એવા.

પેલા ત્રણ રાજકુમારોએ કહ્યું કે-' બાર મહિને અમે બાર લાખ દ્રમ્મ લઇએ છીએ, તો અમને આજ્ઞા ફરમાવો, કામ બતાવો. ' તેમ તમે શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા જાણવાનો વિચાર કે પ્રયત્ન કર્યો છે ? શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા ક્યાંથી જણાય ? સુસાધુ પાસેથી. સાધુઓ શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા કહેવાને માટે છે. તમે કદિ, શ્રી વીતરાગ પરમાત્માની શી આજ્ઞા છે, એમ પૂછતા સાધુઓની પાસે ગયા છો ? ત્યારે સાચા માલીક એ. એ માલીકને સ્વીકાર્યા વિના ઠેકાણું પડાય તેમ નથી. એ માલીકની આજ્ઞા જાણવાને માટે તમે શું કર્યું ? શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા જાણવાનો પ્રયત્ન કેટલો કર્યો ? જુવાનીયાઓએ કદિ બાપાને કે ભાઈને પૂછ્યું કે-શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા શી છે અગર તો ક્યાંથી જાણવી ? વૃદ્ધોએ પણ પોતાના છોકરાઓને તથા આશ્રિતો આદિને કદિ પૂછ્યું છે કે- ' શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા જાણવા માટે તમે શું કર્યું ?' કોઈ પણ દિવસ છોકરાઓને એમ કહ્યું કે- ' તમારા અને મારા ખરા સ્વામી શ્રી વીતરાગ અરિહંત !' ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામિજીએ પેલા પાંચસો તાપસોને શું કહ્યું હતું ? મારે માથે સ્વામી છે, તમારા પણ સ્વામી એ, એવું જણાવ્યું હતું ને ? તેમ તમે છોકરાઓને કહ્યું કે-' તમારા અને અમારા બાપ શ્રી વીતરાગ -અરિહંત : માટે ગુરૂની પાસે જઈને પૂછી આવો કે- એ મોટા બાપની આજ્ઞા શી છે ? '

સાચા સ્વામિને સ્વીકારી, સ્વામિની આજ્ઞાને જાણવાની સ્વયં મહેનત કરવી, સ્વામિની આજ્ઞાને જાણવાની બીજાઓને પણ સલાહ આપવી અને સ્વામિની આજ્ઞાને જાણી તેના અમલને માટે સજ્જ થવું, એ ત્રીજો ગુણ. આ કિંમતી જીન્દગી બરબાદ ન થાય, એ માટે આ ઉત્તમ રસ્તો છે. આ દ્વારા જુવાનીનો સુન્દર સદુપયોગ થઈ શકે તેમ છે.

**મોહ રૂપ દુશ્મનની સાથે સંયમ રૂપ તલ્વાર લઇને લડવાની શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા છે:**

હવે ચોથી વાત. ત્રીજામાં સ્વામિને સ્વીકારીને સ્વામિની આજ્ઞા જાણી, તેના અમલને માટે સજ્જ થવાની વાત હતી. ચોથી વાત અમલની. શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા માથે ચઢાવી એને હલાલ કરવાને તૈયાર થવું, એ આજ્ઞાનો અમલ કરવાને માટે પ્રયાણ કરવું, એ ચોથી વાત છે. પેલા ત્રણ રાજકુમારોએ રાજાને ઉત્સાહિત કરીને દૂત મોકલાવ્યો ને ? લડવા તૈયાર થયા ને ? તેમ જેનામાં જોમ હોય, તે શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાનો અમલ કરવામાં પાછો કેમ પડે ? ત્રણ રાજકુમારો માલીકના લૂણને હલાલ કરવાને માટે તૈયાર થઈ ગયા, પણ જેની સાથે લડવાનું છે તેણે તેમનું કાંઈક કર્યું છે. એ મંત્રિઓએ તેમનું સુન્દર સ્વાગત કર્યું હતું અને રાજાએ તાંબુલ આપ્યું હતું. એટલા એ ત્રણ ઉપકારી છે ને ? ઉત્તમ આત્માઓ છે, એટલે સ્વામિની આજ્ઞાનો અમલ કરવામાં ત્રણના ઉપકારને એ ભૂલ્યા

નહિ ! તેમ શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાનો અમલ કરતાં સહાયક, ઉપકારી પ્રત્યેની ફરજને ચૂકાય નહિ. જો કે–શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા જ એવી છે કે–કરેલા ઉપકારને ભૂલવો નહિ : પણ આ તો તમને સહેલાઇથી સમજાવવા : એટલે તે પૂરતું જ કહેવામાં આવ્યું છે. શ્રી વીતરાગ પરમાત્માની શી આજ્ઞા છે ? ખબર છે ? દુશ્મનની સાથે લડવાની આજ્ઞા છે : પણ કયા દુશ્મનની સાથે ? મોહ, એ અનાદિ કાળથી કેડે પડેલો દુશ્મન છે. એ દુશ્મન સાથે લડવાની શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા છે. શ્રી વીતરાગ પરમાત્માની એવી આજ્ઞા છે, એટલે વફાદાર સેવકો કમ્મર કસ્યા વિના, દુશ્મનની સામે તલ્વાર ખેંચ્યા વિના કેમ રહી શકે ? કયી તલ્વાર ખેંચવાની ? સંયમ રૂપ તલ્વાર. સંયમ રૂપ તલ્વારથી મોહ રૂપ દુશ્મનને હણવાનો. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનો અમલ કરવાને માટે ઉભા થયા, દૂત મોકલ્યો અને મોહ સામે લડવાને આવ્યો. મોહ અનેક રૂપે આવે. માબાપ વિગેરે રૂપે પણ મોહ આવે. મોહની સાથે લડતાં, જેણે ઉપકાર કર્યો હોય તેને પણ ભૂલાય નહિ. આજ્ઞાનો અમલ કરતાં બીજાને ગણવાના નહિ, આજ્ઞાથી પાછા પડવાનું કોઇ કહે તો તે ગણકારવાનું નહિ, એ તરફ જોવાનું નહિ, પણ માતા–પિતાદિએ પહેલાં ઉપકાર કર્યો છે : અને શ્રી વીતરાગ પરમાત્માની એ પણ આજ્ઞા છે કે–ઉપકારિના ઉપકારને ભૂલાય નહિ. પેલાઓએ પહેલાં જણાવ્યું, તેમ અહીં પણ ઉપકારિને જણાવે. ‘અત્યાર સુધી અમને

મોહે મુંઝવ્યા હતા. હવે અમે મોહની સાથે સંગ્રામ ખેલવાને તૈયાર થયા છીએ. મોહને હણવાને માટે આપનો પણ ત્યાગ કરીને સંયમની સાધના કરવાનું અમે નક્કી કર્યું છે. આપના અને અમારા સ્વામી શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ વર્તવાની અમારી ઈચ્છા છે. તમને ફાવે તેટલી મોહની સામગ્રી તમે ખડી કરી શકો છો. એ સામગ્રીમાં અમને મુંઝવી શકશો તો રાખી શકશો, નહિ તો અમે રવાના થશું.' શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ વર્તવાને ઈચ્છનાર માબાપ પણ તેમ કરે તો સારૂં, નહિ તો કહી શકાય છે કે-' તમારી પાસે હોય તેટલી અમને મુંઝવવાની સામગ્રી રજૂ કરો. જો એમાં મુંઝાઈશું તો આપના જ છીએ, નહિ તો માલીકની વફાદારી માટે આવ્યા છીએ.' શ્રી જિનેશ્વરદેવોની શિક્ષા, એ એવી તો વિવેકવતી છે કે-એમાં અનુચિત વર્તનને અવકાશ જ નથી. ત્યારે ઉપકાર કબૂલ રખાય, પણ સમજાવી દેવાય કે-' તમારા ઉપકારને વશ થઈને મારા આત્માનું નિકંદન ન કઢાય. સ્વામિની વફાદારીને ન તજાય.' પેલાઓએ વીરધવલને કહ્યું ને કે-' તમને મારવાને સમર્થ છીએ, પણ તમારા હાથનું એક બીડું લીધું છે-તે ઋણથી મૂક્ત થવાને માટે તમને જીવતા જવા દઈએ છીએ.' વીરધવલે કહ્યું હોત કે-'જો મારો ઉપકાર જાણતા હો, તો મારી પડખે રહો!' -તો ? તો કહેત કે-' તમારો ઉપકાર ન ભૂલાય, પણ તમે એમ ન જ કહી શકો કે-માલીકના લૂણને હરામ કરીને મારી પડખે ઉભા રહો!' તેમ માબાપે જન્મ

આપ્યો, પોષ્યા, મોટા કર્યા, એ સાચું-પણ એ માબાપની એવી બુદ્ધિ ન હોવી જોઇએ કે-' અમારા છોકરા અમારી આજ્ઞા ખાતર સ્વામિની આજ્ઞાને લાત મારનારા બને!' ત્રણ રાજકુમારોના કહેવડાવવાનો ભાવાર્થ શો હતો? એ જ ને કે-' છ લાખ દ્રમ્મથી જેટલા ચુનંદા સૈનિકો મળે તેટલા લાવજો, અમે લડીશું, હારીશું તો બેવફા નહિ કહેવાઇએ, પણ એમ ને એમ ઉપકાર ખાતર માલીકના લૂણને હરામ નહિ કરાય!' એ રીતિએ મોહની સામગ્રીમાં મુંઝાય તો વાત જૂદી છે, પણ માબાપે પોતાના ઉપકારને આગળ કરીને, શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાને લાત મારવાનું નહિ કહેવું જોઇએ: છતાં કદાચ માબાપની બુદ્ધિ બગડે અને એમ કહી જ દે, તોય શ્રી વીતરાગ પરમાત્માના સાચા સેવકથી એવી આજ્ઞા મનાય નહિ.

**ઔચિત્યને જાળવવાની પણ**
**શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છે:**

તમે કદિ બચ્ચાંને, તમારાં છોકરાંઓને, આશ્રિતોને એમ કહ્યું છે કે-' જો, અમારી આજ્ઞા માનવાની એ વાત સાચી, પણ એ આજ્ઞા જો શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાથી વિપરીત હોય તો ન માનવી. શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ તું વર્તવા ઇચ્છતો હો અને અમે ના પાડીએ, તો પણ તારે તો શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ જ વર્તવું.' આવું ન કહ્યું હોય, તો હવે કહી દ્યો. શ્રી વીતરાગ પરમાત્માનો સેવક

ઔચિત્યને ભૂલે નહિ અને આજ્ઞાને ચૂકે નહિ. ઔચિત્ય જાળવે, પણ આજ્ઞાને વેગળી મૂકે નહિ. ઔચિત્ય જાળવવાની પણ શ્રી વીતરાગ પરમાત્માની જ આજ્ઞા છે. માતા-પિતાદિ ઉપકારી છે, તેમને પૂછવું જોઈએ, તેમને મનાવવાની મહેનત કરવી જોઇએ, માને તો ઘણું ઉત્તમ, પણ ન જ માને તો તેમની મોહાધીનતાને વશ બની, મોહ સામે લડવા જવાની વાતને પડતી ન મૂકાય.

**ઉપસંહાર : આ ચાર ગુણો કેળવે**
**તેની જુવાની અને જીંદગી સફળ :**

આ રીતિએ વર્તવાની તાકાત છે કે ફોગટના જુવાનીને ભારે મારો છો ? યુવાવસ્થાનો સદુપયોગ કરવાને માટે આજે ચાર ગુણો દર્શાવ્યા. કયા ?

૧-અવસરે ધર્મને સાચવવાને માટે દુનિયાના પદાર્થોને તજવાની તૈયારી,

૨-આફતમાં અદીનતા,

૩-સાચા માલીકનો સ્વીકાર કરીને તે માલીકની આજ્ઞા સમજી, એનો અમલ કરવાની તૈયારી અને-

૪-છેલ્લે અમલ. અમલ કરતાં પણ ઔચિત્યને ચૂકવાનું નહિ.

આ ચાર ગુણો ક્યારે આવશે ? જ્યારે સ્વતન્ત્રતાના નામે જે સ્વચ્છન્દતા સેવાઈ રહી છે તેને છોડવા અને તારક પરતન્ત્રતા સ્વીકારવા તૈયાર થશો.

ત્યારે ! કલ્યાણને ચાહતા હો અને યુવાનીને સુન્દર પ્રકારે સફલ બનાવવા ઈચ્છતા હો, તો અહીં આજના કેટલાકોની જેમ સ્વતન્ત્ર બનતા નહિ આવો, પણ સુદેવ, સુગુરૂ અને સુધર્મને પરતન્ત્ર બનીને આવો અગર પરતન્ત્ર બનવા માટે આવો ! સુદેવ, સુગુરૂ અને સુધર્મને પરતન્ત્ર બનીને ધર્મસ્થાનોમાં આવતા થશો, તો આ ચારેય ગુણો તમારામાં જરૂર પ્રગટશે. જે સુદેવ–સુગુરૂ–સુધર્મને પરતન્ત્ર હોય, તેનામાં આ ચાર ગુણો જરૂર આવે. એ સમજે કે–'આ દુનિયાના પદાર્થો મારા નથી : રાખ્યા રહેવાના નથી : કાં એ જવાના, કાં મારે એને મૂકીને જવાનું : એવા નાશવંત પદાર્થોમાં મુંઝાઇને મારે મારા ધર્મને ચૂકવો જોઇએ નહિ. વડિલની બુદ્ધિ બગડી હોય અગર ગમે તે કારણ હોય, એ જો આપવાને ન ઇચ્છતા હોય, તો મારે ન જોઇએ. એવા પદાર્થો પુણ્ય વિના મળતા નથી. મારૂં પુણ્ય હોત તો મને જરૂર મળત. મારે માથે આફત આવી છે, તો મારે અવસરજોગ ઉચિત નમ્રતા કેળવવી જોઇએ. મદનો ત્યાગ કરવો જોઇએ. ભાગ્ય ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ. ગમ ખાવાની તાકાત કેળવવી જોઇએ. કોઈ આપણને ન આપે, કોઈ આપણને ન સંઘરે, તો માનવું જોઇએ કે–એ આપણા પૂર્વે કરેલા દુષ્કર્મનો દોષ છે. આ બધા પદાર્થો મેળવવા, ભોગવવા, કાજી બનવું, પાજી બનવું, એ બધી પુદ્ગલની બાજી છે. આત્માને એની સાથે કાંઇ લાગતું–વળગતું નથી.' આમ સમજીને દુનિયાની ગમે તેવી આફત આવે, ત્યારે પણ સમતામાં રહેવું જોઇએ. એવા વખતે મુંઝાઇને

પ્રસન્નતા ખોવી ન જોઇએ. શ્રી વીતરાગ પરમાત્મા એ જ સાચા માલીક છે : કેમકે–તે પૂર્ણ છે, ખામી વિનાના છે. આપણે ખામીવાળા છીએ, માટે આપણે એ તારકને માલીક તરીકે સ્વીકારવા જોઇએ. એ તારકને માલીક તરીકે સ્વીકારીને એમની આજ્ઞાને જાણવા માટે ઉત્સુક બનવું જોઇએ. આજ્ઞાને જાણ્યા પછી, એનો અમલ કરવાને સજ્જ બનવું જોઈએ. અમલ કરવાને સજ્જ બન્યા પછી, અમલ કરવામાં ભૂલ ન થઈ જાય તેની કાળજી રાખવી જોઇએ. કેવલ આત્મકલ્યાણ નિમિત્તે ચાલી નીકળતાં પહેલાં, ઉપકારિના ઉપકારને પણ યાદ કરવો જોઇએ. શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ માતા–પિતાદિનો ત્યાગ થઈ શકે, પણ એમના ઉપકારને ભૂલાય નહિ. અર્થાત્–ઔચિત્ય જરૂર જાળવવું જોઇએ. ઔચિત્ય જાળવવાની પણ શ્રી વીતરાગ પરમાત્માની જ આજ્ઞા છે. એ રીતિએ ઔચિત્ય જાળવીને મોહ રૂપી દુશ્મનની સામે યુદ્ધ ખેલી લેવાની આજ્ઞાનો અમલ કરવાને નીકળવું અને પ્રાણાન્ત કષ્ટ આવે તો પણ મોહ રૂપી દુશ્મનને હરાવ્યા સિવાય પાછા ફરવું નહિ. માલીકની આજ્ઞાનો અમલ કરવામાં સર્વ સત્ત્વનો ઉપયોગ કરી દેવો. જેનામાં આ ચાર ગુણોમાંનો એક પણ ગુણ નથી, એ ગુણો મેળવવાની મહેનત નથી, એ ગુણો પ્રાપ્ત થાય એવી ઇચ્છાય નથી, તે નામના યુવાન છે, માયકાંગલા છે. સ્વાર્થને માટે તો ઘણાય મર્યા, પણ એની કિંમત નહિ. એ જુવાની અને જીંદગી એળે ગઈ કહેવાય. આ ચાર ગુણો આવે, તો યુવાની સારામાં સારી રીતિએ સફળ થઈ એમ ગણાય.

આ ચાર ગુણોને પ્રાપ્ત કરવા, એ યુવાનીનો સારામાં સારો સદુપયોગ છે. આજના જુવાનોએ જો પોતાની યુવાવસ્થાનો સદુપયોગ કરવો હોય, તો આ ગુણો કેળવવા તૈયાર થવું પડશે: અને એ માટે સુદેવ, સુગુરૂ અને સુધર્મની આધીનતા સ્વીકારવી પડશે. બુઢ્ઢાઓએ યુવાનોને સાચી સલાહ આપવી જોઇએ અને બાળકોમાં શુભ સંસ્કારો પડે એની કાળજી રાખવી જોઇએ. જે આ રીતિએ ચાર ગુણોને પામશે તે તરશે. એ ચાર ગુણોને સૌ કોઈ પામો અને સંસારથી મૂકાઈ મોક્ષસુખને ભોગવનારા બનો, એ જ એક શુભેચ્છા.

  



# સદાચાર

: સભા બોલાવનાર :

શ્રી જૈન શ્વે. મૂર્તિપૂ. સંઘ, ઘાટકોપર-મુંબઈ

: સભાસ્થલ :

શ્રી જૈન ઉપાશ્રય, ઘાટકોપર (મુંબઈ)

: દિવસ :

રવિવાર, તારીખ ૩૧ : મે : સને ૧૯૩૬



**સદાચાર વિના—' જીવનની શાંતિ, મરણની સમાધિ, આગામી ભવની સુન્દરતા અને સિદ્ધિપદની સાધના '—એ શક્ય જ નથી :**

**આ** જગતમાં સૌ કોઈ સંપૂર્ણ સુખના અભિલાષી છે, એ મતભેદ વિનાની વાત છે: અને એ સંપૂર્ણ, શાશ્વત તથા દુ:ખના લેશ વિનાના સુખની સાધના સદાચાર વિના શક્ય નથી, એમ તત્ત્વવેદી મહાપુરૂષો ફરમાવે છે. એકલી સંપૂર્ણ સુખની સાધના જ સદાચાર વિના શક્ય નથી એમ નહિ, પણ આ દુનિયાની પણ કોઈ ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ, સદાચાર વિના શક્ય નથી.

જીવનની શાન્તિ, મરણની સમાધિ, આગામી ભવની સુન્દરતા અને યાવત્ સિદ્ધિપદની સાધના, સદાચારથી જ શકય છે. સદાચાર વિના કોઈ જીવનની સાચી શાન્તિ પામી શકયું નથી અને પામી શકશે પણ નહિ. સદાચાર વિના કોઇ મરણની સમાધિ મેળવી શકયું નથી અને મેળવી શકશે પણ નહિ. સદાચાર વિના કોઇ આગામી ભવની સુન્દરતા પ્રાપ્ત કરી શકયું નથી અને કરી શકશે પણ નહિ. સદાચાર વિના સિદ્ધિપદની સાધના કોઇ સિદ્ધ કરી શકયું નથી અને કરી શકશે પણ નહિ. જીવનની શાન્તિ, મરણની સમાધિ, આગામી ભવની સુન્દરતા અને સિદ્ધિપદની સાધના, કોઇએ પણ સદાચાર વિના સિદ્ધ કરી નથી અને સદાચાર વિના કોઇ સિદ્ધ કરી શકશે પણ નહિ. આથી વર્તમાનમાં અનાચારી સુખી દેખાતો હોય, છતાં પણ વસ્તુતઃ એ સુખી નથી પણ દુઃખી છે : અને સદાચારી દુઃખી દેખાતો હોય, તો પણ વસ્તુતઃ એ દુઃખી નથી પણ સુખી છે. આ વસ્તુ એટલી બધી સ્પષ્ટ છે કે-શુદ્ધ વિચારકને સહજમાં સમજાય તેમ છે. સદાચાર વિના જીવતાં શાન્તિ મળે, મરતાં સમાધિ ટકે, પરલોક સારો નિવડે અને સંપૂર્ણ સુખ મળે, એવું કોઈ પણ શુદ્ધ વિચારકથી બોલાય તેમ નથી. પછી કોઇ પાપથી નિર્ભય અને દુનિયાદારીનો નફ્ફટ એમ કહે કે-'સદાચાર વિના જીવનની શાન્તિ, મરણની સમાધિ, પરલોકની સુન્દરતા અને સિદ્ધિપદની સાધના શકય છે'-તો એની કિંમત ન ગણાય. બાકી કોઇને પણ-જીવનની શાન્તિ, મરણની સમાધિ, પરલોકની સુન્દરતા અને

સિદ્ધિગતિ–સદાચાર વિના મળી નથી અને મળશે પણ નહિ, એમ જ્ઞાનિઓ ફરમાવે છે: કારણ કે–જેવું સાધન હોય તેવું સાધ્ય સધાય. સાધન ઉંધું હોય અને સાધ્ય સીધું સધાય, એ બને જ નહિ.

**આજનો પ્રયત્ન:**

આ વાત આટલી બધી સીધી હોવા છતાં પણ, સદાચાર પ્રત્યે જેવો જોઇએ તેવો સદ્‌ભાવ કેમ દેખાતો નથી? સદાચારી બનવાની જેવી જોઇએ તેવી અભિલાષા કેમ જણાતી નથી? અને જીવનને સદાચારમય બનાવવા માટેનો જેવો જોઇએ તેવો પ્રયત્ન પણ કેમ થતો નથી? દુનિયાના જીવોમાં, સદાચાર પ્રત્યેનો વાસ્તવિક સદ્‌ભાવ અને સદાચારી બનવાનો ઉત્તમ અભિલાષ સારી રીતિએ જાગૃત થાય, એ માટે શાણાઓએ પ્રયત્ન કરવો જોઇએ. એ માટેનો જ આ પણ એક પ્રયત્ન છે. કોઇ પણ આત્મા–'જીવનમાં સદાચારની જરૂર શી છે'–એ સમજે, સદાચારી બનવાનું નિશ્ચિત કરે અને 'સદાચાર વિના સંપૂર્ણ સુખની પ્રાપ્તિની અભિલાષા આકાશકુસુમ જેવી છે, સદાચાર વિના પરલોક સુધરવાનો નથી અને સદાચાર વિના મરતાં સમાધિ મળવાની નથી તેમ જ જીવતાં શાન્તિ મળવાની નથી.'–એ બધી બાબતોનો યોગ્ય આત્માઓને ખ્યાલ આવે, એ માટે આજનો આ પ્રયત્ન છે.

**સદાચારની વ્યાપકતા:**

કોણ કહેશે કે–'મારે જીવનમાં સુખશાન્તિ નથી જોઇતી?' કોણ કહેશે કે–'મરતાં સમાધિ જોઈતી નથી?'

કોણ કહેશે કે-'મારો આવતો ભવ સુંદર બને એવી મારી ઇચ્છા નથી?' અને કોણુ કહેશે કે-'સંપૂર્ણ સુખના સ્થાનને પામવાની મને અભિલાષા નથી?' જીવનમાં સુખ મેળવવાને માટે તો દુનિયાના જીવો તરફડીયાં મારી રહ્યા છે. મરતી વખતે શાંતિ ટકી રહે, મુંઝવણુ ન થાય, એવી કોને ઇચ્છા નથી? ભાવિ સુખની ઝંખના ક્યાં ઓછી છે? અને દુનિયાના જીવો સંપૂર્ણ સુખના અભિલાષી નથી, એમ પણુ નથી. એ અભિલાષા સિદ્ધ કરવાને માટે સાધન તો જોઇશે ને? યોગ્ય સાધન વિના એ અભિલાષા સિદ્ધ નહિ થાય. જ્ઞાનિઓએ એ સાધન તરીકે સદાચારને દર્શાવેલ છે. અમૂક વસ્તુને માટે જ સદાચાર જરૂરી છે એમ નહિ, પણુ બધી જ ઉત્તમ વસ્તુઓને માટે સદાચાર જરૂરી છે. એવી એની વ્યાપકતા છે. કોઈ પણુ ઉત્તમ કાર્યમાં સદાચાર આવશ્યક છે. આથી જ જ્ઞાનિઓએ હરેક ઉત્તમ વસ્તુની સાધનાના સાધનમાં સદાચારને યોજ્યો છે.

**વિશ્વાસ કેળવાઈ જવો જોઇએ :**

હરેક આત્મા ભલેને પોતાની ભૂમિકા મુજબ જ સદાચારને આચરી શકે, પણુ-'સદાચાર વિના ચાલે જ નહિ'-એ વસ્તુ બરાબર સમજાઇ જવી જોઇએ. જીવનની શાન્તિ, મરણુની સમાધિ, પરલોકની સુંદરતા અને સંપૂર્ણ સુખની પ્રાપ્તિ-એ સદાચાર વિના શક્ય નથી, એમ સમજાઈ જવું જોઇએ. એ વિશ્વાસ કેળવાઈ જવો જોઇએ. એવો વિશ્વાસ ન કેળવાય, ત્યાં સુધી આત્મા સદાચાર તરફ જેવો ઢળવો જોઈએ તેવો ઢળે નહિ. આથી સૌથી

પહેલી વાત તો એ છે કે–સદાચારી બનવાની અભિરૂચિ પ્રગટવી જોઈએ. ' જીવનની શાંતિ, મરણની સમાધિ, પરલોકની સુન્દરતા અને અન્તે મોક્ષ, આના વિના મળે તેમ છે જ નહિ. '–એ વિશ્વાસ જ્યાં સુધી ન પ્રગટે, ત્યાં સુધી સદાચારી બનવાનો યથાયોગ્ય પ્રયત્ન થાય પણ નહિ અને જે કાંઈ થોડો–ઘણો પ્રયત્ન થાય, તે જેવો ફળવો જોઇએ તેવો ફળે પણ નહિ.

**આર્યદેશની વિશિષ્ટતા :**

આ આર્યદેશમાં ઉત્પન્ન થયેલાઓને સદાચારની ઉત્તમતા સમજાવવી પડે, સદાચાર જરૂરી છે–એમ કહેવું પડે, સદાચારનો સામાન્ય પણ સારો ખ્યાલ આ આર્યદેશને પામેલાને ન હોય, એનો અર્થ એ કે–આર્યદેશ મળ્યો ખરો, પણ એની પ્રાપ્તિના યોગે આત્મા ઉપર જે અસર થવી જોઈતી હતી, તે થઈ નહિ. અમૂક અમૂક ગુણોને માટે તો આર્યદેશે ઈજારો રાખ્યો છે, એમ કહેવાય. આ તે આર્યદેશ છે, કે જે દેશમાં અનેકાનેક ઉત્તમ આત્માઓ જન્મ્યા છે, અનેકાનેક આત્માઓએ જીવનની સાધના સુન્દર પ્રકારે સાધી છે અને ઉત્તમ પ્રકારના સિદ્ધાન્તો પ્રરૂપ્યા છે. આવા દેશની હવા સદાચારમય હોય અને એથી જ આર્યદેશનું ઉત્તમ વાતાવરણ ભૂંસ્યું ભૂંસાય નહિ તેવું હોય. આમ છતાં પણ, એ હવા અને એ વાતાવરણની જો આર્યદેશમાં જન્મેલાઓને ઝાંખી ન થાય, તો સમજવું પડે કે–આર્યદેશની પ્રાપ્તિ જેટલું પુણ્ય મળ્યું, પણ આર્યદેશની સાચી અસર અનુભવવા જેટલું પુણ્ય મળ્યું નહિ.

## આર્યદેશમાં પુનઃ સદાચારનું વાતાવરણ ક્યારે ફેલાય?

આ આર્યદેશ મળે એટલું પુણ્ય મળ્યું એથી કૃતાર્થ થઈ ગયા, એમ કહેવાય? આર્યદેશ મળ્યો એ પુણ્યોદય, પણ આર્યદેશની વાસ્તવિક હવા અનુભવવા ન મળી, એ ખામી ખરી ને? એ ખામી ટળે અને હવે પણ જો ઉત્તમતા મળે, તોય આર્યદેશની પ્રાપ્તિ થઈ તે ફળે. જન્મતાંની સાથે જ જે સદાચાર મળવો જોઇતો હતો તે ન મળ્યો, એ પૂર્વની ઉત્તમ કાર્યવાહી કરતાં રહેલી કચાશ ખરી ને? અને એ કચાશ આ ભવમાં પણ રહી જાય તો? દરેકે નક્કી કરવું જોઈએ કે-હવે એ કચાશ નથી રહેવા દેવી. ભૂતકાળમાં ખામી રહી ગઈ, એમ અનુભવ કહે છે : કારણ કે-જન્મતાં આ આર્યદેશ સાથે જે ઉત્તમ વાતાવરણ મળવું જોઈતું હતું તે મળ્યું નહિ! હવે આ કાળમાં એ ખામી નથી રહેવા દેવી, એમ આત્મા કહે છે? હવે ખામી નથી રહેવા દેવી, યોગ્યતા કેળવવી જ છે,-આટલો જો નિશ્ચય થઈ જાય, તો જ્ઞાનિઓ જેને સદાચાર કહે છે, તેના તરફ અરૂચિ ન રહે પણ સદાચાર રૂચે અને એને જીવનમાં ઉતારવાના પ્રયત્નો પણ થાય. જીવનને સુન્દર બનાવવાની આજના કાળમાં લભ્ય એવી લગભગ બધી જ સામગ્રી, ઓછા-વધતા પ્રમાણમાં પણ, તમારી પાસે છે ને?

**સભા૦** એ તો છે!

ત્યારે માત્ર રૂચિ જાગી જવી જોઇએ. સામગ્રી છે

અને રૂચિ પ્રગટે, એટલે સદાચાર છેટો નથી. એ થાય તો આ આર્યદેશમાં તમારા સૌના વર્તુલમાં પણ પુનઃ સદાચારની હવા અને સદાચારનું વાતાવરણ ફેલાય.

### સદાચારી બનવા માટે વાતોડીયા મટી પ્રયત્નશીલ બની જવું જોઈએ :

જો કે–કોઈ મોંઢે કહી શકે તેમ નથી કે–' સદાચારની મને રૂચિ નથી. ' આજની દુનિયામાં પણ એમ કહેવું કે–' સદાચાર મને ગમતો નથી. '–એ એક પ્રકારે ગૂન્હો છે. ' સદાચાર નથી ગમતો, તો અનાચાર ગમે છે ? '–આ પ્રશ્નના ઉત્તરમાં ' હા ' કહેનારની વૃત્તિનો તો આજની મધ્યમમાર્ગી દુનિયા પણ તિરસ્કાર કરશે. જાહેરમાં પ્રાયઃ કોઈથી એમ નહિ બોલાય કે–' મને અનાચાર ગમે છે. ' એવું બોલનારા શહેરમાં ન ફરી શકે : કારણ કે–એમને છૂટા ફરવા દેવામાં સલામતી કોની ? ત્યારે અનાચારમાં રાચનારાઓ પણ–' સદાચાર અમને ગમતો નથી : અમને અનાચાર પસંદ છે. '–એમ જાહેરમાં કહી શકે તેમ નથી. ' સદાચાર જરૂરી છે '–એનું આ પણ મોટું પ્રમાણપત્ર જ છે ! સદાચારની એ કમ વિશિષ્ટતા નથી કે–અનાચારિથી પણ–' સદાચાર ખોટો કે ભૂંડો '–એમ જાહેરમાં આબરૂભેર બોલી શકાતું નથી. સીધી રીતિએ સદાચાર સામે, ગમે તેવા અનાચારિથી પણ લાલ આંખ થઈ શકતી નથી. ભલે સદાચાર અને અનાચારના વાસ્તવિક અર્થને ન સમજે, સદાચાર અને અનાચારનો જોઈએ તેવો ખ્યાલ ન હોય, છતાં

કોઈ પણ માણસને પૂછો, સદાચારને તે સારો કહેશે પણ ભૂંડો નહિ કહે! લગભગ દરેક સમજુને સદાચાર સારો છે અને અનાચાર ભૂંડો છે, એટલો ખ્યાલ નથી એમ નહિ. સદાચારને જીવનમાં કેળવવો એ જરૂરી છે અને સદાચારને જીવનમાં કેળવી શકાય એવી સામગ્રી પણ મોજૂદ છે, ત્યારે વાંધો ક્યાં છે? ખામી પ્રયત્નની છે. સદાચારને જીવનમાં કેળવવો હશે, તો સામર્થ્ય કેળવવું પડશે અને વાતોડીયા મટી પ્રયત્નશીલ બનવું પડશે.

**સદાચારના અસંખ્ય ભેદો :**

સદાચારનું ઓઘદૃષ્ટિએ લક્ષણ બાંધવું હોય, તો કયું બંધાય? એ માટે, જ્ઞાનિઓએ સદાચારની જે વ્યાપક વ્યાખ્યા બાંધી છે તે લેવી પડે. સદાચારની શિખામણ દેવી હોય તો કયી શિખામણ દેવી, કે જેથી એમાં બધા પ્રકારના સદાચારોનો એક યા બીજી રીતિએ સમાવેશ થઈ જાય, એનો આપણે પહેલાં વિચાર કરીશું. આમ તો સદાચાર ભિન્ન ભિન્ન રૂપે રહેલો છે. વ્યક્તિની કે વસ્તુની અપેક્ષાએ ભેદ પાડવા જાવ, તો સદાચારના અસંખ્ય ભેદો પડે. ભેદ અસંખ્ય અને આયુષ્યની ક્ષણો મર્યાદિત, એટલે સદાચારના સઘળા જ ભેદોનું વર્ણન તો અનન્તજ્ઞાની પણ કરી શકે તેમ નથી: જાણવા છતાં પણ! ત્યારે સદાચારની એવી વ્યાખ્યા બાંધવી જોઇએ, કે જેમાં કોઈ પણ સુજ્ઞથી આનાકાની કરી શકાય નહિ અને એક પણ પ્રકારનો સદાચાર એ વ્યાખ્યામાંથી બાકાત રહેવા પામે નહિ.

### સદાચારની સુંદર વ્યાખ્યા :

સદાચાર, એ ધર્મનું સર્વસ્વ છે. મોક્ષમાર્ગનું સર્વસ્વ સમ્યક્ આચાર છે, એમ જ્ઞાનિઓ ફરમાવે છે. એવા સદાચારની જાણે વ્યાખ્યા જ બાંધતા હોય, તેમ એક કવિ ફરમાવે છે કે—

" श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ १ ॥ "

ધર્મના સર્વસ્વને સાંભળો. ધર્મના સર્વસ્વને સાંભળીને કરવાનું શું ? કહે છે કે-ધર્મના સર્વસ્વને સાંભળો અને સાંભળીને હૃદયમાં અવધારો ! શું ? પોતાના આત્માને જે પ્રતિકૂળ હોય, પોતાને જે પ્રતિકૂળ હોય, તે બીજાઓ પ્રત્યે આચરવું નહિ. કોણ કહેશે કે—સદાચારની આ સુંદર વ્યાખ્યા નથી ?

### પર પ્રતિ પ્રતિકૂળ આચરવું નહિ :

આ વ્યાખ્યાને એના વાસ્તવિક રૂપમાં સમજવાને માટે વિવેકને અવકાશ છે : એ સમજાવવાને માટે વિવેચનની જરૂર છે : પણ સદાચારનું આ સુંદર સ્વરૂપ છે, એ શંકા વિનાની વાત છે. સદાચારની આ વ્યાખ્યામાંથી એક પણ સદાચાર બાકી રહેતો નથી. પોતાના આત્માને જે જે દુઃખ રૂપ લાગતું હોય, અનિષ્ટ લાગતું હોય, તે બીજા કોઈ પણ પ્રત્યે આચરવું નહિ. કહો, આમાં શું બાકી રહે છે ? કશું જ નહિ. આપણને શું શું પ્રતિકૂળ છે, તેની તો તમને ખબર છે ને ?

સભા૦ જ્ઞાનિઓએ પ્રતિકૂળ કહ્યું તે તેમ લાગવું જોઇએ ને ?

આ એ વાત નથી. પરિણામે જે પ્રતિકૂળ હશે, તે અજ્ઞાનથી કદાચ અનુકૂળ પણ લાગશે: પણ આ તો વર્તમાનમાં પ્રતિકૂળ લાગે એની વાત છે. પોતાને માટે જે જે પ્રતિકૂળ લાગે, તે તે બીજા કોઈ પ્રત્યે પણ આચરવું નહિ, એ ઉત્તમમાં ઉત્તમ કોટિનો સદાચાર છે. સામાન્ય બુદ્ધિવાળા આત્માઓ પણ સદાચારને સામાન્યત: સમજી શકે, એ માટે ટૂંકી ટૂંકી વાતો જ્ઞાનિઓના કથન મુજબ આપણે જરૂર કરીશું, પણ અત્યારે આપણે એ નક્કી કરવું છે કે–સદાચારની વ્યાપક વ્યાખ્યા આ છે.

**ઉંચામાં ઉંચો આદર્શ :**

'આપણને જે પ્રતિકૂળ, તે બીજાઓ પ્રત્યે આચરવું નહિ.'–આ વાતમાં કવિએ પોતાના અનુભવનો સાર રજૂ કર્યો છે. સદાચારનો આ નીચોવી આપેલો અર્ક છે. એવા સદાચારી આત્માઓને માટે કહી શકાય કે–એમની હથેલીમાં મોક્ષ છે. એવા આત્માઓ આ દુનિયામાં જો રહે, તો તે જાણે દુનિયાના જીવોના ભલાને માટે રહે છે એમ કહેવાય. એમને દુનિયાની સાથે, દુનિયાદારીની સાથે, કાંઈ લાગતું–વળગતું નથી. સદાચારની સૌથી ઉંચી કક્ષા આ છે. કોઈ પણ જીવ પ્રત્યે પોતાને પ્રતિકૂળ આચરવું નહિ. તમારી આંખ સામે આદર્શ તરીકે આ સદાચાર રહેવો જોઇએ. આ વસ્તુને સર્વાંશે જીવનમાં ઉતારવી એ સહેલું નથી, પણ આદર્શ ઉંચામાં ઉંચો જ રાખવો જોઇએ. એટલું જ નહિ, પણ ઉચ્ચ આદર્શ

રાખીને, એ આદર્શને પહોંચી વળવા માટેના યોગ્ય પ્રયત્નો કરવા જોઇએ.

**વિચારહીનતા :**

એ શું ઓછા દુઃખની બીના છે કે–તમને શું પ્રતિકૂળ છે અને શું પ્રતિકૂળ નથી, એનો પણ તમે બરાબર ક્યાસ કાઢી શકતા નથી ? તમને શું શું પ્રતિકૂળ છે, એનો સર્વથા ખ્યાલ તમને નથી એમ નહિ, પણ એકાન્તે બેસી, અનુકૂળનો અને પ્રતિકૂળનો વસ્તુતઃ વિચાર જ કર્યો નથી. કેટલાકો એવા કામચલાઉ લોક બની ગયા છે કે–જે વખતે જે પ્રતિકૂળ લાગે, તેનાથી બચવાનો પ્રયત્ન કરે, પણ પ્રતિકૂળ શું, પ્રતિકૂળ શાથી, બીજા પ્રત્યે પ્રતિકૂળ ન આચરવું, કારણ કે–આપણને ન ગમે તે બીજાને કેમ ગમે ?–એ વિચાર નહિ. જો કે–બને જ નહિ અને શકય જ નથી, પણ ધારો કે–કોઇ એવી વ્યક્તિ આવી, કે જે એમ કહે કે–' તમારી પ્રતિકૂળતાઓ બોલવા માંડો : હું તે સઘળીને ટાળવાને માટે આવ્યો છું. '–તો તમે એ વખતે શો જવાબ દેશો ? તે વખતે કહેશો કે–ગણવા જઈએ ? ના પાડશો કે–અમે ગણી નથી, માટે રહેવા દો ? કોઈ કે એવી ટેલ પાડી તો શો જવાબ દેશો ? જો કે–એમ બનવાનું નથી, પણ આ ઉપરથી તમે, પ્રતિકૂળતા સમજી તેનાથી બચવાની કેટલી બેકાળજી છે, એ વાતને ઘણી જ સહેલાઈથી સમજી શકયા હશો.

**પ્રતિકૂળ-અપ્રતિકૂળની સમજ :**

છતાં તમને તમારી પ્રતિકૂળતા માત્રની ખબર નથી

એમ નહિ. જ્યારે કેટલાક પોતાનાં કે પારકાં દુઃખો રોવા બેસે છે, ત્યારે સાંભળી લો. એ બધાં પ્રતિકૂળતાનાં પ્રમાણો જ છે ને? કયી વસ્તુના સદ્‌ભાવથી દુઃખ, કયી વસ્તુના અસદ્‌ભાવથી દુઃખ, કયી વસ્તુના સંયોગમાં સુખ અને કયી વસ્તુના વિયોગમાં સુખ? દુઃખ એ પ્રતિકૂળતા. વિચાર કરો તો યાદ આવવા માંડે કે-અમૂક વસ્તુ મળે તો દુઃખ અને અમૂક વસ્તુ ન મળે તો દુઃખ: અમૂક આવે તો દુઃખ અને અમૂક જાય તો દુઃખ. દુનિયાના માણસો તમારી જોડે કેમ વર્તે તો સુખ અને કેમ વર્તે તો દુઃખ? એ જ રીતિએ તમારા પાડોશી, સ્નેહી, સંબંધી, સ્વજનાદિ માટે વિચારો. જે રીતિએ એ લોકો વર્તે તો દુઃખ થાય, એ પ્રતિકૂળતા કહેવાય. જો વિચાર કરવામાં આવે તો ખ્યાલ આવ્યા વિના રહે નહિ કે-'આ પ્રતિકૂળ અને આ અપ્રતિકૂળ.' પણ એ સમજીને કરવાનું શું? આત્મા પોતાને માટે જે પ્રતિકૂળ સમજે, તે બીજા માટે ન આચરે એ! સંપૂર્ણ સમજે તે સંપૂર્ણ આદરે અને અધુરૂં સમજે તે અધુરૂં આદરે, પણ કોઈ શક્તિને ગોપવે નહિ!

**સદાચારને દેશવટો દેનારી માન્યતા:**

તમને પ્રતિકૂળતાની ખબર જ નથી, એમ તમે કહી શકો તેમ નથી: કારણ કે-ઘણાઓ ઘણા પ્રસંગોએ રોદણાં રડ્યા હશે. બીજાના પાસે નહિ તો છેવટ એકાન્તમાં ઘણી વાર મુંઝાયા હશે, ઘણી વાર ચીડાયા હશે. પણ વાત એ છે કે-જ્યાં પોતાની પ્રતિકૂળતા ગઈ, એટલે પારકાની ચિન્તા પ્રાયઃ રહેતી નથી. પોતાની

પ્રતિકૂળતા ટાળવા માટે મહેનત કરતાં પણ, પારકાની પ્રતિકૂળતાનો પ્રાયઃ ખ્યાલ રહેતો નથી. આપણું દુઃખ મટું અગર જતું હોય, તો પછી દુનિયાનું ગમે તે થાવ, એ માન્યતાએ સદાચારને દેશવટો દીધો છે અને અનાચારને આમંત્રણ આપ્યું છે. આપણી પ્રતિકૂળતા ગઈ અને આપણને અનુકૂળતા મળી, એટલે બધે એમ છે, એવી કેટલાકોની માન્યતા છે. એવાઓ સદાચારથી છેટા રહે તથા અનાચારમાં આગળ વધે, એ સ્વાભાવિક છે: માટે જ્ઞાનિઓએ સદાચારની એવી વ્યાખ્યા બાંધી કે–' પોતાને માટે જે પ્રતિકૂળ લાગે, તે બીજા પ્રત્યે આચરવું નહિ. '

## પ્રતિકૂળતાના વૈરિપણાની સાથેનું પૌદ્‌ગલિક અનુકૂળતાનું અર્થિપણું :

આવી સર્વમાન્ય વાત પણ ક્ષુદ્ર હૈયાના આત્માઓને પસંદ ન પણ પડે : કારણ કે–આજનાઓ પ્રતિકૂળતાના વૈરી છે અને અનુકૂળતાના પ્રેમી છે. પ્રતિકૂળતાનું વૈરિપણું એકલું હોત, તો આમ આનાચાર ન આવત. વસ્તુતઃ તો અનુકૂળતાના અર્થિપણાના યોગે જીવનમાં અનાચાર આવ્યા છે. પ્રતિકૂળતાના વૈરી હોવાથી, જ્ઞાનિની આજ્ઞા મુજબ જેઓ અનુકૂળતાના વૈરી બન્યા, તે તો તરી ગયા. પ્રતિકૂળતાનું વૈરિપણું એટલે અમારૂં ભૂંડું જાવ એ વાત છે, પણ અનુકૂળતાનું અર્થિપણું એટલે તો દુનિયાનું ગમે તે થાવ, પણ મારૂં સધાવ એ વૃત્તિ છે. એમાં એ ભાવના હોય છે કે–બીજાને ગમે તેટલી પ્રતિકૂળતા થાય તેની ચિન્તા નહિ, પણ મને અનુકૂળતા મળવી જોઇએ !

**માત્ર પ્રતિકૂળતાનું જ વૈરિપણું હોત, તો તો પાપ કાર્યવાહિઓથી બચાત :**

અત્યાર સુધીમાં, સદાચારની વ્યાખ્યા અને એ સદાચાર આવે ક્યારે ?–આ બે વસ્તુઓ સ્પષ્ટ થઇ ગઈ. સદાચારની વ્યાખ્યા કરતાં કહ્યું કે–'આપણને જે પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે આચરવું નહિ.' એ સદાચારને ઝીલી કોણ શકે ? જે પ્રતિકૂળતાના વૈરી ભલે હોય, પણ પ્રતિકૂળતાના વૈરી હોવા સાથે પૌદ્‌ગલિક અનુકૂળતાના અર્થી ન હોય તે ! તમારે પ્રતિકૂળતા જોઇએ છે ?

**સભા૦** ના.

તો એવી પ્રતિકૂળતા ફરી ને ફરી આવે તેવા પ્રયત્નો, તેવી કાર્યવાહિઓ કેમ કરો છો ? પ્રતિકૂળતાના વૈરિપણા કરતાં અનુકૂળતાનું અર્થિપણું વધારે છે, માટે ને ? અનુકૂળતાના આનંદમાં અજ્ઞાન આત્માઓ એવા લુબ્ધ બને છે કે–એ આનંદમાં પૂર્વે ભોગવાએલી પ્રતિકૂળતાઓને ભૂલી જવાય છે. જેમ પ્રસૂતિની પીડા. એ સામાન્ય પ્રકારની પીડા છે ? નહિ જ, એ ઘણી કારમી પીડા છે. છતાં ફરીથી એવા પ્રસંગને લાવનારી દશા કેમ છૂટતી નથી ? પ્રતિકૂળતા ગઈ, એટલે એ વિચાર ભૂલાય છે. કારણ ? પ્રતિકૂળતાના વૈરીપણા કરતાં અનુકૂળતાનું અર્થિપણું વધારે છે. જ્યાં પીડા શમી, અવસર વીત્યો, પછી એ રાડો પાડનારને પૂછો કે–'હવે શી ભાવના ?' તો કહેશે કે–'હવે વાંધો નથી.' કારણ ? અનુકૂળતામાં રાચવાનું ગમે છે. જો પ્રતિકૂળતાનું

જ વૈરિપણું હોત, તો તો જે પ્રતિકૂળતા વેઠી તે ફરી પાછી આવે, તેવી જાણી જોઈને કાર્યવાહી કરતાં બચાત!

**'જેટલા દુઃખના દુશ્મન'– એ બધા 'ધર્મના રાગી'-એવો નિયમ નહિ :**

માત્ર પ્રતિકૂળતાના વૈરિને જ સદાચારનો ઉપદેશ દેવાય એમ નહિ. 'દુઃખના દુશ્મન એટલા ધર્મના રાગી જ' —એવો નિયમ નથી. અનુકૂળતાના જે અર્થી નહિ હોય, તે અનાચારથી બચશે અને સદાચાર સ્વીકારશે. અનુ- કૂળતાના અર્થિને સદાચાર ઉપર છીણી ફેરવતાં વાર નહિ લાગે. અનુકૂળતાનો અર્થી, પોતાની અનુકૂળતા પ્રાપ્ત કરવાને માટે, ગમે તેવા અનાચારો આદરતાં પણ, આંચકો ખાય એમ લાગે છે? નહિ જ! એ તો એનું ચાલતું હોય એટલા અનાચારો આદરીને પણ અનુકૂળતાઓ મેળવવાનો પ્રયત્ન કરવાનો!

**અનુકૂળતાના અર્થિપણાથી પરાઙ્મુખ બન્યા વિના સદાચારનું યથાર્થ પાલન થઈ શકે નહિ :**

પ્રતિકૂળતાનો શબ્દાર્થ ખ્યાલમાં છે ને? દુઃખ રૂપ લાગે, એ પ્રતિકૂળતા. એનું અર્થિપણું આ દુનિયામાં કોઈને નથી. અનુકૂળતા એટલે જે મળતાં બાહ્ય સુખ- શાન્તિ માણી શકાય તે. એનું અર્થિપણું છે કે નહિ? પ્રતિકૂળતાના અર્થી કોઈ નથી—એ તો સીધી વાત છે, પણ જેનાથી બાહ્ય સુખ માન્યું છે એના અર્થી તમે નથી, એમ તમે કહી શકો એમ છો? જે આત્માઓને બાહ્ય સુખ માટેની અનુકૂળ સામગ્રી ગમે, જે એની જ

ગરજવાળો હોય, જે માત્ર એને જ માટે આતુર હોય, તે એમાં આવતી પ્રતિકૂળતા ન સમજે તો સારૂં : કેમકે-એ પ્રતિકૂળતાને ફેડવા અને અનુકૂળતાને મેળવવા, શું કરશે અને શું નહિ કરે, એ કહી શકાય નહિ. આજે દુનિયાના ડાહ્યા ગણાતા માણુસો પણ, પોતે માનેલી બાહ્ય અનુકૂળતા મેળવવાને માટે શું કરી રહ્યા છે, કેવા કારમા પ્રયત્નો કરી રહ્યા છે, તેની શું તમને ખબર નથી? અરે, તમે શું કરો છો, એ જ વિચારી જૂઓ ને! કેટલાકો પ્રતિકૂળતાની સામે ગુસ્સો કરે છે, પણ તે અનુકૂળતા મેળવવા માટે! આજે અનુકૂળતા મેળવવા માટે કોણ શું કરતાં આંચકો ખાય તેમ છે? આજે એ અનુકૂળતાના અર્થિપણાના યોગે, પોતાને ડાહ્યા અને કાયદાબાજ ગણાવતા માણુસો પણ, કારમા અનર્થો મચાવી રહ્યા છે. એથી તો એવાઓ, આવી સદાચારની વાતોને માટે કહે છે કે-'એ બધું પોથીમાં રહેવા દો. આ જમાનામાં એ નહિ ચાલે!' આપણે પૂછીએ કે-'કયા જમાનામાં ચાલશે? આ જમાનાને શું સદાચારની જરૂર નથી?' એટલે એ રીતસર જવાબ નથી દેતા, પણ હસે છે. આવી સર્વમાન્ય અને એકાન્તે હિતકર વાતોનો તેઓ ઉઘાડો વિરોધ કરી શકતા નથી, કારણ કે-સદાચારનો વિરોધ કરનારો આપોઆપ જ અનાચારી સાબીત થઈ જાય છે, પણ ઉંડે ઉંડે એવાઓના હૈયામાં આ વાતો પ્રત્યે તિરસ્કાર છે.

**અનાચારનો એક પ્રકાર :**

સદાચાર, એ એવી ચીજ છે કે-અનુકૂળતાના અર્થિ-

પણાથી પરાઙ્મુખ બન્યા વિના એનું યથાર્થ પાલન થઈ શકે નહિ. અનુકૂળતાના અર્થિમાં સદાચાર જેવું કાંઈ હોય, તો તે પ્રાયઃ સામાને ઠગવાને માટે હોય છે: અનાચારને ઢાંકવાને માટે હોય છે! એ સદાચાર નથી, પણ અનાચારનો જ એક પ્રકાર છે. અવસરે તેઓ અનાચાર ચૂકે નહિ. પછી એવાને પૂછો કે–'તેં આ શું કર્યું?' તો કહેશે કે–'કરામત.' તે હસશે, પણ નીચું નહિ ઘાલે. ઉલ્ટો કહેશે કે–'કેટલીક વાતો કહેવામાં, સાંભળવામાં સારી, પણ આચરવામાં બુરી.' આવું આવું બોલીને તે પોતાના અનાચારપ્રેમનો બચાવ કરશે.

**સભા૦** અનુકૂળતાનું અર્થિપણું જાય, તો સંસારનો રસ ઉડે ને?

અરે, ઘરબાર મૂકવાં પડે તોય શું? રસ ન આવે એમ કહો છો, એનો અર્થ સમજો છો? એનો અર્થ તો એ જ થાય કે–તમે સંસારને મૂકવાના નથી એમ નહિ, પણ એનો રસ છોડવો એ પણ તમને પાલવતું નથી. આ હાલતમાં સદાચાર આવે જ ક્યાંથી? દુન્યવી અનુકૂળતાનું અર્થિપણું, એ જ સદાચારનું મોટામાં મોટું વૈરિપણું છે!

**સાધુઓ આત્મસુખના અર્થી છે:**

પ્રતિકૂળતાનું વૈરિપણું તો સૌમાં છે. સમ્યગ્દષ્ટિમાં અનુકૂળતાનું અનર્થિપણું આવવા માંડે. એને પૌદ્ગલિક અનુકૂળતાઓનું અર્થિપણું રૂચે નહિ. એને એ ત્યાજ્ય જ લાગે.

**સભા૦** સાધુઓ પ્રતિકૂળતાના વૈરી?

હા. તેઓ પ્રતિકૂળતાના વૈરી તો ખરા જ. એમને પ્રતિકૂળતા ગમે જ છે એમ નહિ.

**સભા૦** તો પછી સાધુઓ જાણી-જોઈને આફતો કેમ વેઠે છે?

કારણ કે-પ્રતિકૂળતાની જડ ઉખાડવાનો સાધુઓનો પ્રયત્ન છે. કોઇ પણ પ્રતિકૂળતા ન રહે, એ માટે સાધુઓ આફતોને વેઠે છે. એમને દુનિયાની આફત બીજાઓની માફક આફત રૂપ લાગતી નથી, એટલો જ ભેદ.

**સભા૦** એનો અર્થ તો એ થયો કે-સાધુઓ અનુકૂળતાના અર્થી છે.

અનુકૂળતાના નહિ પણ વાસ્તવિક આત્મસુખના અર્થી છે. અનુકૂળતાના અર્થી હોત, તો તો ઘરબાર વિગેરે છોડીને મોક્ષમાર્ગની સાધનામાં પ્રયત્નશીલ ન બનત.

**સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ :**

અનુકૂળતાના અનર્થિપણાની વાત પૌદ્ગલિકતાને આશ્રયીને છે. સમ્યગ્દૃષ્ટિ આત્મા પુદ્ગલને પર માને, એટલે એ સંગી ખરો પણ અર્થી નહિ. અર્થી મોક્ષનો. સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એ ચાંદ નથી, પણ જે જેવા હતા તેને જ્ઞાનિઓએ તેવા કહ્યા. આ શાસનને પામેલા પ્રતિકૂળતાના વૈરી હોય અને અનુકૂળતાના અનર્થી હોય. અનુકૂળતા ઇચ્છે તોય મોક્ષની સાધના માટે! આજે કેટલાકો કહે છે કે-'અમને આ ગમે છે, માટે અમે સમ્યગ્દૃષ્ટિ ખરા ને?' એમને પૂછવું કે-'બંગલા નથી

ગમતા ? બંગલા, લક્ષ્મી, સંસાર તજવા જેવાં લાગે છે ?' જો ના, તો હજુ સમ્યક્ત્વ છેટે છે ! કહેશે-' અમે **तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं ।** બોલીએ છીએ ને ?' પણ એને પૂછવું પડે કે-' એ બોલે છે તે રૂઢ-પણાથી કે હૃદયથી ?' જો એ હૃદયથી બોલતો હોય, તો સંસારમાં ઉપાદેયબુદ્ધિ ન હોય પણ હેયબુદ્ધિ હોય અને મોક્ષની અભિલાષા પણ જરૂર હોય. આવું કહેવામાં આવે, એટલે એના જવાબમાં એવું પણ કહેનારા નથી એમ નહિ કે-' એ નહિ જૂઓ. અમે કર્યું તે ન જૂઓ, પણ કહ્યું તે જૂઓ.' આમ કહેવું એ બરાબર છે ? નહિ જ ! પ્રમાણિકપણાનું પ્રમાણપત્ર લાવનારો ગલ્લામાં હાથ નાખે અને પકડાય, ત્યારે જો એમ કહે કે-' હું પ્રમાણિક છું. જૂઓ આ સર્ટીફીકેટ !'-તો એ માનો ખરા ? નહિ જ. ઉલ્ટું એમ કહો કે-' પણ મેં તને ગલ્લામાં હાથ નાખતાં પકડયો, તેનું શું ?' એમ સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ વચ્ચે પણ માત્ર બોલવા પૂરતો જ ફરક નથી. બન્નેની માન્ય-તામાં, બન્નેની વૃત્તિમાં જબરજસ્ત અંતર હોય છે. સમ્યગ્દષ્ટિની વિશેષતા એ કે-એ અનુકૂળતાનો અનર્થી હોય અને એથી એ સદાચારનો અધિકારી હોય. એનામાં એકદમ અનાચાર આવે નહિ. સદાચાર એનાથી એકદમ ખસે નહિ. આ સદાચાર કેમ બરાબર સમજાતો નથી ? ગળે કેમ ઉતરતો નથી ? કારણ એ જ છે કે-' પ્રતિકૂ-ળતાના વૈરિપણા સાથે અનુકૂળતાનું અર્થિપણું વધારે છે.' પૌદ્ગલિક અનુકૂળતાઓનું અર્થિપણું તજવા જેવું લાગ્યા વિના તો સદાચારનો નિર્મલ રાગ પણ નહિ પ્રગટે.

**શ્રી સુદર્શનમાં અનુકૂળતાનું અર્થિપણું હોત તો :**

પુણ્યાત્મા શ્રી સુદર્શનનો પ્રસંગ વિચારી જૂઓ. શ્રી સુદર્શનનું નામ આજે પણ 'સદાચારી પુરૂષસિંહ' તરીકે લેવાય છે. શ્રી સુદર્શનની સદાચારી તરીકેની જબરજસ્ત ખ્યાતિ છે. શ્રી સુદર્શન એટલે સદાચાર સેવનારાઓ માટે આદર્શ. શ્રી સુદર્શનની આ નામના, આ ખ્યાતિ, આ પ્રતિષ્ઠા પાછળ કયી વસ્તુ હતી ? વિચારી જૂઓ કે-શ્રી સુદર્શને જે સદાચાર સાચવ્યો છે, તે શ્રી સુદર્શન જો પૌદ્‌ગલિક અનુકૂળતાના અર્થી હોત તો સાચવી શકત ? શ્રી સુદર્શન જો અનુકૂળતાના અર્થી હોત, તો તેમણે જે સદાચાર સાચવ્યો તે સાચવી શકત નહિ. અનુકૂળતાના અર્થિથી, નથી તો સાધુપણું વાસ્તવિક રીતિએ પાળી શકાતું, નથી તો શ્રાવકપણું વસ્તુતઃ પાળી શકાતું કે નથી તો તેનાથી સમ્યગ્દષ્ટિ માટે વિહિત આચારાદિનું યોગ્ય રીતિએ પાલન કરી શકાતું ! અનુકૂળતાનું અર્થિપણું સાધુને સાધુપણામાં ટકવા દે નહિ અને શ્રાવકને શ્રાવકપણામાં ટકવા દે નહિ : કારણ કે-ધીરે ધીરે તે આત્મા નીચે પડતો જાય અને જો સુયોગ્ય આલંબન ન મળી જાય, તો પરિણામે સાધુ સાધુ ન રહે અને શ્રાવક શ્રાવક ન રહે !

**અર્થિપણું શાનું જોઇએ ?**

**સભા૦** અનુકૂળતા મેળવવી જ નહિ ?

અનુકૂળતાનું અર્થિપણું ન જોઇએ, એ વાત તો નિશ્ચિત જ છે : પણ સૌ કોઈ બધા જ પ્રકારની પ્રતિકૂળતાઓને વેઠી શકે એમ ન બને. પ્રતિકૂળતા વેઠવાની તાકાતના

અભાવે અનુકૂળતાની ઇચ્છા થવી એ સહજ છે, પણ પૌદ્ગલિક અનુકૂળતા ધ્યેય રૂપ બની ન જાય, તેની ખાસ કાળજી રાખવી જોઇએ. મોક્ષધ્યેય સિદ્ધ કરવાને માટે જરૂરી અનુકૂળતાની ઇચ્છા, એ વસ્તુત: અનુકૂળતાનું અર્થિપણું નથી. અનુકૂળતાનું અર્થિપણું તે છે, કે જેના યોગે આત્માની દિશા જ પલટાઇ જાય. અર્થિપણું તો ધર્મનું અને મોક્ષનું જ હોવું જોઇએ. ધર્મનું અર્થિપણું પણ મોક્ષના અર્થિપણામાંથી જન્મેલું હોવું જોઇએ. પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું આત્માને ધર્મમાર્ગથી ભ્રષ્ટ કરનારૂં છે. અનુકૂળતા મળી જાય અને ભોગવાઇ જાય એ વસ્તુ જૂદી છે: જ્યારે એનું અર્થિપણું જાગે, કોઇ પણ રીતિએ એ મેળવવી એમ થાય, એ વસ્તુ ન્યારી છે. મોક્ષના અર્થિએ તો પૌદ્ગલિક અનુકૂળતાના અર્થી નહિ, પરન્તુ વૈરી બની જવું જોઇએ. પૌદ્ગલિક વસ્તુ માત્રની ઇચ્છા અયોગ્ય છે, એમ લાગી જવું જોઇએ.

**શ્રી સુદર્શનની ખ્યાતિ :**

સદાચારના પાલન માટે શ્રી સુદર્શનની નામના જબ્બર છે. શ્રી સુદર્શન પક્કા શીલસંપન્ન તરીકે પંકાયા છે. શીલનો આદર્શ રજૂ કરવાને માટે, મૂખ્યત્વે આ પુણ્યાત્માનું નામ પણ લેવાય છે. જે પ્રસંગના યોગે શ્રી સુદર્શન આવી ઉત્તમમાં ઉત્તમ કોટિની નામનાને પામી શક્યા છે, તે પ્રસંગ સામાન્ય કોટિનો નથી. આપણને જરૂર લાગે કે–' અનુકૂળતાનો અર્થી આવા સંયોગોમાંથી આ રીતિએ અણીશુદ્ધ બહાર નીકળી શકે નહિ. '

પહેલેથી છેલ્લે સુધી શ્રી સુદર્શને જેવી મક્કમતા દર્શાવી છે અને સદાચારના આસેવનમાં જે લેશ પણ સ્ખલના થવા દીધી નથી, તે જો બરાબર વિચારાય, તો સમજાય કે-પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું ગયા વિના આમ બનવું એ શક્ય જ નથી.

## પુરોહિત સાથે મિત્રાચારી :

એક બાઈની પ્રપંચજાળથી શ્રી સુદર્શનના સદાચારની કસોટી થવા પામી છે. શ્રી સુદર્શનની સાથે તે નગરીના પુરોહિતને ગાઢ મૈત્રી હતી. શ્રી સુદર્શન સાથે પુરોહિતને એવી મિત્રાચારી થઈ ગઈ હતી કે-મોટે ભાગે પુરોહિત શ્રી સુદર્શનની પાસે જ રહેતો. આના યોગે, પોતાનાં નિત્યકર્મોને પણ તે પુરોહિત ઘણી વાર ભૂલી જતો.

પુરોહિતની આ હાલત જોઈને, તેની પત્ની કપિલાએ એક વાર પૂછ્યું કે-' નિત્યકર્મોને પણ ભૂલી જઈ ને તમે આટલો બધો વખત ક્યાં ગુમાવો છો ? '

પુરોહિતે કહ્યું કે-' હું બીજે ક્યાંય નથી જતો, પણ મારા પરમ મિત્ર સુદર્શનની પાસે જ હું હોઉં છું. '

સુદર્શનનું આટલું બધું આકર્ષણ છે-એમ જાણ્યા બાદ, સુદર્શન કોણ છે, એ જાણવાની ઇચ્છા થવી એ સહજ છે. આથી કપિલાએ પૂછ્યું કે-' એ સુદર્શન કોણ છે ?'

કપિલા-' એ સુદર્શન કોણ ? '-એમ પૂછે છે, એથી પુરોહિતને આશ્ચર્ય થાય છે. પુરોહિત કહે છે કે-'સજ્જનોમાં અગ્રેસર એવા મારા મિત્ર સુદર્શનને જો તું

ન જાણતી હો, તો તું કાંઇ જ જાણતી નથી. ખેર, હવે જાણી લે. ઋષભદાસ શ્રેષ્ઠિનો તે પુત્ર છે. મહા બુદ્ધિશાલી એવો તે રૂપમાં કામદેવના જેવો છે અને તેની કાન્તિ ચન્દ્ર જેવી છે. સૂર્યસમો તે તેજસ્વી છે, મહાસાગર માફક તે ગંભીર છે અને ક્ષમામાં તે મુનિશ્રેષ્ઠ જેવો છે. એનામાં દાનગુણ એવો છે કે-ચિન્તામણિ રત્ન યાદ આવે: માણિક્યનું ઉત્પત્તિસ્થાન જેમ રોહણાચલ છે, તેમ સુદર્શન ગુણોની ઉત્પત્તિના સ્થાન રૂપ છે: વળી એ એવો પ્રિયાલાપી છે કે-જાણે અમૃતનો કુંડ જોઈ લો. ખરેખર, તે આ વસુધાના મુખ માટે ભૂષણ રૂપ છે! એના બીજા સઘળા ગુણો તો દૂર રહ્યા, પણ એનામાં શીલગુણ અદ્ભૂત છે! એ ગુણચૂડામણિ સુદર્શનનું શીલ લેશ પણ સ્ખલનાને પામતું નથી!'

**પોતાના જીવનમાં અમલ કરવાને**
**માટે વાંચો અગર તો સાંભળો:**

વિચાર કરતાં આવડે તો આ પ્રસંગ પણ બોધદાયક છે. શ્રી સુદર્શનની મૈત્રીનું પરિણામ એ આવ્યું કે-પુરોહિત શ્રી સુદર્શનના ગુણોથી મુગ્ધ બની ગયો. પરિચય વધે તેમ પૂજ્યબુદ્ધિ વધે, બહુમાન વધે, ગુણ-રાગ વધે, તો એ પણ એક ઉત્તમતાની પ્રતીતિ છે. તમારી સાથે કોઇને સામાન્ય મિત્રાચારી થાય, તો એ તમારે માટે કેવા વિચારો ધરાવનારો બને? એને લાગે ખરૂં કે-'જૈનો સદાચારપરાયણ હોય છે!' તમારા પરિચયથી સામાના હૃદયમાં તમારા માટે બહુમાન જાગે

કે બહુમાન જાગ્યું હોય તેય ઘટવા માંડે ? શ્રી સુદર્શનનું જીવન કેવા ઉંચા પ્રકારનું હશે, કે જેથી પુરોહિતને એમ લાગ્યું કે-' સુદર્શન ગુણચૂડામણિ છે ? ' તમારો મિત્ર તમારી પ્રમાણિકતા માટે, તમારા સદાચાર માટે, તમારી ઉદારતા માટે, તમારી સદ્ભાવના માટે સાચા હૃદયથી પ્રશંસા કરી શકે, એવું જીવન તમે કેળવ્યું છે ? એવું જીવન નથી કેળવ્યું, પણ એવું જીવન કેળવવાનો વિચાર સરખો ય કદિ કર્યો છે ? શ્રી સુદર્શનની કથા ઘણી વાર સાંભળી હશે, પણ કોને એમ થયું કે-'શ્રી સુદર્શનની આવી છાપ પુરોહિત ઉપર શાથી પડી ? મારા પરિચયમાં આવનાર ઉપર મારી છાપ કેવી પડે છે ? ઉત્તમ છાપ આપોઆપ પડે, એવું જીવન જીવવાને મારે શું કરવું જોઈએ ? ' આ જાતિનો વિચાર કરવાની ફુરસદ જ કોને છે, એમ ને ? જે કાંઇ વાંચો અગર સાંભળો, તે માત્ર જાણવા ખાતર જ નહિ, પણ એનો જીવનમાં અમલ કરવાના હેતુથી વાંચો અગર સાંભળો. એ માટે વિવેકી બનવું પડશે. ઉત્તમ આત્માઓનાં જીવનો જાણીને એ નક્કી કરો કે-' આપણે આપણા જીવનને કયી રીતિએ આવું ઉત્તમ કોટિનું બનાવી શકીએ ? ' નક્કી કરો એટલું જ નહિ, પણ પ્રયત્નશીલ પણ બનો.

કપિલાનું કપટ-શ્રી સુદર્શનનો ઉત્તર :

પુરોહિતની પ્રશંસાથી અહીં પરિણામ વિપરીત આવે છે ! ' ' ગુણમાં અને રૂપમાં જેનો જોટો ન મળે એવા શ્રી સુદર્શન છે. '-આવું સાંભળીને કપિલા કામ-

વિહ્વલ બની જાય છે. કામાતુર બનીને કપિલા શ્રી સુદર્શનને પોતાની પાસે લાવવા ઇચ્છે છે અને શ્રી સુદર્શનની સાથે ભોગ ભોગવવા ઇચ્છે છે: પણ એ ઇચ્છાને સફળ કરવી, એ કાંઇ સહેલું કામ નથી.

કપિલા શ્રી સુદર્શનને ફસાવવા માટેની યુક્તિ શોધે છે. તે દરમ્યાનમાં જ, રાજાના હુકમથી પુરોહિતને અચાનક બહારગામ જવાનું થાય છે.

કપિલા આ તકનો લાભ લેવાનું નક્કી કરીને સીધી જ શ્રી સુદર્શનને ઘેર આવે છે.

શ્રી સુદર્શન આમ તો માને નહિ, એટલે કપિલા કહે છે કે–'આપના મિત્ર અત્યન્ત બીમાર થઈ ગયા છે, માટે જ આજે અહીં આવ્યા નથી. આપના વિરહના યોગે તેમની બીમારી બેવડાઈ રહી છે અને એથી જ આપના મિત્રે આપને બોલાવી લાવવાને માટે મને મોકલી છે! આપના મિત્ર આપને યાદ કરી રહ્યા છે!'

કપિલાએ આ વાત એવી રીતિએ કહી કે–શ્રી સુદર્શને એ વાતને સાચી માની લીધી. 'આમાં કાંઈક કપટ હશે તો?'–એવો વિચાર સરખોય શ્રી સુદર્શનને આવ્યો નહિ.

'પુરોહિત બીમાર છે એની મને ખબર જ નથી.'–એમ બોલતા શ્રી સુદર્શન તરત જ પુરોહિતને ઘેર ગયા.

પુરોહિતના મકાનમાં પેસતાં પેસત. જ શ્રી સુદર્શન કપિલાને પૂછે છે કે–' મારો મિત્ર ક્યાં છે?'

કપિલા કહે છે કે–' આગળ જાવ. આપના મિત્ર સુઈ ગયા છે.'

થોડે આગળ ગયા પછી, ફરીથી શ્રી સુદર્શને પૂછયું કે–'અહીં પણ પુરોહિત નથી, તો શું તે કયાંક બીજે ગયા છે?'

કપિલા કહે છે કે–' તેઓ બીમારીને લીધે પવન વિનાની જગ્યામાં સુઈ ગયા છે, માટે તમે અંદરના મૂલ ઓરડામાં જાવ. તમારા મિત્ર ત્યાં છે.'

શ્રી સુદર્શનને હજુ પણ કશી શંકા પડતી નથી. સજ્જન આત્માઓ સ્વયં અમાયી હોય છે, એટલે સામાન્ય રીતિએ તેઓ સામામાં માયા હોવાની શંકા કરતા નથી.

શ્રી સુદર્શન છેક અંદરના ઓરડામાં જાય છે. ત્યાં પણ પુરોહિતને નહિ જોવાથી, શ્રી સુદર્શન હજુય સરલ આશયથી કપિલાને પૂછે છે કે–' પુરોહિત કયાં છે?'

આ તરફ કપિલા મકાનનાં બારણું બંધ કરી દે છે, કામને ઉદ્દીપ્ત કરનારા ચેનવાળા શરૂ કરી દે છે અને નિર્લજ્જપણે ક્રીડાની માગણી કરે છે.

શ્રી સુદર્શન સઘળી સ્થિતિ કળી જાય છે.

શ્રી સુદર્શને જોયું કે–' આ તો મહા પ્રપંચ છે. હવે આમાંથી બચવાને માટે બુદ્ધિનો કાંઇક વિશેષ ઉપયોગ કરવો પડશે.'

સીધી રીતિએ સમજાવવાથી કપિલા માની જાય તેમ

હતી નહિ, એટલે શ્રી સુદર્શન હસીને કહે છે કે–' અરે મૂર્ખી ! તેં મોટી ભૂલ કરી છે. જે કામને માટે તું મને અહીં લઈ આવી છો, તે કામને માટે તો હું નકામો છું. હું નપુંસક છું. મારા પુરૂષવેષથી તું છેતરાઈ છો !'

શ્રી સુદર્શનનો આ જવાબ સાંભળતાંની સાથે જ, કપિલાનો કામાવેગ ગળી જાય છે ! એ તો ઠંડી જ થઈ જાય છે ! કેટલી મહેનત અને કેવું પરિણામ ?

આટલા પછી પણ પોતાની મૂર્ખાઈ ઉપર નહિ ચીઢાતાં, તે શ્રી સુદર્શન ઉપર ચીઢાય છે. જેને કપટ કેળવીને લાવી હતી, તે જ શ્રી સુદર્શનને કપિલા કહે છે કે–" અહીંથી ચાલ્યો જા !" અને એમ કહીને ઘરનાં બારણાં ઉઘાડી દે છે.

**નગ્ન સત્યવાદિઓ કજીયાના શમાવનારા તો નથી જ, પણ ભયંકર કજીયાને સળગાવનારા છે :**

તમને લાગે છે કે–શ્રી સુદર્શને કપિલાને આવો ઉત્તર આપવામાં ભૂલ કરી હતી ? આજના કહેવાતા નગ્ન સત્યવાદિઓ શ્રી સુદર્શનને જુઠ્ઠા કહે, તો નવાઈ પામવા જેવું નથી. નગ્ન સત્યવાદિઓ શ્રી જૈનશાસનને પામેલા જ નથી. શ્રી જૈનશાસનમાં નગ્નસત્યવાદિઓને સ્થાન છે જ નહિ. શ્રી જૈનશાસનમાં–' બોલવું તે સાચું બોલવું '–એ નિયમ જરૂર છે, પણ–' જે સાચું હોય તે બધું બોલવું જ '–એવો નિયમ નથી. નિયમ તો એ છે કે–' મુસાવાયાઓ વેરમણું. ' મૃષાવાદ બોલવું નહિ. બોલવું જરૂરી હોય તો અસત્ય બોલવું નહિ, પણ જેટલું સત્ય તેટલું બધું જ બોલવું એ નિયમ નહિ. વગર અગ્નિએ હોળી

સળગાવવી હોય, તો જેટલું સાચું હોય તેટલું બોલવું. નગ્ન સત્ય એટલે દિવાસળી વિના સળગે તેવો અગ્નિ. નગ્ન સત્યવાદિઓ કજીયાના શમાવનારા તો નથી જ, પણ ભયંકર કજીયાઓને સળગાવનારા છે. નગ્ન સત્યવાદિતા હોય, ત્યાં ગંભીરતા આદિ ગુણો ટકે શાના? નગ્ન સત્યવાદિતા સ્વીકારવામાં આવે, તો તો કેઈકનાં જીવનો પાયમાલ થઈ જાય. ઘરમાં નગ્ન સત્યવાદી બનો, તો ઘરમાં હોળી સળગે. પેઢીમાં નગ્ન સત્યવાદી બનો, તો ખબર જ પડી જાય. આજે તો નગ્ન સત્યના નામે દંભ ખેલાય છે. બીજાઓને માટે જે નિયમ લાગુ પાડો છો, તે જો ઘરમાં મા–બ્હેન–વહુ–બેટી વિગેરેને માટે લાગુ પાડો તો એની ભયંકરતા ઝટ માલૂમ પડે.

**સત્યાસત્યનું પૃથક્કરણ :**

ત્યારે–‘ જેટલું સાચું તે બધું બોલવું જ ’–એ નિયમ નહિ, પણ બોલવું તે સાચું જ બોલવું : અથવા તો કહો કે–‘ બોલવું તે અસત્ય નહિ જ બોલવું ’–એ નિયમ ! એ માટે તો સાચું કોને કહેવાય અને ખોટું કોને કહેવાય, એનું તત્ત્વજ્ઞાનિઓએ પૃથક્કરણ કર્યું. હકીકતમાં તદ્દન સાચું હોય, છતાં પણ કેટલુંક એવું ય હોય છે, કે જે બોલીએ તો મૃષાવાદનો દોષ લાગે અને દેખાવમાં ખોટું લાગે તેવું પણ કોઇક વાર એવું ય હોય છે, કે જે બોલનાર અસત્યવાદી ન ગણાય. તત્ત્વજ્ઞાન ભણ્યા વિના, તત્ત્વજ્ઞાનિઓનો પરિચય કર્યા વિના, માત્ર દુન્યવી દોડધામોમાં અને દેવ–ગુરૂ–ધર્મને ભાંડવામાં કાબેલ બનવાથી આ નહિ

સમજાય. એમ ને એમ તો અજ્ઞાનમાં સડી જવાશે: સદાચાર આવશે નહિ અને દુરાચાર ટળશે નહિ.

### શ્રી સુદર્શને કરેલી પ્રતિજ્ઞા:

શ્રી સુદર્શને કપિલાને કહ્યું કે–'હું નપુંસક છું.' અને ખરેખર, શ્રી સુદર્શન પરસ્ત્રીના યોગને માટે નપુંસક જ હતા! કપિલાએ ખીજાઈને બારણું ઉઘાડ્યાં, એટલે ઝટ શ્રી સુદર્શન બહાર નીકળી ગયા. 'નરકદ્વારમાંથી બહુ થોડે મૂકાયો'–એમ વિચારતા શ્રી સુદર્શન ઉતાવળે પગે પોતાને મકાને આવી પહોંચે છે. વધુમાં શ્રી સુદર્શન, આવી આફતથી ભવિષ્યમાં બચી શકાય એ માટે પ્રતિજ્ઞા પણ કરે છે કે—

"नातः परं परगृहे, यास्यामि क्वचिदेककः।"

'હવેથી ક્યારેય પણ પારકાના ઘરમાં એકલા જવું નહિ.'–આવો નિયમ શ્રી સુદર્શન કરે છે!

### અનાચારનો સંભવ દેખાય તો:

અનાચારના આગમનનો સંભવ દેખાયો, એટલે તરત જ એનો ઉપાય કરી લીધો. પોતાના સદાચારને જાળવવાની કેટલી કાળજી હશે? આજે તો 'નૈષ્ઠિક બ્રહ્મચર્ય, બ્રહ્મચર્યની દૃઢતા, આત્મા ઉપર કાબુ હોય તો સંયોગ શું કરે?'–આવી આવી વાતો કરીને, અનાચારોને આમંત્રણ અપાય છે! એ રીતિએ, સદાચારોને સાચવવાની સાવચેતી રાખનારાઓને હલકા પડાય છે અને દુરાચારોનો બચાવ કરાય છે! શ્રી સુદર્શન ઓછા મક્કમ છે કે ઓછા

સત્ત્વશીલ છે એમ નથી, પણ જ્યાંથી અનાચાર આવવાનો સંભવ દેખાય, ત્યાંથી ખસી જવું એ વાત છે. હવે એ વિચારી જૂઓ કે-શ્રી સુદર્શન જો પૌદ્ગલિક અનુકૂળતાના અર્થી હોત, અનુકૂળતાના અનર્થી બનેલા ન હોત, તો તેઓ આ સંયોગમાં સદાચાર જાળવી શકત ખરા? અનુકૂળતાના અર્થિને તો આવા પ્રસંગે સદાચારને નેવે મૂકતાં વાર ન લાગે.

**કપિલા અને અભયા :**

હજુ આગળ જૂઓ. શ્રી સુદર્શન નપુંસક છે, પણ તે પરસ્ત્રી માટે. વસ્તુતઃ નપુંસક છે એમ નથી. શ્રી સુદર્શન તો અનેક દીકરાઓના બાપ છે, પણ કપિલાને એ વાતની કશી જ ખબર નહોતી અને એથી જ એ આફતમાંથી શ્રી સુદર્શન ઝટ છૂટી શકયા. હવે એક નવી અને મહા કારમી આફત ઉભી થાય છે.

એક વાર એવું બને છે કે-રાજાએ ઇન્દ્રમહોત્સવ યોજ્યો છે. જે ઉદ્યાનમાં ઇન્દ્રમહોત્સવ છે, તેમાં મહારાણી અભયાની સાથે પુરોહિતપત્ની કપિલા પણ જઇ રહી છે. બીજી તરફ શ્રી સુદર્શનની પત્ની મનોરમા પણ પોતાના છ પુત્રોની સાથે તે ઉદ્યાનમાં આવે છે.

રૂપલાવણ્યના ભંડાર સમી મનોરમાને જોઇને, કપિલા મહારાણી અભયાને પૂછે છે કે-'હે સ્વામિનિ! આ કોણ છે?'

અભયા કહે છે-'શું તું આને ય ઓળખતી નથી? સુદર્શનની એ ગૃહિણી છે.'

આ સાંભળીને કપિલાને આશ્ચર્ય થાય છે. એ કહે છે કે–' દેવિ ! જો આ સુદર્શનની ગૃહિણી હોય, તો તો આનામાં ઘણી જ કુશળતા છે એમ કહેવું પડે !'

રાણીએ કહ્યું કે–' કયી કુશળતા છે ?'

કપિલાએ કહ્યું કે–' એ જ કે–એણે આટલા બધા પુત્રોને જણ્યા છે !'

રાણી કાંઇ જાણુતી નથી, એટલે સમજી શકતી નથી : એથી તે કહે છે કે–' જે સ્ત્રી સ્વાધીનપતિકા છે, તે યદિ પુત્રોને જણે તો તેમાં કુશળતા શી છે ?'

કપિલા કહે છે કે–' દેવિ ! તમારી વાત સાચી છે, પણ એ તો ત્યારે બને કે જ્યારે પતિ પુરૂષ હોય ! સુદર્શન તો પુરૂષના વેષમાં રહેલો પણ્ડક છે !'

રાણી પૂછે છે કે–' એ તેં કેમ જાણ્યું ?'

રાણીએ પૂછ્યું અને કપિલાએ બધી હકીકત કહી. આ વસ્તુ જો અહીં જ અટકી હોત, તો તો વાંધો નહોતો, પણ અહીં તો વાત આગળ વધી.

રાણી કહે છે કે–' જો તું કહે છે તેમ હોય, તો તો તું છેતરાઇ ગઈ છો ! મૂઢ ! સુદર્શન પણ્ડક છે એ વાત સાચી છે, પણ તે પરસ્ત્રીઓ માટે ! સ્વસ્ત્રી માટે નહિ !!'

કપિલાને આ સાંભળીને અત્યન્ત ખેદ થાય છે. એના હૈયામાં ઇર્ષ્યા જન્મે છે. એ કહે છે કે–' હું મૂઢ છું તે છેતરાઇ, પણ તમે તો બુદ્ધિવાળાં છો ને ? તો બુદ્ધિશાલિની એવાં તમારામાં પણ શું વધારે છે ?'

**અભયાનો ગર્વ :**

કપિલા ઈર્ષ્યાથી બોલી, પણ કપિલાનાં એ વચનોએ, અભયામાં ગર્વ પેદા કરી દીધો.

અભયાએ કહ્યું કે-'મુગ્ધે ! રાગથી જો મેં હાથ પકડ્યો હોય, તો જડ પત્થર પણ પીગળી જાય : તો પછી સંજ્ઞાવાળા પુરૂષને માટે તો કહેવાનું જ શું હોય ?'

કહો, આવો ગર્વ કરવાની કશી જ જરૂર હતી ? એક સદાચારી આત્મા ન ફસાય, તેમાં ગભરામણ શી ? પણ નહિ, વિષય અને કષાય-એ બેને આધીન બનેલાંઓને એવો ખ્યાલ જ હોતો નથી. કપિલા શ્રી સુદર્શનને ફસાવી ન શકી તેમાં અભયા કપિલાને મૂર્ખ કહે એમાં અને કપિલા ઈર્ષ્યાવાળી બને એમાં પણ, મોહના ચાળા સિવાય કાંઈ નથી. સદાચારનો સાચો પ્રેમ અન્તરમાં જાગ્યો ન હોય, એથી આવું બને તેમાં નવાઈ નથી.

અભયાનાં ગર્વભર્યાં વચનો સાંભળીને, ઈર્ષ્યાથી કપિલાએ કહ્યું કે-'દેવિ ! એવો ગર્વ ન કરો ! જો એવો ફાંકો જ હોય, તો સુદર્શન સાથે રમો !'

**અભયાની પ્રતિજ્ઞા :**

કપિલાના કથનથી અભયાનો ગર્વ ઉલ્ટો વધી પડ્યો. એણે કહ્યું કે-'એમ છે ? તો તું સમજી લે કે-હું સુદર્શનની સાથે રમી જ ચૂકી. વિદગ્ધ રમણીઓએ તો, કઠોર વનવાસિઓને અને તપસ્વિઓને પણ ફસાવ્યા છે, જ્યારે આ તો મૃદુ મનવાળો ગૃહસ્થ છે !'

આટલું કહીને અહંકારના આવેશમાં ભાન ભૂલેલી અભયાએ પ્રતિજ્ઞા કરી કે–

' रमयामि न यद्येनं, प्रविशामि तदाऽनलम् । '

'શ્રી સુદર્શનને જો હું ફસાવી શકું નહિ, તો હું અગ્નિમાં પ્રવેશ કરૂં!'–એવી અભયા પ્રતિજ્ઞા કરે છે!

**સદાચારને સાચવવા માટે વિષયકષાયની ભાવનાને ઉત્તેજનારી સામગ્રીથી બચવું જોઈએ :**

આ બનાવ કેટલો વિચિત્ર છે? એક સામાન્ય વાતમાંથી કેવું વિષમ પરિણામ આવે છે, એ વિચારવા જેવું છે. વળી એ પણ વિચારવા જેવું છે કે–અહંકાર અભયાના પ્રતિવ્રતાપણાના ખ્યાલને પણ ભૂલાવી દે છે! એને એ વિચાર નથી આવતો કે–'આ રીતિએ હું મારી કુશલતા બતાવવા જતાં, દુરાચાર તરફ ઘસડાઈ રહી છું.' જેણે પોતાના જીવનમાં સદાચારને અખંડિત રાખવો હોય, તેણે કષાયોની આધીનતાથી પણ બચવાની જરૂર છે. વિષયવાસના અને કષાયવૃત્તિ–એને ઉત્તેજન મળે તેવી સામગ્રીથી સદાચારના અર્થિએ બચતા રહેવું, એ પણ જરૂરી છે. અભયાને ખરૂં જોતાં તો કપિલા તરફ તિરસ્કાર પેદા થવો જોઈતો હતો. અભયાને એમ થવું જોઈતું હતું કે–'આ કેવી દુરાચારિણી છે કે એક સદાચારિને ફસાવવા તેણે આવું કપટ કર્યું! તેમજ કેવી નફફટ પણ છે કે–એ પાપને આ રીતિએ પ્રકાશતાં પણ શરમાતી નથી!!' પણ અભયાને એમ થતું નથી અને

કપિલા પણ એવી રીતિએ બોલ્યે જાય છે કે-અભયા ઉન્માર્ગમાં આગળ ધપ્યે જ જાય! ખરેખર, જે સ્ત્રીઓ પોતાના શીલની કિંમત પોતાના જીવન કરતાં પણ વધારે આંકતી હોય, તે સ્ત્રીઓએ કપિલા જેવી સ્ત્રીઓના સંસર્ગ માત્રથી પણ દૂર રહેવું જોઇએ. એ પણ સમજી લેવું જોઈએ કે-પરપુરૂષને ફસાવવામાં કુશલતા નથી. ગમે તેવા સંયોગોમાં પણ પોતાના શીલને સાચવી લેવું, એમાં જ સાચી કુશલતા છે.

**સદાચારના દુશ્મન-એ**
**દુનિયાના દુશ્મન જ છે:**

આ બન્નેએ આ રીતિએ શ્રી સુદર્શનને માટે તો આપત્તિનો પ્રસંગ જ ઉભો કરી દીધો હતો: કારણ કે-તેવા પુણ્યાત્માને ફસાવવાની પ્રતિજ્ઞા થઈ હતી! ચઢેલાને કે ચઢતાને પાડવાની પ્રતિજ્ઞા કરનારા શ્રાપ રૂપ જ છે, છતાં આજે પાડનારા ઓછા નથી. ચઢતાને પાડે અને પડતાનાં ઢોલ પીટે, એવો આજે કેટલાકો ધંધો લઇ બેઠા છે. એમને સદાચારની કિંમત નથી. એમના જીવનમાં સદાચારને સ્થાન નથી. એવાઓથી દોરવાયા વિના, કલ્યાણ ચાહતા હો તો સદાચારને સેવનારા અને વખાણનારા બનો, પણ દુરાચારને માર્ગે કોઇ દોરાય એવી એક પણ પ્રવૃત્તિ ન કરો! સદાચારના દુશ્મન એ દુનિયાના દુશ્મન જ છે. એવાઓથી દૂર રહો અને સદાચારને સાચવવાની દરેક સામગ્રી એવી મજબૂત બનાવો કે-સદાચારની ભાવના જરા પણ સ્ખલિત થવા પામે નહિ.

**અભયા અને ધાત્રિકા :**

પોતાના સ્થાને આવી ગયા પછીથી, અભયાએ પોતાની એ પ્રતિજ્ઞાની વાત, પોતાની પાસે રહેતી 'પણ્ડિતા' નામની ધાત્રિકાને કરી. રાણીઓની પાસે જે ધાત્રિઓ હોય છે, તે બહુ ચતુર હોય છે. રાણીઓ ઘણી ખરી બાબતોમાં એની મદદ અને સલાહ લે છે. અભયાએ જ્યાં પ્રતિજ્ઞાની વાત કરી, એટલે ધાત્રિએ કહ્યું કે–'તેં ઠીક કર્યું નહિ. તને મહાન આત્માઓની ધૈર્યશક્તિની ખબર નથી. તારી આ પ્રતિજ્ઞાને ધિક્કાર હો! જ્યાં અન્ય પણ શ્રાવક નિત્ય પરનારીસહોદર હોય છે, ત્યાં આ મહાસત્ત્વશિરોમણિ એવા શ્રી સુદર્શનને માટે તો કહેવું જ શું? બ્રહ્મચર્ય રૂપ મહાધનવાળા સાધુઓ જેના ગુરૂઓ છે અને ગુરૂ શીલાદિનો જે ઉપાસક છે, તે અબ્રહ્મ કેમ જ કરે? સદા ગુરૂકુલમાં રહેનાર અને ધ્યાન તથા મૌનનો આશ્રય કરનાર તેને લાવવો કે ખસેડવો, એ કેમ જ બને? ફણિધરના મસ્તક ઉપરનું રત્ન લેવાની પ્રતિજ્ઞા કરવી હજુ સારી છે, પણ સુદર્શનને શીલથી ભ્રષ્ટ કરવાની પ્રતિજ્ઞા ભૂંડી છે!'

ધાત્રિએ જે કહ્યું તે ઠીક કહ્યું છે ને? શ્રાવકો પરનારીસહોદર હોય, એ છાપ શ્રાવકો જ્યાં જ્યાં વસે ત્યાં ત્યાં હોય કે નહિ? શ્રાવકો એટલે કોના સેવક? વીતરાગ જેના દેવ અને નિર્ગ્રન્થ જેના ગુરૂ! આવા દેવ–ગુરૂને સેવવાનો દાવો કરનારા શ્રાવકો, શું એવા પામર હોય કે–પરનારીસહોદરપણાની છાપ પણ ન પાડી શકે?

ધાત્રિએ કહ્યું પણ અભયાએ તો એક જ વાત કરી કે–' એક વાર તું સુદર્શનને અહીં લઈ આવ : પછી બાકીનું હું પતાવી લઈશ. '

ધાત્રી આખર તો નોકર જ હતી. તેણે કહ્યું કે– ' એક ઉપાય છે. પર્વદિવસે સુદર્શન શૂન્ય ઘર આદિમાં કાયોત્સર્ગ કરે છે. એ વખતે તેને લાવવો જોઇએ. બાકી બીજો ઉપાય નથી. '

રાણીએ કહ્યું કે–' એ ઠીક ઉપાય છે. તેમ કરજે. '

**કૌમુદી-મહોત્સવ :**

આ વાતને કેટલાક દિવસો થઇ ગયા. એમ કરતાં કરતાં કૌમુદીમહોત્સવનો સમય આવી લાગ્યો. કૌમુદી-મહોત્સવ જોવાને પ્રત્યેક નગરજને આવવું, એવું રાજ્ય તરફથી ફરમાન નીકળ્યું. તે દિવસ ધાર્મિક પર્વનો હોવાથી, શ્રી સુદર્શને રાજાની પાસે જઇને, ધર્મપર્વની આરાધના કરવા માટે નગરમાં રોકાવાની આજ્ઞા માગી. રાજાએ પણ અનુમતિ આપી. આથી શ્રી સુદર્શન તે રાત્રે નગરમાં એક સ્થળે પૌષધવ્રત લઈ ને કાર્યોત્સર્ગમાં સ્થિર રહ્યા.

અભયા રાણીની ધાત્રી પણ્ડિતા આવા જ કોઈ અવસરની રાહ જોઈ રહી હતી. એને ખબર પડી ગઈ કે–' શ્રી સુદર્શન કૌમુદીમહોત્સવ જોવા જનાર નથી, નગરમાં રોકાનાર છે અને કાર્યોત્સર્ગમાં રાત ગાળનાર છે ! '–એટલે આ તકનો એણે પૂરેપૂરો ઉપયોગ કરી લેવાનો નિર્ણય કર્યો.

અભયા પાસે આવીને ધાત્રિએ કહ્યું કે–‘ તારા મનોરથો આજે કદાચ પૂરાશે, માટે તુંય ઉદ્યાનમાં જઇશ નહિ. ’

અભયાએ એ વાત કબૂલ રાખી. કૌમુદીમહોત્સવમાં ન જવું પડે એ માટે તેણે રાજાને કહ્યું કે–‘મારા માથામાં પીડા ઉપડી છે, માટે હું નહિ આવું. આપ પધારો. ’

રાજાએ ધાર્યું કે–‘ એમ હશે. ’

**શ્રી સુદર્શન અંતઃપુરમાં :**

હવે શ્રી સુદર્શનને અંતઃપુરમાં લાવવા તો ખરાને? રાજમહેલ ચોકીદારોથી તો ખાલી હોય નહિ! પણ રાજધાત્રિઓ કપટનિપુણ હોય છે. પહેલાં બીજી મૂર્તિઓ લાવવા દ્વારા રક્ષકોને વિશ્વાસમાં લઇને, શ્રી સુદર્શનને મૂર્તિની જેમ ઢાંકીને ત્યાં લાવવામાં આવ્યા. શ્રી સુદર્શન કાર્યોત્સર્ગમાં સ્થિત છે, હાલતા–ચાલતા નથી, એથી ઉપાડી લાવનારને અનુકૂળતા મળી ગઈ!

**શ્રી સુદર્શનની નિશ્ચલતા :**

શ્રી સુદર્શનને લાવ્યા બાદ પણ્ડિતા ધાત્રી ચાલી ગઇ અને અભયાએ પોતાની નિર્લજ્જતા પ્રકાશવા માંડી. પહેલાં તો વિનંતિ કરી, પછી સમજાવવાનો પ્રયત્ન કર્યો અને છેવટ અંગસ્પર્શ કરવો, ભેટવું વિગેરે પણ કરી જોયું. અભયાએ આમ ઘણી ઘણી રીતિએ શ્રી સુદર્શનને પોતાનો બનાવવાના કારમા પ્રયત્નો કર્યા, પરન્તુ શ્રી સુદર્શનના એક રોમમાં પણ તેની અસર ન થઇ. પર્વતની

જેમ શ્રી સુદર્શન નિશ્ચલ જ રહ્યા. જડ પુતળાને જેમ કશી અસર ન થાય, તેમ શ્રી સુદર્શનના મન ઉપર અભયાની ચેષ્ટાઓની કશી જ અસર થઇ નહિ.

**એ નિર્બળતા ધર્મિમાં ન જોઇએ :**

શ્રી સુદર્શનની આ નિશ્ચલતા સામાન્ય કોટિની નથી. આત્માને પોતાના સ્વરૂપનું વાસ્તવિક ભાન થયું હોય, જીવનમાં સંયમસત્ત્વને ખીલવ્યું હોય અને ઇન્દ્રિયો તેમજ મન ઉપર કાબુ કેળવ્યો હોય, તો જ આવા ઉપસર્ગોમાં પણ જરાય ચલાયમાન થયા વિના વ્રતમાં સ્થિર રહી શકાય. આ નિશ્ચલતા ઘણી ઉંચી કક્ષાની છે, પણ આપણે તેનો બીજી દૃષ્ટિથી વિચાર કરીએ. આજે તો કોઇ પણ પુણ્યપુરૂષનું દૃષ્ટાન્ત આવે, એટલે મોટો ભાગ કહી દે છે કે-' એ મહાપુરૂષ. એમનાથી એ બને. આપણે તો હાથ જોડીએ. આપણાથી એમાંનું કાંઇ બને કરે નહિ. ' આ રીતિએ સારામાં સારી, કરવા જેવી અને ધારે તો કરી શકાય એવી પણ વાતોમાંથી આજના ઘણાઓ હાથ ખંખેરી નાખે છે. એવાઓની સામે આપણે એ વસ્તુ લાવવી છે કે–મહાપુરૂષોએ જે કર્યું તે કરવું સહેલું જ છે એમ નથી, મહા દુષ્કર છે, પરન્તુ જો આપણો આત્મા યોગ્ય માર્ગે કેળવાઇ જાય અને મન મજબૂત બની જાય, તો એવી ઘણી વસ્તુઓ છે, કે જે આપણે પણ ધારીએ તો અમૂક પ્રમાણમાં જરૂર કરી શકીએ. ' આપણે તો એમાંનું કાંઇ કરી શકીએ જ નહિ '–આવી નિર્બળતા જ્યારે મનમાં ઘર

ફરી જાય છે, ત્યારે કૌવતવાળો આદમી પણ પોતે જ પોતાની મેળે પામર બની જાય છે. કાંઇ ધર્મના માર્ગે આવેલાઓની એ સ્થિતિ નહિ હોવી જોઈએ.

**વિષયો વિષ જેવા લાગે તો :**

શ્રી સુદર્શન જેવા સમર્થ સત્ત્વશીલ આદમીએ જે નિશ્ચલતા બતાવી, જે દૃઢતા દેખાડી, તે એવા પરમ પુણ્યાત્માઓને માટે બહુ મોટી વાત ન ગણાય. જે આત્માઓના રોમ રોમમાં શ્રી જિનેશ્વરદેવનું શાસન પરિણમ્યું છે, જેમના હૈયામાં વિષયો વિષ જેવા જ છે-એમ બરાબર લાગી ગયું છે અને જે આત્માઓએ પોતાની ઇન્દ્રિયો તથા મનને વશીભૂત બનાવી દીધેલ છે, તે આત્માઓની સામે વિષયોની ગમે તેવી સામગ્રી આવી પડે, તો પણ તે આત્માઓ મુંઝાય નહિ તે સ્વાભાવિક છે. ‘વિષયો વિષ જેવા છે, હું જૂદો છું, આ જૂદું છે, આમાં ડૂબ્યો તો મારૂં ધાર્યું નહિ ફળે.’—આ વિગેરે જેના રોમ રોમમાં વ્યાપી જાય, તે કારમા ઉપસર્ગોના પ્રસંગે પણ સ્થિર રહી શકે છે. કોઈ કહે કે-‘ફલાણા મુનિએ બહુ ઉપસર્ગ સહ્યા.’ તો આપણે કહેવું કે-‘બરાબર છે. મુનિ કહેવાય અને શક્તિ છતાં ઉપદ્રવ ન વેઠે, તો નવાઇ કહેવાય! શ્રી જૈનશાસનના મુનિઓ ઉપસર્ગ નહિ વેઠે, તો વેઠશે પણ કોણ?’

**માબાપને ઠગે મારનારા :**

અનન્તજ્ઞાનિની આજ્ઞાનું જીવનમાં વધુમાં વધુ પાલન કરવાને માટે, પોતાનાં પરમ ઉપકારી એવાં માબાપને

પણ જે મુનિ તજે, તે બીજી પર વસ્તુઓથી કેમ જ મુંઝાય ? પર વસ્તુ ઉપરની આફતને જે આત્માની આફત બનાવી લે, તે મુનિ નહિ. માબાપને તજી દેવાં એ મોટી આફત કે બીજી આફતો એ મોટી આફત ? જો કે-આજે તો ઘણાઓને માબાપ પાસે રહેવું પડે, એય મોટી આફત રૂપ લાગે છે. માતાપિતાની હયાતિ આજના કેટલાકોને આફત રૂપ લાગે છે. એવાઓ બીજાનું શું ઉકાળવાના હતા ? માબાપને ઠેબે મારનારા, સમાજની કે દેશની સેવા કરશે-એમ ? એનો સ્વાર્થ સરે છે, કીર્તિ મળે છે, એટલે ભાઇ કૂદે-નાચે છે, પણ વસ્તુતઃ તેનામાં અહિંસા, સત્ય કે સંયમના જેવું કાંઈ હોતું જ નથી.

**શાસન હજી છેટે છે :**

શ્રી સુદર્શન અભયા રાણી આગળ પણ ન મુંઝાયા, એ એમના જેવાને માટે નવાઇની વાત નથી. પર વસ્તુઓ, કે જેનો પોતે ત્યાગ કરેલો છે, એમાં શાસનને પામેલો મુંઝાય, તો એ નવાઈ કહેવાય. ‘હું શ્રી વીતરાગનો અનુયાયી છું.’-એમ કહે અને વિષયની તુચ્છ સામગ્રી દેખતાં દાઢ ગળે, એમાં જ રસ આવે, તો કહેવું પડે કે-‘શાસન હજી છેટે છે.’ અમૂક મહાપુરૂષે બહુ મોટું સંકટ વેઠ્યું, એમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. એ તો વેઠવા જ નીકળ્યા હતા. એથી તો એ મહાપુરૂષ કહેવાયા. એમણે એમને છાજતું કાર્ય કર્યું છે, પરન્તુ આપણે કરવાનું શું ? આપણે શું કરી શકીએ તેમ છીએ, તેનો જ વિચાર કરવાનો હોય. એ વખતે એમ થવું

જોઇએ કે–' આપણે પણ ધારીએ તો છેવટ એવા બની શકીએ તેમ છીએ.' એ નિર્ણય કરવો જોઈએ કે– ' પ્રયત્ન કરીએ તો આપણે પણ મહાપુરૂષોની જેમ સમભાવે મોટી પણ આફતોને વેઠનારા બનવું છે !'

**પુણ્યાત્માઓ કારમી પણ આફતો આનંદથી સહી લે છે–તેનું કારણ :**

વાત એ છે કે–' દુનિયાના વિષયો વિષ જેવા છે'– એમ બરાબર લાગી જવું જોઇએ. દુનિયાના વિષયો જો બરાબર વિષ જેવા લાગી જાય, તો–' અમૂક આફત ન વેઠાય : આમ કેમ બને ? આ કેમ સહાય ?'–એવી આજે જે માયકાંગલી વૃત્તિ આવી ગઇ છે, તે નીકળી જાય અને કાંઈક ઉત્સાહ જાગે. તમે એ વિચારી જૂઓ કે–' દુનિયાના વિષયો વિષ જેવા છે, એમ મને લાગે છે ?' દુનિયાના વિષયો જો વિષ જેવા ન લાગતા હોય, મીઠા લાગતા હોય, એમાં આનંદ છે–એમ લાગતું હોય, તો પછી તમે કોઈ સામાન્ય વ્રતથી પણ ગભરાવ, સામાન્ય નિયમ પણ અખંડિત ન રાખી શકો કે ધર્મ ઉપર આફત આવે ત્યારે–' એ આપણું કામ નહિ'–એમ કહીને ખસી જાવ, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી, પણ સ્વાભાવિક છે. બાકી વિષયો વિષ જેવા લાગ્યા પછી તો દશા જ ફરી જાય. દુધના કડાયામાં વિષનો એક નાનો પણ કણીયો પડી જાય, તો એને છોડી દેવાની સામે કોઇ દલીલ નહિ કરે. સો રૂપીઆ નહિ પણ કદાચ કોઈ સો સોનૈયા આપવાને તૈયાર થઈ જાય, તો પણ તમે

વિષવાળો કટોરો પીવાને તૈયાર થાવ ખરા ? 'દૂધ કઢેલું છે, મસાલેદાર છે અને ઉપરથી પૈસા પણ મળે તેમ છે, તો શા માટે એ દૂધ ન પીવું'–એમ મન લલચાય ખરૂં ?

**સભા૦** પણ એમાં વિષનો કણીઓ પડ્યો છે, એ ખ્યાલ જ મનને લલચાવા દે નહિ ને ?

અરે, માનો કે–મન ન લલચાય, પણ કોઈ છાતી ઉપર પગ મૂકીને પાવા આવે તો ?

**સભા૦** સામા થઈએ અને બને ત્યાં સુધી તો ન પીઈએ.

ત્યારે ગમે તેવી કિંમતી, સુન્દર અને મહા મુશીબતે મેળવેલી પણ વસ્તુ, જીન્દગીમાં ફરી ન મળે એવી પણ વસ્તુ, ઝેર રૂપ લાગી ગયા પછીથી ન વપરાય તેમાં નવાઈ છે ?

**સભા૦** નાજી.

કોઈ એમ કહે કે–'ઓહો, તમે તો ઘણું મહાભારત કામ કર્યું : આવી અમૂલ્ય પણ વસ્તુને છોડી દીધી !'– તો તમે એને શું કહો ?

**સભા૦** નવાઈ શી કરી ? ઝેર પડ્યું હતું માટે છોડી છે. પીઉં તો જીવું નહિ ને ?

હવે આ વસ્તુને આપણી ચાલુ વાતમાં વિચારી જૂઓ. વિષયો જેને વિષ કરતાં પણ ભૂંડા લાગ્યા છે, એવા પુણ્યાત્માઓ કારમી પણ આફતો આનંદથી સહી લે, તો એમાં એમના જેવાને માટે બહુ નવાઈ પામવા

જેવું નથી. આમ છતાં પણ, આપણામાં એવું સત્ત્વ પ્રગટ થાય, એ વિગેરે હેતુઓથી એવા સત્ત્વશાલી પુણ્યાત્માઓએ સામાની ઘણી બળજબરી છતાં સત્ત્વ બતાવ્યું, તેની પ્રશંસા જરૂર કરવી જોઈએ.

**વિષયો વિષ જેવા લાગવા-એ જેટલું મુશ્કેલ છે, તેટલું તે વિષ જેવા લાગ્યા પછી છોડવા તે મુશ્કેલ નથી:**

ખરી વાત તો એ છે કે-વિષયો વિષ જેવા લાગવા, એ જ બહુ મુશ્કેલ છે.

**સભા૦** વિષયો વિષ જેવા કેમ ન લાગે?

આત્મા એટલો વધારે મલિન છે, એમ માનવું પડે.

**સભા૦** ઉપદેશની અસર કેમ ન થાય!

ઉપદેશની અસર પણ યોગ્ય આત્માઓ ઉપર જ થાય છે. અનન્તા શ્રી તીર્થંકરદેવો ઉપદેશ દે, પણ જે આત્માઓ દુર્ભવ્ય હોય, અભવ્ય હોય, તેને વિષયો વિષ જેવા ન લાગે તે સ્વાભાવિક છે. એ તો એવું કે-સો તારી વાત, પણ મારૂં એક ઉંહું. એને ગળે જ એ વાત ઉતરે નહિ. અભવ્ય કે દુર્ભવ્ય આત્માઓને પ્રબોધવાની તાકાત અનન્તજ્ઞાનિઓમાં પણ નથી. તાકાત ઘણી, પણ કરે શું? પેલામાં યોગ્યતા જોઈએ ને? ઉપદેશનું સુન્દર પરિણામ ક્યારે આવે? શ્રોતામાં લાયકાત હોય તો! શ્રોતા નાલાયક હોય, તો ગમે તેવો સમર્થ ઉપદેશક પણ તેને માટે નકામો નિવડે. વિષયો વિષ જેવા લાગવા, એ જ મુશ્કેલ છે. વિષ જેવા

લાગ્યા પછીથી, તેને છોડવા એ એટલું મુશ્કેલ કામ નથી. સત્ત્વશીલ આત્માઓને માટે સંયમ પાળવું એ મુશ્કેલ નથી, પણ સંયમ પાળવા જેવું છે એમ લાગવું એ મુશ્કેલ છે. શું તમે મુશ્કેલી વેઠી શકતા નથી? તમને જેની જેની જરૂર લાગી છે, તે તે મેળવવાને માટે શું તમે ઓછી મુશ્કેલી વેઠો છો? પછી તો મુશ્કેલી મુશ્કેલી લાગતી નથી. અર્થિપણાની તીવ્રતા જેમ વધારે, તેમ મુશ્કેલી મુશ્કેલી ન લાગે. સહવું એ બહુ મુશ્કેલ નથી. સહવામાં કલ્યાણ છે—એમ લાગવું તે વધારે મુશ્કેલ છે. વિષયો વિષ જેવા છે—એમ બરાબર લાગી જાય, તો વિષયોનો ત્યાગ એ બહુ મુશ્કેલ નથી. જો કે—વિષયો વિષ જેવા છે એમ લાગવા છતાં પણ, સત્ત્વની અલ્પતા આદિના યોગે આત્મા વિષયોને તજી ન શકે એ શક્ય છે, પણ એનું ધ્યેય તો એ જ હોય. એનો વિષયવિરાગ તો જીવંત જ હોય. માટે તો આપણે કહી આવ્યા કે—"આત્માનું કલ્યાણ સાધવાને માટે સૌથી પહેલાં પૌદ્‌ગલિક અનુકૂળતાનું અર્થિપણું જવું જોઈએ અને મોક્ષનું અર્થિપણું પ્રગટવું જોઇએ." પૌદ્‌ગલિક અનુકૂળતાનું અર્થિપણું નીકળી જાય અને મોક્ષનું વાસ્તવિક અર્થિપણું પ્રગટે, એટલે મોક્ષપ્રાપ્તિ માટે શક્ય પ્રયત્નો કરવાની વૃત્તિ આવ્યા વિના રહે જ નહિ.

**ચર્ચાનો હેતુ :**

ચેતનનું અને જડનું વાસ્તવિક સ્વરૂપ જેના હ્રદયમાં પરિણમી જાય, તે ઉપસર્ગોમાં અડગ રહે એમાં બહુ

નવાઈ પામવા જેવું નથી. જો એવા આત્માઓ પણ ચલિત થઈ જાય, તો પછી અચલ રહે કોણ ? એ મહાપુરૂષોની મહત્તા ઘટાડવાને માટે આ ચર્ચા નથી. આ ચર્ચાનો હેતુ જૂદો છે. આપણને એ બધામાં કેમ બહુ નવાઈ લાગે છે, એ જ ખાસ વિચારવું છે. આપણને એમ થવું જોઇએ કે–'આપણે પણ એમના જેવું કેમ ન કરી શકીએ ?' અભયાએ ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ શ્રી સુદર્શનનું એક રૂંવાડુંય ન ફરકયું. અંગથી અંગ લગાડે, અંગસ્પર્શ દ્વારા પણ નિર્લજ્જ કામચેષ્ટાઓ કરે, છતાં શ્રી સુદર્શન કાયોત્સર્ગમાં સ્થિર રહે, એ ઓછી વાત છે ? એવા સંયોગોમાં શ્રી સુદર્શન જેવા જ ટકે ! પણ એથી–'આપણાથી કાંઇ ન બને'–એવો નિર્ણય ન કરતા. આવી વાતો આવે, ત્યારે 'ડુંગર દૂરથી રળીયામણા'ની જેમ એની અસરથી દૂર ન રહો.

**શ્રી શાલિભદ્રજી :**

શ્રી શાલિભદ્રજી ઓછા કોમળ હતા ? શ્રી શ્રેણિકના ખોળામાં જરા બેઠા, ત્યાં તો પરસેવાથી રેબઝેબ થઇ ગયા. સાહ્યબીનો પાર જ નહિ. આજ્ઞા ઉઠાવવાને અનેકો હાજર. ભોગની સામગ્રીમાં ખામી નહિ. એ જ શ્રી શાલિભદ્રજી જ્યારે ભોગને લાત મારે છે, પછી કેવા બની જાય છે ? ભોગના ત્યાગ માટે તત્પર બન્યા પછી જીવન કેટલું ફરી જાય છે ? સાતમી મેડીએ રહેનાર કોમળ કાયાવાળા શ્રી શાલિભદ્રજી ઉઘાડે પગે વિહાર કરે, ટાઢ–તડકો સહે, અનેક પ્રકારની પ્રતિકૂળતાઓને

વેઠે અને તે છતાં પણ પહેલાં કરતાં વધારે આનન્દમાં રહે! આ બળ આવ્યું ક્યાંથી? શું કાયા ફરી ગઈ? નહિ જ. કહો કે-વિષયો વિષ જેવા લાગ્યા અને આજ્ઞાની આરાધનાનો અપૂર્વ ઉલ્લાસ જાગ્યો, માટે એ કોમળ પણ શ્રી શાલિભદ્રજી, સંયમની સાધનામાં કઠોર બની શક્યા. આપણામાં પણ જો એ દશા આવી જાય, તો આપણે પણ સામગ્રી મુજબ ઘણું ઘણું કરી શકીએ.

**સત્ત્વને દબાવો નહિ પણ ખીલવો :**

તમે શું સંયમનું કષ્ટ વેઠી શકો તેમ નથી? વિચારી જૂઓ કે-તમે અહીં નથી આવતા, તે વેઠી શકો તેમ નથી માટે નથી આવતા કે આવવું ગમતું નથી માટે નથી આવતા? જ્યાં તમે બેઠા છો ત્યાં સળગી રહ્યા છો, એમ તમને લાગે છે? સંસારમાં તમે ન છૂટકે રહ્યા છો, એમ કહેવા તમે તૈયાર છો? તમે સંસારની સાધના માટે જે સહો છો, તે જો વિચારો તો ઓછું નથી સહતા એમ લાગે : અને એથી જ કહેવું પડે છે કે- તમારો આત્મા જેવો ત્યાં ઢળે છે, તેવો જો આ તરફ ઢળે, આજ્ઞાની આરાધના તરફ ઢળે, તો આજે જેટલું સત્ત્વ છે, એટલામાં પણ કમાલ કરી શકાય. 'અરે રે, સંયમ? કેમ બને?'-આવું આજે જે બોલાય છે, તેનું ખરૂં મૂળ આ છે. કરવા જેવું લાગે છતાં કરી ન શકે એમ ન બને એમ નહિ : પરન્તુ તમે વિચારી જૂઓ કે-'તમે કેવળ અશક્ત છો માટે જ સંયમ નથી ગ્રહણ કરતા? તમારો આત્મા સંયમી જીવન જીવી શકતો નથી,

એથી બળ્યા કરે છે ?' તમે જાતે જ તમારો ન્યાય કરો. તમને લાગે કે-શુદ્ધ સંયમની અભિરૂચિ નથી તો તે કેળવો અને અભિરૂચિ હોય તો સત્ત્વને ખીલવવાનો પ્રયત્ન કરો. ડરપોક કે હતાશ જેવા બની જઈને સત્ત્વને દબાવો નહિ, પણ ખીલવો !

**અનંતી ભવપરંપરા દેખાતી નથી :**

શ્રી સુદર્શનને માટે અભયા રાણી નિષ્ફળ નિવડી, એ વસ્તુ કમ કિંમતી નથી : પણ વાત એ છે કે-વિષયો જો વિષ જેવા લાગી જાય અને સત્ત્વ કેળવાય, તો જ એમ બની શકે. શ્રી સુદર્શન જે કરી શક્યા તે શાથી કરી શક્યા, એ વિચારો ! ઘરમાં દેવાંગના જેવી સ્ત્રી હોય, આગ્રહથી પીરસતી હોય, ભોજન રસવાળું હોય અને ખૂબ મોજથી ખવાતું હોય : પણ બરાબર એ જ વખતે ખબર આવે કે-'પેઢી ઉડી !'-તો ?

**સભા૦** રસ ઉડી જાય.

કેમ ? સામગ્રી મોજૂદ છે, ખાવાની ભૂખ છે, ખાદ્ય પદાર્થો સ્વાદિષ્ટ છે, દેવાંગના જેવી સ્ત્રીનો આગ્રહ છે, છતાં રસ ઉડી ગયો, એનું કારણ વિચારો. પેઢી ઉડવાની ખબર મળતાંની સાથે જ ક્ષણ પહેલાંનો અપૂર્વ આનન્દ ઉડે અને શોકસાગર રેલે. એ જ રીતિએ અનન્તજ્ઞાનિઓના કહેવાથી જેઓ વિષયોપભોગના પરિણામ રૂપ શોકની પરંપરાને દેખે, તેને ગમે તેવા વિષયો પણ મુંઝવે ? નહિ જ, પણ આજે મોટા વર્ગની એ દશા છે કે-જ્ઞાનિના કહેવા મુજબની અનન્તી ભવપરંપરા દેખાતી નથી અને એથી જ વિષયો તરફ ઘસાયે જાય છે !

**મીયાની ભેંસને ડાબું ન કહેવાય :**

એના જ યોગે ઇન્દ્રિયોની સ્વચ્છન્દતા ટળતી નથી. રસ્તે ચાલતાં પણ કોડા જેવી આંખો આમ-તેમ ભમ્યા કરે છે. જરાક સ્વાદવાળી વસ્તુ દેખી કે-મોંઢામાં પાણી છૂટે છે. આ દશાવાળાને શું વિષયો વિષ જેવા લાગ્યા છે ? રસ્તે ચાલતાં આડું-અવળું જોયા કરવું નહિ, નીચી દૃષ્ટિએ ચાલવું, કોઇ પણ ચેતન કે જડ વસ્તુ તરફ કુદૃષ્ટિ કરવી નહિ, આટલું ય સત્ત્વ આજે રૂપાળાં કપડાં-વાળાઓમાં પ્રાય: દેખાતું નથી. એમાં પણ સત્ત્વ જોઇએ છે. દુનિયાના પર વિષયો તરફ આંખને લોભાવા ન દેવી, એ પણ આજે મહાસત્ત્વનું કાર્ય ગણાય છે ! એ સત્ત્વ તમારામાં નથી જ, એમ હું નથી કહેતા : કારણ કે-એમ તમારે માટે મારાથી બોલાય જ કેમ ? પણ પ્રતિજ્ઞા લેવા તૈયાર થાવ તો માલૂમ પડે. બાકી દુનિયામાં કહેવાય છે કે-‘મીયાની ભેંસને ડાબું ન કહેવાય ’-એવી આજે મોટા ભાગે દશા છે. ખરી મુશ્કેલી એ જ છે કે-વિષયો હજુ ભૂંડા લાગતા નથી. વિષયો વિષ જેવા છે-એમ જો બરાબર લાગી જાય, તો પછીનું કાર્ય બહુ સહેલું છે.

**જીભને રાજી રાખવાની મહેનત :**

સામાન્ય પ્રતિકૂળ પ્રસંગમાં પણ આત્મા જ્યારે ટકી ન શકે, ત્યારે એમ થાય કે-‘ હજુ માર્ગ ઉપર જેવી જોઇએ તેવી પ્રતીતિ નથી. ’ જો માર્ગ ઉપર વાસ્તવિક પ્રતીતિ હોય, તો બની શકે એવી વાતમાં પણ ઢીલાશ કેમ હોય ? માર્ગ ઉપર વાસ્તવિક પ્રતીતિ થઇ જાય, તો

ગમે તેવા મધુર ભોજન વખતેય આત્મા ભાનભૂલો કેમ બને ? જ્ઞાનિઓએ આજ્ઞા કરી કે–'સર્પ જેમ દરમાં પેસે, તેમ આહારને ગળે ઉતારવો.' સર્પનું દર જોયું છે ? એના શરીર જેટલું હોય. ત્યાં એ વાંકો–ચૂંકો ચાલે નહિ. જરા વાંકો થાય કે અંગ ઘસાય. એમ આહાર ગળે ઉતરી જવો જોઇએ. વાત એ કે–વચ્ચે આ દલાલણને (જીભને) રાજી થવા દેવી નહિ. પેટ ભર્યા વિના ન ચાલે, પણ આને (જીભને) રમાડ્યા વિના તો ચાલે ને ? જીભને રમાડો નહિ તો જીવન ટકે નહિ, એમ કહી શકશો ? પણ નહિ, પેટ માટે જે મહેનત થાય છે, તેના કરતાં કેઈ ગુણી વધારે મહેનત જીભને રાજી રાખવાને માટે થાય છે. રસના, જ્ઞાનિઓ કહે છે તેવી ભયંકર પ્રતીત નથી થતી, તેનું એ પરિણામ છે. તમે મિષ્ટાન્ન ખાવ કે લુખ્ખો–સુક્કો આહાર ખાવ, પણ પેટને કિંમત સરખી છે. પેટને તો પચે અને પોષણ આપે એટલો ભાર જોઇએ છે. બાકી તો બધાં જીભને માટેનાં તોફાનો છે. એ દલાલણને રીઝવ્યા વિના ખાવું, એ તમારાથી બને ? ધારો તો બને એવું છે ! 'એવું તો કોઈથી ન બને. ગમે તે હોય, એને રસ આવ્યા વિના રહે નહિ. ખાવું ને રસ ન આવવા દેવો એ થાય નહિ.'– આમ કહેવું, એ તો મીઠા શબ્દોમાં અશ્રદ્ધાને છૂપાવવાનું એક નાટક જ છે.

**માર્ગની પ્રતીતિ અને સત્ત્વશીલતા :**

અનન્તજ્ઞાનિઓએ પ્રરૂપેલા માર્ગ ઉપર જો વાસ્તવિક પ્રતીતિ થઈ જાય, તો વિષયોથી ન મુંઝાવું એ મુશ્કેલ

નથી. વિષયો પ્રત્યે ખીંચાવાથી આવતું અનિષ્ટ, જે જ્ઞાનિઓએ સ્પષ્ટપણે દર્શાવ્યું છે, તે જો બરાબર હૈયે બેસી જાય, તો ગમે તેવા વિષયોની સામગ્રી સામે પણ અક્કડ અને અણુનમ રહેવાની સત્ત્વશીલતા આત્મા કેળવી શકે છે. મહાપુરૂષોએ કારમી આફતો વેઠી અને મનને મલિન થવા દીધું નહિ, એ પ્રતાપ મૂખ્યત્વે માર્ગ ઉપરની પ્રતીતિનો છે. શ્રી સુદર્શનમાં માર્ગ ઉપર કેટલી જબ્બર પ્રતીતિ હશે, એ ખૂબ વિચારો. તમને લાગશે કે–એ વિના આવું જીવન જીવી શકાય નહિ. કપિલાથી ન ખીંચાયા એ મોટી વાત નથી, પણ પછી જે પ્રતિજ્ઞા કરી કે–'હવેથી એકલા પરગૃહમાં જવું નહિ.'–એ સામાન્ય વાત નથી. વિષયો કેટલા ભૂંડા લાગ્યા હોય, તો આવી પ્રતિજ્ઞા કરવાનું સુઝે ? માર્ગની પ્રતીતિ અને સત્ત્વશીલતા, આ બે એવી વસ્તુઓ છે કે–આત્માને ઘણા કારમા પ્રસંગોમાં પણ અચલ રાખી શકે છે અને એ જ મહાપુરૂષોની મોટામાં મોટી લાયકાત છે. જેણે આત્માનું કલ્યાણ સાધવું હોય, તેણે માર્ગની પ્રતીતિ અને સત્ત્વશીલતા,–આ બે બરાબર કેળવવાં જોઇએ : પણ માર્ગની પ્રતીતિ થઈ જાય તોજ સત્ત્વશીલતા કામની છે : બાકી તો તે ભયંકર જ છે !

**અભયાની ધમકી :**

શ્રી સુદર્શનની સત્ત્વશીલતા તત્ત્વપ્રતીતિ પૂર્વકની છે, માટે જ સદાચારના આદર્શની તેમના જીવનમાંથી ઝાંખી મળી રહે છે. હજુ આગળ જોવા જેવું છે. શ્રી સુદર્શનનો સદાચાર માત્ર શીલ પૂરતો જ છે, એમ પણ નથી.

રાણી અભયાએ જ્યાં અંગસ્પર્શાદિ જેવી ભયંકર કુટિલતા આદરી, એટલે શ્રી સુદર્શને મનમાં પ્રતિજ્ઞા કરી દીધી કે–'જ્યાં સુધી આ ઉપસર્ગ ટળે નહિ, ત્યાં સુધી મારે કાયોત્સર્ગ જ હો! ઉપસર્ગ ન ટળે તો મારે અનશન હો!' આ પ્રતિજ્ઞાપૂર્વક શ્રી સુદર્શન ધર્મધ્યાનમાં સુસ્થિર બન્યા.

અભયાની કનડગત તો ચાલુ જ હતી. જ્યારે અનુકૂળ ઉપસર્ગોથી શ્રી સુદર્શન જરાય ચલિત ન થયા, એટલે અભયાએ ધમકી આપવા માંડી. તેણે સાફ સાફ શબ્દોમાં કહી દીધું કે–'કાં તો મને વશ થા, નહિ તો યમને વશ થવું પડશે. મારી અવગણના ન કર! મારી અવગણના કરી મને વશ ન થયો, તો સમજ કે–હવે તારૂં મોત જ થવાનું છે!'

પરન્તુ શ્રી સુદર્શન ઉપર તો અભયાની આ ધમકીની પણ અસર ન થઇ. શ્રી સુદર્શન વગર મોતે મરવા નહોતા ઈચ્છતા, પણ શ્રી સુદર્શનમાં જીવનનો લોભે ય એવો નહિ હતો, કે જેથી તે જીવતરને વહાલું કરીને સદાચારને મૂકે.

**દુર્જનની દશા :**

આમ લગભગ આખી રાત્રિ વ્યતીત થઇ ગઈ. અભયાએ જોયું કે–'હવે સમય ખોવા જેવો નથી.' અભયાને મુંઝવણ થઈ. પોતાની ધારણા તો પાર પડી નહિ, પણ પોતાને માથે આફત આવે તેનું શું થાય? રાજાને ખબર પડે કે–'રાણીએ આ રીતિએ સુદર્શનને

ઉપાડી મંગાવ્યો અને અત્યાચાર ગુજાર્યો.' તો રાણીની કારમી દુર્દશા જ થાય ને? અભયા રાણીનું આ કામ એવું હતું કે-જો બીજા જાણી જાય, તો રાણીથી જીવાય નહિ! પણ દુષ્ટ આત્માઓ જ્યારે દુષ્ટતા આદરવા માંડે છે, ત્યારે એ ક્યાં જઈને અટકશે એ કહી શકાતું નથી. સજ્જનો પોતાના ભોગે બીજાને બચાવી લે છે અને દુર્જનો પારકાના ભોગે પોતાને બચાવી લેવાનો પ્રયત્ન કરે છે. સજ્જનનું ગમે તેવું ભૂંડું થાય, એની દુર્જનને ચિન્તા હોતી નથી. સજ્જનને ખરાબ કરવાથી સન્માર્ગ વગોવાશે, એનીય દુર્જનોને દરકાર હોતી નથી. એ તો પોતાનો બચાવ થાય તેમ છે કે નહિ, એ જ જૂએ!

**અભયાની બૂમો:**

અભયાએ નક્કી કર્યું કે-શ્રી સુદર્શનને કલંકિત ઠરાવવા. શ્રી સુદર્શન દોષિત ઠરે, તો જ અભયાનો દોષ ઢંકાય ને? પણ એમ ને એમ તો કોઈ માને નહિ: એટલે અભયા જ્યારે બધી રીતિએ નિષ્ફળ નિવડી, ત્યારે તેણે પોતાના જ હાથે, પોતાના જ નખોથી પોતાના શરીર ઉપર વલુરા ભર્યા. આ પછીથી, 'અહીં કોઇ મારા ઉપર બલાત્કાર કરવાને માટે આવ્યો છે' -એવી મોટેથી બૂમો પાડવા માંડી.

**દુર્જનો જ્યારે સજ્જનો સામે ફાવી શકે નહિ ત્યારે શું કરે?**

આમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી. બીચારા દુર્જનો સજ્જનોને શિરે તેમનાં કલંકો ન ઓઢાડે, તો

જીવે પણ શી રીતિએ? સજ્જનોને ખરાબ કરવા માટે દુર્જનો જેટલું ન કરે તેટલું ઓછું. દુર્જનો જ્યારે સજ્જનોની સામે ફાવી શકતા નથી, ત્યારે સજ્જનોના માથે કલંક ઓઢાડ્યા વિના તેઓ રહી શકતા નથી. પોતાનું પાપ છૂપાવવાને માટે, દુર્જનો તે પાપ સજ્જનોના નામે ચઢાવી દેવાનો, બને તેટલો કૂટ પ્રયત્ન કરે છે. આજે પણ એવા ઘણા દુર્જનો છે, કે જે સજ્જનો ઉપર તદ્દન ખોટાં અને કલ્પિત કલંકો ઓઢાડી દેવાનો જાણે ધંધો જ લઇ બેઠા છે: કારણ કે–સજ્જનો પાસેથી તેઓ તેમના પાપનું પોષણ મેળવી શકતા નથી. અભયા પણ એ જ માર્ગ લે છે. બલાત્કારનો સઘળો પ્રયત્ન પોતે જ કર્યો છે, તે છતાં પણ પોતાનું પાપ છૂપાવવાને માટે અને શ્રી સુદર્શને તેની પાપયાચનાનો સ્વીકાર ન કર્યો એથી તેનું વૈર લેવાને માટે, અભયા બૂમો એવી પાડે છે કે–શ્રી સુદર્શન બલાત્કાર કરનાર ઠરે.

**નોકરો પકડતા નથી:**

અભયાની બૂમો સાંભળીને નોકરો ત્યાં દોડી આવે છે, પણ આવીને જૂએ છે તો શ્રી સુદર્શન કાયોત્સર્ગમાં સ્થિત છે! નોકરો શ્રી સુદર્શનને પકડવાની હિંમત કરી શકતા નથી.

રાણી રાડો પાડે છે, છતાં પણ રાજ્યના નોકરોને એમ થાય છે કે–'સુદર્શનમાં આ સંભવે નહિ!'

કેટલી સરસ છાપ હશે?

**રાણીએ રાજાને કહેલી હકીકત :**

નોકરો જઈને રાજાને ખબર આપે છે.

હવે ખૂદ રાજા આવે છે. રાજા આવીને રાણીને પૂછે છે કે–" શું છે ? "

અભયા કહે છે કે–" હું અહીં બેઠી હતી, એટલામાં પીશાચ જેવા આને અકસ્માત્ અહીં આવેલો મેં જોયો. પાડાની જેમ ઉન્મત્ત બનેલા કામવ્યસની એવા આ પાપીએ, કામક્રીડા માટે, અનેક પ્રકારે નમ્રતાભરી આજીજી કરી, પણ મેં એને ધૂતકારી કાઢયો. મેં તેને કહ્યું કે– ' તું અસતીની જેમ સતીને ઇચ્છ નહિ. ચણાની જેમ કાંઈ મરચાં ચવાય નહિ. ' પણ મારૂં કહ્યું એણે માન્યું નહિ અને બલાત્કારથી તેણે મને આમ કર્યું. "

આ પ્રમાણે કહીને અભયાએ પેલા વલુરા બતાવ્યા અને છેવટે કહ્યું કે–" એથી મેં બુમો પાડી, કારણ કે– અબલા બીજું કરે પણ શું ? "

કહો, રાણીએ કહેવામાં જરાય બાકી રાખ્યું છે ? ખરેખર, દુર્જન આત્માઓ તો સજ્જનોને ન સંતાપે એ જ આશ્ચર્ય ગણાય !

**રાજાને વિચાર :**

રાણીએ આ પ્રમાણે કહ્યા છતાં પણ, રાજાને વિચાર થાય છે કે–' સુદર્શન માટે આ સંભવે નહિ. '

રાજાને આ વિચાર કયી જગ્યાએ આવે છે ? કયા સંયોગોમાં આવે છે ?

શ્રી સુદર્શનને અન્તઃપુરમાં ઉભેલા જૂએ છે અને ખૂદ પોતાની રાણી આરોપ મૂકે છે. રાણી કહે છે કે–'આણે મારા ઉપર જૂલ્મ ગુજાર્યો.' અને જૂલ્મ ગુજર્યો હોય તેવાં ચિન્હો પણ રાજા જૂએ છે! અન્તઃપુર જેવું સ્થળ, સુદર્શન ખૂદ હાજર, રાણી આરોપ મૂકે અને દાર્શનિક પૂરાવામાં જરાય ખામી લાગે નહિ તેવાં ચિન્હો! છતાં રાજા વિચારે છે કે–'સુદર્શન માટે આ સંભવિત નથી!'

આ કયી ખ્યાતિ? આ કયા પ્રકારનું જીવન?

રાણી પોતે ચિન્હો દર્શાવીને કહે છે કે–'આણે આ જૂલ્મ ગુજાર્યો છે.'–છતાં એ જ રાણીની હાજરીમાં રાજા શ્રી સુદર્શનને કહે છે કે–'આ શું છે? જે હોય તે સાચું કહે.'

શ્રી સુદર્શન તો કાયોત્સર્ગમાં જ સ્થિત છે. રાજા વારંવાર પૂછે છે, પણ શ્રી સુદર્શન કાંઈ જ બોલતા નથી.

રાણીના દેખતાં રાજા આમ વારંવાર પૂછે–એનો અર્થ શો થાય, એ શું રાણી નહિ સમજતી હોય? સમજે, પણ કરે શું? શ્રી સુદર્શનની ખ્યાતિ સામાન્ય કોટિની નથી. જીવન બનાવટી હોય, તો આવી ખ્યાતિ પ્રાપ્ત થાય, એમ લાગે છે?

**શ્રી સુદર્શનની સદાચારશીલતાની આકરી કસોટીનો સમય :**

હવે તે વખતે શ્રી સુદર્શન, આજના કેટલાકો કહે છે તેમ, જો નગ્ન સત્ય બોલે, તો શું થાય? જે કાંઈ

બન્યું છે તે અક્ષરે અક્ષર સાચેસાચું કહી દે, તો શું થાય? આ પણ ખાસ વિચારવા જેવું છે. અહીં ધર્મ કેમ જાળવવો, એ વિચારો! અનુકૂળતાના અર્થિથી સદાચારને જેવો જોઈએ તેવો જાળવી શકાતો નથી, એ આપણો મુદ્દો છે.

શ્રી સુદર્શન સમજે છે કે-'હું બીનગૂન્હેગાર છું, પણ જો હું સાચી હકીકત કહી દઉં તો રાણીનું શું થાય? જે આફત મને ઇષ્ટ નથી, તે રાણી ઉપર આવે. રાણીનો ફીટકાર થાય, એની ફજેતીનો પાર ન રહે અને કદાચ એને શૂળીએ પણ લટકવું પડે!'

શ્રી સુદર્શન જો ન બોલે તો એ આફત શ્રી સુદર્શનને વેઠવી પડે તેમ છે અને બોલે તો એ આફત રાણીને વેઠવી પડે તેમ છે!

શ્રી સુદર્શન વિચાર કરે છે કે-'આ આફત હું વેઠી લઉં, એમાં મારૂં ધર્મિપણું કે આ આફત રાણીને માથે મારા સાચા પણ બોલવાથી જાય, એમાં મારૂં ધર્મિપણું?'

અહીં અહિંસાનો વિચાર છે. અહિંસાપાલન, એ સદાચાર ખરો કે નહિ? ખરો, તો હિંસા એ અનાચાર ને? અહિંસાપાલન રૂપ સદાચાર ક્યારે જાળવી શકાય? આ સ્થાને અનુકૂળતાનો અર્થી હોય તો તે શું કરે?

તમારી જાતને ઘડીભર એ સ્થિતિમાં કલ્પી લો. માની લો કે-તમે આવા પરમ શીલવાળા છો, આવા કસોટીના પ્રસંગમાં મૂકાવા છતાં પણ ચલિત થયા નથી

અને તમારે માથે આવો તદ્દન ખોટો આરોપ આવ્યો છે! એવા સમયે તમે શું કરો?

અભયાના ઉપસર્ગો સામે મક્કમ રહેવું-એ જેટલું મુશ્કેલ હતું, એના કરતાં પણ હવે મૌન રહેવું અને આફત ઉભી કરનારી તથા કલંક દેનારીને બચાવી લેવા તત્પર બનવું, એ વધારે મુશ્કેલ છે!

મૌન રહેવામાં ઓછું જોખમ છે? જીવનભરમાં મેળવેલી સદાચારી તરીકેની આબરૂ ક્ષણમાં રગદોળાઇ જાય! લોક દંભી કહે! અત્યાર સુધી સદાચારી તરીકેનો ઢોંગ કરતો હતો એમ પણ કહે! ફજેતી અને ફીટકારમાં કમીના રહે નહિ! શ્રી સુદર્શનની ખ્યાતિ એવી છે કે-લોક એકદમ આવું ન માને, પણ શંકામાં તો ગુંચવાય ને? મૌન રહેવામાં માત્ર આબરૂ રગદોળાઇ જવાનો જ સંભવ છે, એમ નથી: મૌન રહેવામાં માત્ર ફજેતીનો જ સંભવ છે, એમ પણ નથી: પણ મૌન રહેવાના પરિણામે શૂળી મળશે, એ વાત પણ નિશ્ચિત છે!

મૌન રહેવામાં આટલું બધું જોખમ છે અને સાચું બોલવામાં? શ્રી સુદર્શન જે કહે તેને સાચું માનવા રાજા તૈયાર છે! પરિણામે રાજા કદાચ રાણીને મારી પણ નાખે, તોય લોક શ્રી સુદર્શનને દોષ દે નહિ! ઉલ્ટો બચાવ કરે!! કહે કે-'એમાં શ્રી સુદર્શને શું ખોટું કર્યું છે? વળી એણે તો રાજાએ પૂછ્યું એટલે જ, જે હતું તે કહ્યું છે: કાંઇ એમ ને એમ કહ્યું નથી.' શ્રી સુદર્શનનો લોક તો કાંઇ વાંક ન કાઢત. વધારામાં ફીટકારને બદલે

ધન્યવાદ મળત ! લોકમાં શ્રી સુદર્શનની જે ખ્યાતિ હતી, એના કરતાં કેઇ ગુણી વધી જાત ! શ્રી સુદર્શન સાચી વાત કહે તો આટલો બધો લાભ સ્પષ્ટ છે, જ્યારે સાચી વાત કહેવાથી નુકશાન નહિ જેવું જ છે ને? સાચી વાત કહેવામાં વધુમાં વધુ નુકશાન કેટલું ?

**સભા૦** રાણી મરી જાય.

એ તો કહી શકાય ને કે–'જે ગૂન્હો કરે તેને સજા થાય ? એને એના પાપે મારી. આપણે શું કરીએ ?'

આ સ્થાને આજના નગ્ન સત્યવાદિઓ શું કરવાનું કહે? સદાચાર, એ કોઈ સામાન્ય વસ્તુ નથી. સદાચારનું પાલન કરવું અને દુનિયાદારીના અર્થી બન્યા રહેવું, પૌદ્ગલિક અનુકૂળતાના અર્થી બન્યા રહેવું, એ બને નહિ : અનુકૂળતાનું અર્થિપણું તો સદાચારથી પાડે અને દુરાચારમાં જોડે. શ્રી જિનેશ્વરદેવના શાસનને જે પામેલો હોય, એ કારણે પૌદ્ગલિક અનુકૂળતાનો જે અર્થી ન હોય અને ધર્મપાલન એ જ જેને મન સર્વસ્વ હોય, તે જ આવા કટોકટીના પ્રસંગે–'શું કરણીય અને શું અકરણીય'–તેનો વાસ્તવિક નિર્ણય કરી શકે છે અને તેવો જ આત્મા આવા પ્રસંગે ધર્મને ચૂકતો નથી.

**પ્રતીતિ અને સત્ત્વ ન હોત તો :**

શ્રી સુદર્શન અભયા રાણીનું નામ દેવા ધારત, તો દઈ શકે તેમ હતા. પોતે અભયાનું નામ દે, તો એ માટે એમના બચાવની અનેક બારીઓ હતી. અભયા જ પૂરે-

પૂરી ગૂન્હેગાર હતી અને શ્રી સુદર્શન સાવ નિર્દોષ હતા. આખીય રાત અભયાએ શ્રી સુદર્શનને સંતાપ્યા હતા. શ્રી સુદર્શનને ધ્યાનમાંથી ચળાવવાનો પ્રયત્ન કરવામાં અભયાએ કમીના રાખી નહોતી. શ્રી સુદર્શનને શીલથી ભ્રષ્ટ કરવાને માટે અભયાએ એનાથી શકય એટલું બધું જ કર્યું હતું. લાલચ બતાવી, કરગરી, કુટીલતા વાપરી અને ધમકી પણ આપી. આટલો સીતમ ગુજાર્યા પછી પણ અભયાએ, શ્રી સુદર્શનને કલંકિત તરીકે જાહેર કર્યા. શ્રી સુદર્શન પ્રાણુદંડની શિક્ષા પામે, એવું કલંક મૂકયું. આમ છતાં પણ શ્રી સુદર્શન મૌન જ રહે છે. રાજા પૂછે છે, વારંવાર પૂછે છે, છતાં મૌન રહે છે. સદાચાર જીવનમાં કેટલો ઓતપ્રોત થઈ ગયો હશે, એ વિચારી જૂઓ. શ્રી સુદર્શને એવા સંયોગોમાં અભયા ઉપર કૃપા બતાવી છે કે-એ સંયોગોનો જેમ જેમ તમે વિચાર કરશો, તેમ તેમ તમને લાગશે કે-આત્મા જ્યાં સુધી વાસ્તવિક રીતિએ અનુકૂળતાનો અનર્થી ન બને, ત્યાં સુધી તો આ જાતિની સદાચારિતાને સેવી શકે જ નહિ. માર્ગની વાસ્તવિક પ્રતીતિ અને સત્ત્વશીલતા જો ન હોય, તો આવા સંયોગોમાં આત્મા પોતાના સદાચારને સ્હેજે દોષ લગાડયા વિના રહી શકે નહિ.

**શ્રી સુદર્શન શાસનહીલનાને નામે પણ બચાવ કરી શકે એમ હતું :**

શ્રી સુદર્શન અભયાની કુટીલતા રાજાને જણાવી દે, તો બચી જાય એમ હતું. શ્રી સુદર્શન અભયાનું નામ

દઈ, પોતાની જાતને બચાવી લીધા :પછીથી, જો ધારે તો એવો પણ બચાવ કરી શકે તેમ હતું કે-

"મારે તો અભયાનું નામ દેવું જ નહિ હતું. રાજાએ પૂછ્યું પણ હું ચૂપ રહેત. રાજા બહુ બહુ તો મને શું કરત ? શૂલીએ ચઢાવવાની શિક્ષા કરત, એટલું જ ને ? એમાં મોટી વાત શી હતી ? મરવાનું તો વ્હેલું કે મોડું છે જ; એમાં ડરવા જેવું કાંઈ હતું ય નહિ અને છેય નહિ. આપણા ભોગે જ જો એક જીવ ઉપર કૃપા થઈ શકે તેમ હોય, આપણું મૃત્યુ જ જો એક જીવને બચાવી શકતું હોય, તો એ મૃત્યુ પણ વધાવી લેવાય : એટલે હું તો મરવા તૈયાર હતો : વળી લોક પાછળ શું બોલશે એની ય ચિન્તા શી ? લોકને ફાવે તેમ બોલે. આપણે નિર્દોષ હતા, તો લોકના બોલ્યે પાપી ન ઠરી જાત ! પણ મારે તો અભયાનું નામ એટલા જ ખાતર દેવું પડ્યું કે-મારા યોગે પ્રભુશાસનની નિન્દા થવા પામે નહિ. મને લાગ્યું કે-હું જો અત્યારે એક મહાદોષિત ઉપર કૃપા કરવા રહીશ, તો મારા નામે શાસન નિન્દાશે ! અજ્ઞાન લોક શાસન માટે જેમ-તેમ બોલશે. રાજા ફરી આવા ધર્મપર્વના પ્રસંગે કોઈ ધર્માત્માને ધર્મની આરાધના કરવાની અનુકૂળતા જોઈતી હશે તો નહિ આપે. એમ કહેવાશે કે-જૈનો એવા લૂચ્ચા છે કે-ધર્મના બ્હાને રજા મેળવી, પાછળ એકલા રહી, રાણીવાસમાં પણ ઘુસી જાય છે ! શાસનની આવી બદનામી થાય તે કેમ સહાય ? એક સારામાં સારા ધર્મી તરીકેની મારી છાપ રહી,

એટલે જો હું મૂંગો રહી અભયાને બચાવવા જાઉં, તો હું મરૂં, શાસન નિન્દાય અને બચાવ ત્યારે એક કુલ્ટાનો થાય ! આ કારણુસર જ મારે અભયાનું નામ દેવું પડ્યું. બાકી હું જીન્દગીનો લોભી બનીને દયાનો અવસર ચૂકું, એ તો ન ભૂતો ન ભવિષ્યતિ !"

શ્રી સુદર્શન અહિતકર બોલવાની ભૂલ કરીને પણ, ધારત તો શાસનહીલનાને નામે આવો પણ બચાવ કરી શકત કે નહિ ?

**સભા૦** કરી શકત !

અને શ્રી સુદર્શન જો આવો બચાવ કરે, તો લોક શ્રી સુદર્શનના આવા બચાવને માને કે નહિ ?

**સભા૦** માને જ !

આવો બચાવ કરનાર શ્રી સુદર્શન જેવા હોય, તો લોક એમને માટે જરાય ઓછું ધારે એમ લાગે છે ?

**સભા૦** ઓછું ન ધારે પણ ધન્યવાદ આપે.

એમ ? છતાં જૂઓ કે-શ્રી સુદર્શને મૌન તોડ્યું નહિ. સાચું અહિંસાપાલન આમ થાય.

### જાતને લજવાતી બચાવવાને માટે શાસનને વેગળું મૂકો નહિ :

શાસનના નામ નીચે પાપને છૂપાવી જાતને બદનામીથી બચાવવાનો પ્રયત્ન કરનારાઓ, વસ્તુત: શાસનના સેવકો જ નથી. એવાઓ તો, અવસરે શાસનના શત્રુઓ ન નિવડે તો સારૂં ! શાસનને નામે જાતની પ્રભાવના

કરનારાઓ અવસરે આજ્ઞાને વેગળી મૂકે, તો તેમાં જરા પણ નવાઈ પામવા જેવું નથી. જેનામાં શાસનની સાચી દરકાર હોય, તેનામાં આજ્ઞાની આરાધનાની દરકાર ન હોય એ બને નહિ. એટલું શીખી જાવ કે-'જાતને લજવાતી બચાવવા, શાસનને વેગળું મૂકવું નહિ.' આજે શાસનને જરા વેગળું મૂક્યું, તો કાલ જાત ખાતર શાસનને લજવતાં પણ વાર નહિ લાગે. આજ્ઞાને વેગળી મૂકીને શાસનને ટકાવવાની વાતો કરનારાઓને કહો કે-'એ દંભ છોડો!' આજે જાતના બચાવ માટે-'શાસનની નિન્દા થાય.'-એવો બચાવ કરનારા નથી એમ નહિ: તેમજ પોતાના બચાવ ખાતર શાસનના સેવકોને ઉભગાવનારા નથી, એમ પણ નહિ! શાસનની એવી વાત કરે કે-તમે પાણી પાણી થઈ જાવ! જાણે રૂંવાડે રૂંવાડે શાસનની દાઝ ભરી છે!! પણ સમજો કે-એ તો "શાસન નિન્દાય એવું નહિ કરવા ખાતર આજ્ઞાદ્રોહમાં આંખ આડા કાન કરીએ છીએ!!"-આ જાતિની અસર નિપજાવીને પોતાની કારમી લોકૈષણાને છૂપાવવાના પ્રયત્નો છે! તમે જો શાસનને સમર્પિત થાવ, તો જ એ સમજાય. જાતની રક્ષાદિને માટે, જાતે આજ્ઞાવિરૂદ્ધ કર્યું હોય એને છૂપાવવાને માટે, પોતાની નબળાઈને ઢાંકી દેવાને માટે-એવાં એવાં કારણોસર શાસનના નામને આગળ ધરવું, એ તો મહાપાપ છે! સાફ કહેવું જોઇએ કે-'હું કમતાકાત હતો. મારામાં પામરતા હતી.' સૌ સત્ત્વશીલ જ હોય એમ ન બને. એવા પણ હોય, કે જેમનામાં સત્ત્વ ઓછું હોય. એવાઓએ પોતાની નિર્બ-

ળતા કબૂલ કરવી જોઈએ, પણ શાસનનું નામ આગળ કરીને ખોટી રીતિએ પોતાની નબળાઈને છૂપાવવાની ભાવનાથી પણ બચવું જોઇએ.

**" દોષિતની દયા ન હોય "–એ વાતને**
**શ્રી જૈનશાસન માનતું જ નથી :**

શાસન ન નિન્દાય એની કાળજી અવશ્ય રાખવી, પણ શાસનને નામે જાતની નબળાઈ છૂપાવવાનો પ્રપંચ કદિ જ કરવો નહિ. શ્રી સુદર્શન સમર્થ હતા અને સાથે શાસનના સાચા સેવક હતા, માટે મૌન રહ્યા. શ્રી જૈનશાસનનું એવું વિધાન છે જ નહિ કે–' દોષિતને શિક્ષા અપાવવી જ જોઇએ. ' દોષિતની દયા ન હોય, એવું શ્રી જૈનશાસન માનતું જ નથી. શાસનરક્ષા ખાતર પ્રત્યનિકોને શિક્ષા કરવી પડે, તો ત્યાં પણ એના પ્રત્યેની દયા જીવતી ને જાગતી હોવી જ જોઇએ. શ્રી સુદર્શન જૂએ છે કે–' અભયાને આફતમાં મૂકયા વિના હું બચી શકું તેમ નથી. મારે બચવું હોય તો અભયાને આફતમાં મૂકવી જ પડે. ' એ પસંદ નથી એટલે મૌન રહે છે. શ્રી સુદર્શન અભયાને આફતમાં મૂકીને જીવવા ઇચ્છતા નથી. શીલરક્ષા માટે અભયાની કારમી કનડગત સહી અને હવે દયાપાલનને માટે જે કાંઈ આફત આવે તે સહવાને શ્રી સુદર્શન તૈયાર થઈ ગયા છે. શ્રી સુદર્શન ધારત તો પોતાની જાતને બચાવી શકત, નામનાનું રક્ષણ કરી શકત, પોતે મરવા તૈયાર હતા એમ બતાવી શકત અને–' કેવળ શાસનની ખાતર જ અભયાનું સાચી રીતિએ

પણ નામ દેવું પડયું'–આવું કહી શકત! પણ શ્રી સુદર્શને એમ ન કર્યું, કારણ કે–એમ કરવામાં પોતાનો કૃપાધર્મ રૂપ સદાચાર જળવાતો નહિ હતો. શ્રી સુદર્શને સદાચાર કરતાં જીવનને વહાલું ન કર્યું. સદાચાર પાળતાં, પૂર્વના દુષ્કર્મ યોગે પ્રાપ્ત થતી બદનામીની દરકાર ન કરી. તુચ્છ નામનાની લાલસા એમને સ્પર્શી શકી નહિ. દોષિત પ્રત્યે આવી દયા તો પ્રભુશાસનને પામેલા સત્ત્વશીલ આત્માઓ જ કરી શકે. જો જીવનનો તે વખતે થોડો પણ મોહ થઇ જાય, ધર્મ કરતાં જીવનની કિંમત થોડી પણ વધારે મનાઈ જાય, તો શ્રી સુદર્શનને એમેય થઈ જાય કે–"ભાઇ! જીવીશું તો ધર્મ કરીશું. મરી ગયા તો પછી કોણ જાણે કયાંય જઈશું ને ધર્મ રહી જશે. આ તો એક દોષિત સ્ત્રીને શિક્ષા થશે, આપણે બચી જઈશું અને ભવિષ્યમાં વધારે સારી રીતિએ ધર્મ કરી શકીશું! વળી દોષિત સ્ત્રીને શિક્ષા થાય, તો તેમાં વાંધો ય શો? રાણી જેવીને શિક્ષા થશે, તો શિક્ષાના ડરે પણ અનેક સ્ત્રીઓ ઉન્માર્ગે જતી અટકશે!" પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું આવી જાય, એટલે આવા અનેક કુતર્કો જન્મે. એ દશામાં આત્માને આવાં અનેક પ્રલોભનોથી ખીંચાઈ જતાં વાર લાગતી નથી. પછી ધર્મ ધર્મને ઠેકાણે રહે અને આત્મા પાપમાં પ્રવૃત્ત થાય.

**મૌનમાં જ ધર્મિપણું :**

આજે તો આવો પ્રસંગ પ્રાયઃ આવે તેમ છે નહિ, પરન્તુ આવા આદર્શ સદાચારિના જીવનનો વિચાર કરી,

ક્યારેય પૌદ્ગલિક અનુકૂળતા ખાતર ધર્મને-સદાચારને છેહ ન દેવાઇ જાય, તેની કાળજી રાખવાનું મન થયું છે? માણસમાં સત્ત્વની કમીના હોય, એટલી ધીરતા અને સ્થિરતા ન હોય, એવા પ્રસંગે બીજા માર્ગનો આશ્રય લેવો પડે તે વાત જૂદી છે: પરન્તુ ધર્મની આરાધના કરતાં ગમે તેવાં કષ્ટો આવે, મરણ પર્યન્તનાં કષ્ટો આવે, તો પણ ધર્મની આરાધનામાંથી શક્તિ હોય તો જરા ય ચલિત થવું જોઇએ નહિ. જેટલો સદાચાર સ્વીકાર્યો, તેટલો સદાચાર અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગોમાં પણ, જરાય ડગ્યા વિના નિભાવવો જોઇએ. સદાચારી જીવન જીવવા માટેનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ તો એ જ છે. એ વિના ધર્મિપણું ટકે શી રીતિએ? પણ શ્રી સુદર્શન જે સ્થિતિમાં છે, તે સ્થિતિમાં તેઓ આવા સમયે મૌન રહે, તેમાં જ તેમનું ધર્મિપણું છે.

**સમ્યક્ પ્રકારે વિચારતા બનો :**

શાસ્ત્રકાર પરમર્ષિઓએ આલેખેલાં ધર્માત્માઓનાં જીવનચરિત્રોમાં, તમે જેમ જેમ ઉંડા ઉતરીને સમ્યક્ રીતિએ વિચાર કરો, તેમ તેમ તમને નવું નવું લાગ્યા વિના રહે નહિ. એક એક પ્રસંગના રહસ્યનો વિચાર કરનારા બનો. એમ કરો તો એ જીવનચરિત્રોનું શ્રવણ કે વાંચન નિષ્ફળ ન નિવડે, પણ સારામાં સારી રીતિએ સફળ નિવડે. આજે તો કેટલાકો આદર્શ ધર્માત્માઓનાં પણ જીવનોના શ્રવણને કે વાંચનને, પોતાને માટે નિષ્ફળ કે નુકશાનકારક બનાવી રહ્યા છે. જો સમ્યક્પણે મહા-

પુરૂષોના જીવનપ્રસંગો વિચારાય, તો માલૂમ પડે કે-વાસ્તવિક ધર્મિપણું એ કયી વસ્તુ છે. સાચું ધર્મિપણું પામવા અને ટકાવવા માટે, માર્ગપ્રતીતિની કેવી શુદ્ધતા તેમજ કેવી અનુપમ સત્ત્વશીલતા જોઇએ, એ સમજાય. ઉપલકીયા વાંચન-શ્રવણાદિથી કદાચ ઉપલકીયા જાણકાર બનશો, પણ એના દ્વારા આત્માને જે લાભ મળવો જોઇએ, તેનાથી વંચિત રહી જશો. સ્વ-પરને લાભ પમાડવો હોય, તો વિચારક બનો. માત્ર વિચારક જ નહિ, પણ સમ્યક્ વિચારક બનો !

**શ્રી સુદર્શનનો વધ કરવાની આજ્ઞા :**

શ્રી સુદર્શને તો જીવનના, નામનાના અથવા તો એમ પણ કહી શકાય કે-સર્વસ્વના ભોગે પણ ધર્મને સાચવવાનો નિરધાર કર્યો છે. પોતાને જે પ્રતિકૂળ છે, તે પ્રતિકૂળ અભયાને પ્રાપ્ત થાય, એમ શ્રી સુદર્શન ઇચ્છતા નથી : કારણ કે-શ્રી સુદર્શન સદાચારી છે. શ્રી સુદર્શન સાચું કહી દે, તો અભયાની કયી હાલત થાય એ કલ્પો ! ફજેતી, ફીટકાર અને મૃત્યુની શિક્ષા ! શ્રી સુદર્શન પોતાના દયાધર્મ રૂપ સદાચારને ચૂકી, અભયાને એ હાલતમાં મૂકવા તૈયાર થતા નથી ! રાજા વારંવાર પૂછે છે, છતાં શ્રી સુદર્શનનું મૌન અભંગ જ રહે છે. ઘણી ઘણી વાર પૂછવા છતાં પણ જ્યારે શ્રી સુદર્શન બોલતા જ નથી, ત્યારે રાજાને એમ થાય છે કે-'કદાચ સુદર્શન દોષિત હોય ! વ્યભિચારિઓનું અને ચોરોનું, મૌન એય એક લક્ષણ છે !' રાજાને જ્યાં દોષની સંભાવના લાગી,

એટલે ક્રોધ આવતાં વાર લાગે ? 'આવો આદમી ને આવું કામ ? પરદારા અને તેય રાણી ઉપર બલાત્કાર ? ધર્મ કરવા રહ્યો અને કરવા આ આવ્યો ?'–આવા અનેક વિચારો રાજાને આવવા એ સ્વાભાવિક છે: આ કારણે ક્રોધથી ધમધમી ઉઠવું તેય સ્વાભાવિક છે: અને ક્રોધને આધીન થયેલો રાજા શ્રી સુદર્શનનો વધ કરવાની આજ્ઞા કરે, તેમાં પણ આશ્ચર્ય પામવા જેવું નથી.

**શ્રી સુદર્શનને ગધેડે બેસાડી, નગરમાં ફેરવી, જાહેરાત પછી વધ કરવાની આજ્ઞા:**

શ્રી સુદર્શનનો વધ કરવાની રાજા આજ્ઞા તો કરે છે, પરન્તુ રાજા સમજે છે કે–શ્રી સુદર્શન જેવા મહા સદાચારી તરીકેની નામનાને પામેલા પુરૂષને આ જાતિની શિક્ષા કરવી, એ સહેલું કામ નથી. પ્રજામાં ઉશ્કેરાટ ફેલાવાનો પૂરેપૂરો સંભવ છે. આથી રાજા આજ્ઞા કરે છે કે–' નગરમાં આ પાપીના દોષની જાહેરાત કર્યા પછીથી જ આનો વધ કરવો.' શ્રી સુદર્શનને શિક્ષા કરવાને માટે તૈયાર થએલા રાજાને પણ, આટલી બધી તકેદારી રાખવી પડે છે, એ સામાન્ય વસ્તુ નથી. જો કે–પૂર્વકાળના રાજાઓ પ્રાયઃ અનાડી નહોતા, પ્રજાનાં સુખ–શાન્તિ આદિની દરકાર કરનારા હતા, પણ આ પ્રસંગમાં તો શ્રી સુદર્શને પોતાની સદાચારશીલતાથી પ્રાપ્ત કરેલી લોકપ્રિયતાએ જ રાજાને તેવી આજ્ઞા કરવાને પ્રેર્યા હોય એમ લાગે છે.

રાજાની આજ્ઞા મુજબ રાજનોકરો શ્રી સુદર્શનને પકડીને લઈ જાય છે. શ્રી સુદર્શનના મોંઢા ઉપર મેંશનો

પૂરી હોય, તો અલ્પ લાગતા સત્ત્વથી પણ ઘણું સાધી શકાય. જ્યાં સુધી માર્ગ ઉપર જેવી જોઇએ તેવી પ્રતીતિ નહિ કેળવાય, ત્યાં સુધી થોડા પણ ધર્મમાંથી આત્માને ખસી જતાં અવસરે વાર નહિ લાગે. આત્મા અને કર્મ સંબંધી તત્ત્વજ્ઞાન હૃદયમાં પરિણમી જાય, તો કોઈ ગુણ એવો નથી, કે જે પ્રગટ્યા વિના રહે. આત્મા અને કર્મ સંબંધી તત્ત્વજ્ઞાન હૃદયમાં પરિણમ્યું, એટલે એનામાં દયા ન હોય એ બને નહિ. સદાચારનો અભાવ જ હોય એ પણ બને નહિ. જે કાંઇ સારૂં ન થાય તેમ હોય, તેનું તેને દુઃખ હોય. પછી તે નિન્દાખોર રહે ? નહિ જ, પણ આજે તો–'પારકી વાતો અને તે પણ નિન્દાથી પરિપૂર્ણ હોય એવી વાતો કર્યા વિના ચેન જ પડે નહિ!'– એવી દુર્દશા ઘણાની છે.

**'સદાચારી નિર્દોષ પૂરવાર થાય જ'**
**એવો પણ એકાન્ત નિયમ નથી :**

ત્યારે શ્રી સુદર્શન પોતે સર્વથા નિર્દોષ જ હતા, તે છતાં પણ એમને માથે જે આફત આવી, તે તેમના પૂર્વના અશુભ કર્મના ઉદયને લીધે આવી, એમ તો તમે માનો છો ! જો કે–શ્રી સુદર્શન એવા પુણ્યશાલી છે કે– છેલ્લી વખતે તેમનો બચાવ થઈ ગયો છે અને તેઓ અપૂર્વ સન્માનને પામ્યા છે, પરન્તુ બધા સદાચારી નિર્દોષોને માટે એમ જ બને, એવો કોઇ એકાન્ત નિયમ નથી. તીવ્ર અશુભનો કારમો ઉદય વર્તી રહ્યો હોય, તેવી જ કોઈ ભવિતવ્યતા હોય, તો નિર્દોષમાં નિર્દોષ

સદાચારિને પણ કલંકિત તરીકેની કુનામના પ્રાપ્ત થાય: કદાચ મરણની શિક્ષા પણ ખમવી પડે અને કોઇ જાણેય નહિ કે-'એ નિર્દોષ હતો!' છતાં પણ એને તો એની ઉત્તમ સદાચારિતાનું સુન્દર ફલ મળે જ, એ નિર્વિવાદ વાત છે. આ જીન્દગીમાં ને આ જીન્દગીમાં જ દરેક સદાચારી કલંક આવ્યા પછીથી નિર્દોષ તરીકે જાહેર થઈ જ જાય, એમ એકાન્તે ન માનતા. એવું ય બને કે-લોક એ મરે ત્યાં સુધી એને કલંકિત જ ધારે. આથી સ્પષ્ટ છે કે-જેણે સદાચાર સેવવો હોય, તેણે દરેક પ્રકારની પૌદ્‌ગલિક ઇચ્છાઓ ઉપર કાપ મૂકવો જ જોઈએ: સદાચારના અર્થિએ પૌદ્‌ગલિક અનુકૂળતાના અનર્થી બનવું જ જોઈએ.

ઉદ્‌ઘોષણા :

શ્રી સુદર્શનને શૂલીએ ચઢાવવાને માટે લઇ જનારા રાજનોકરો શહેરમાં ઉદ્‌ઘોષણા કરતા જાય છે કે-'સુદર્શને રાણીવાસમાં ગૂન્હો કર્યો છે, માટે તેનો વધ કરાય છે: રાજાનો આમાં જરાય દોષ નથી!' રાજાને આવી ઉદ્‌ઘોષણા કરાવવાની ફરજ પડે છે! લોક પૂછે તે પહેલાં જ રાજાને પોતાનો બચાવ કરવો પડે છે કે-'આમાં મારો દોષ નથી!' એ પણ વિચારવા જેવું છે.

શ્રી સુદર્શનના કાને પણ એ ધ્વનિ વારંવાર અથડાયા કરે છે કે-'સુદર્શને રાણીવાસમાં અપરાધ કર્યો છે, માટે તેનો વધ કરાય છે!'-છતાં ય શ્રી સુદર્શન જરાય ચલિત થતા નથી. સદાચારી તરીકે પંકાએલા અને પૂજાએલા આદમીથી

આ કેમ સહાય ? ‘ હું નિર્દોષ છું ’-એમ કહેવાનું મન ન થઈ જાય ? પણ નહિ. એમ કહે તો અભયાને માથે આફ્ત આવ્યા વિના રહે નહિ અને એમ થાય તે સાચા સદાચારશીલ ધર્માત્માથી સહાય નહિ !

લોક આ બધું જૂએ છે અને રાજા દ્વારા કરાવાતી ઉદ્‌ઘોષણા સાંભળે છે. લોકમાં હાહાકાર વર્તાઈ જાય છે. શહેરમાં તો એ જ બોલાઈ રહ્યું છે કે-‘ કોઈ પણ રીતિએ આ વ્યાજબી થતું નથી. સુદર્શનમાં આવું સંભવે જ નહિ. ’

**શ્રી સુદર્શનની પત્નીના વિશ્વાસ :**

શ્રી સુદર્શનને આ રીતિએ શહેરમાં ભમાવાય છે. શહેરમાં ભમતાં ભમતાં એ બધા શ્રી સુદર્શનના મકાન આગળ આવી પહોંચે છે. એ વખતે શ્રી સુદર્શનની ધર્મ-પત્ની મનોરમા એ જૂએ છે અને રાજાની ઉદ્‌ઘોષણા સાંભળે છે. મનોરમાને એ જ વિચાર આવે છે કે-

“ કારમા અશુભોદય વિના આ બને નહિ. મારા પતિ સદાચારી છે અને રાજા પણ સદાચારપ્રિય છે ! મારા પતિ આવું કાર્ય કરે જ નહિ અને પ્રબળ નિમિત્ત વિના રાજા પણ આવી શિક્ષા કરે નહિ ! ખરેખર, પૂર્વના અશુભ કર્મનું જ ફલ ઉપસ્થિત થયું છે. ”

મહાસતી મનોરમા આવો વિચાર કર્યા પછીથી, પૂજા કરીને કાર્યોત્સર્ગમાં સ્થિર થાય છે. નિશ્ચય કરે છે કે- “ જ્યાં સુધી પતિ ઉપર આવેલી આ આફ્ત ટળે નહિ, ત્યાં સુધી કાર્યોત્સર્ગમાં રહેવું અને અનશન કરવું. ”

આ સ્ત્રીને પોતાના પતિ ઉપર કેટલો વિશ્વાસ હશે ? આજે કેટલીક સ્ત્રીઓને આવો વિશ્વાસ પોતાના પતિ ઉપર હશે ? મનોરમા માને છે કે–'મારા પતિ કદિ પણ આવું કૃત્ય કરે જ નહિ !' મનોરમાને પૂરેપૂરી ખાત્રી છે કે–'આ કલંક તદ્દન ખોટું જ છે !' એ વિશ્વાસના બળે જ મનોરમા કાર્યોત્સર્ગ અને અનશનની આવી કઠોર પણ પ્રતિજ્ઞા કરી શકે છે !

સૌ કોઈ પ્રતિકૂળતાનું વૈરી છે :

વાત એ છે કે–શ્રી સુદર્શનનું જીવન કેવું સદાચારી હશે ? સુદર્શનના જીવનપ્રસંગ ઉપરથી સદાચારના સેવનને માટે પૌદ્ગલિક અનુકૂળતાનું અનર્થિપણું કેટલું બધું આવશ્યક છે, એ વસ્તુ ઘણી જ સુન્દર રીતિએ સ્પષ્ટ થઈ જાય છે. અનુકૂળતાનો અર્થી સદાચારમાં ક્યાં સુધી ટકે ? પ્રતિકૂળતાના વૈરી તો સૌ છે. કોઇને ય પ્રતિકૂળતા પ્રિય છે, એમ નથી. પ્રતિકૂળતા મૂળમાંથી જ નામશેષ થઈ જાય, એ માટે તો મહાપુરૂષોએ પણ સમ્યક્ પ્રકારે મહેનત કરી છે. મહાપુરૂષોએ જે પ્રતિકૂળતાઓ વેઠી છે, તે પ્રતિકૂળતાઓને મૂળમાંથી નામશેષ કરવાને માટે જ ! આત્માને કદિ પણ કોઈ પણ જાતિની પ્રતિકૂળતા વેઠવાનો વખત ન આવે, એવી દશા પ્રાપ્ત કરવાને માટે જ મહાપુરૂષોએ આફત આવી તો ઉત્સવ આવ્યો એમ માની લીધું છે. આથી સ્પષ્ટ છે કે–મહાપુરૂષો પણ પ્રતિકૂળતાના વૈરી હોય છે. દુનિયાના બીજા જીવો તો પ્રતિકૂળતાના વૈરી છે જ ! તમે જો પ્રતિકૂળતાના વૈરી ન

હોત તો આજે તમે જે સહો છો, તે સહત ખરા ? ત્યારે તમારો અનુભવ પણ એ જ કહે છે કે-પ્રતિકૂળતા ટાળવા માટે પ્રતિકૂળતા વેઠવી પડે છે! ફેર માત્ર દિશાનો છે.

**અનુકૂળતાનું અર્થિપણું કાઢો અને**
**આત્મસુખનું અર્થિપણું પ્રગટાવો :**

જ્ઞાનિઓ કહે છે કે-જો સીધી રીતિએ પ્રતિકૂળતા વેઠી લેવાય, તો પરિણામે આત્મા પ્રતિકૂળ દશાથી સર્વથા મૂક્ત થઇ જાય! જે દશામાં પ્રતિકૂળતા પ્રાપ્ત થવાની લેશ માત્ર સંભાવના નથી, એ દશાને જ્ઞાનિઓ મુક્ત-દશા કહે છે. જ્યાં સુધી એ દશા પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી આત્મા સંપૂર્ણ, શાશ્વત અને દુ:ખરહિત સુખનો ભોક્તા બની શકે નહિ. પણ એવી દશા પ્રાપ્ત થવી એ કાંઈ સ્હેલું થોડું જ છે? એ માટે પૌદ્ગલિક અનુકૂળતાના અનર્થી બનવું, એ પણ બહુ જ જરૂરી છે. આ શાસનને પામેલા આત્માઓ, પૌદ્ગલિક અનુકૂળતાના અર્થી મટી જવા જોઈએ. પૌદ્ગલિક અનુકૂળતાના ત્યાગી ન હોય, તો પણ અનર્થી તો જોઈએ જ! આ ગુણ જો બરાબર કેળવાઈ જાય, પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું જો જાય, તો સદાચાર છેટે નથી. સદાચારને લાવનાર અને સદાચારમાં ટકાવી રાખનાર આ મૂખ્ય વસ્તુ છે. સદાચારની જડ આ છે. આત્માના સુખનું અર્થિપણું આવે અને પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું જાય, એટલે સદાચાર હાથવેંતમાં છે. સદાચાર કોને કહેવાય અને સદાચાર કેમ સેવાય, એ વિગેરે જાણવા

પહેલાં આ સમજી લેવું જરૂરી છે. પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું જાય નહિ અને આત્મસુખનું અર્થિપણું આવે નહિ, ત્યાં સુધી સદાચાર સદાચાર રૂપે જીવનમાં જીવાય નહિ. એ દશા વિના, સામાન્ય કોટિના સદાચાર ઉપર પણ છીણી ફરતાં વાર લાગે નહિ. આપણે સદાચારની વ્યાપક વ્યાખ્યા તરીકે એ વસ્તુ જણાવી આવ્યા કે– "પોતાને જે પ્રતિકૂળ હોય તે બીજા કોઈ પ્રત્યે પણ આચરવું નહિ!" આ સદાચારમાં વર્તવું, એ બહુ મુશ્કેલ છે. આ સદાચારને સારામાં સારી રીતિએ કોણ સેવી શકે? અનુકૂળતાનો જે અનર્થી બન્યો હોય અને આત્મ-સુખનો જે અર્થી બન્યો હોય તે! આત્મસુખનો સાચો અર્થી પૌદ્ગલિક અનુકૂળતાનો અર્થી હોય નહિ: અર્થી તો આત્મસુખનો જ હોય! આત્મસુખની સાધના માટે જરૂરી સામગ્રીની ઇચ્છા, એ અનુકૂળતાના અર્થિપણાની કોટિમાં જતી નથી: એટલે એનો નિષેધ નથી. એ સિવાયની ઇચ્છાઓ તજાવી જોઇએ. એને તજવાનો પ્રયત્ન ચાલુ હોવો જોઇએ. જીવનમાં જેણે સદાચાર કેળવવો હોય, તેણે સૌથી પહેલાં અનુકૂળતાના અર્થી મટી જવું અને આત્મસુખના અર્થી બની જવું, એ પરમ આવશ્યક છે.

**સદાચારનો કામચલાઉ ઝભ્ભો:**

અનુકૂળતાનું અર્થિપણું, એનો અર્થ જ એ છે કે– 'સદાચારની અવગણના અને અનાચારને આમંત્રણ!' અનુકૂળતાના અર્થિઓએ તો સદાચારને દેશવટો દીધો છે અને અનાચારને આમંત્રણ આપ્યું છે. અનુકૂળતાનો

અર્થી જો પોતે સદાચારી હોવાનું કહેતો હોય, તો માનવું કે–“ એણે કોઈ અનુકૂળતા સિદ્ધ કરવાને માટે ‘ સદાચારનો કામચલાઉ ઝબ્ભો ’ ઓઢી લીધો છે, પણ વસ્તુતઃ તે સદાચારી નથી. ” જ્યાં એને અનુકૂળતા મળી, એટલે એનો સદાચાર હાલતો થવાનો. સદાચાર સેવતાં આફત આવે, તો એનો ‘ સદાચારનો કામચલાઉ ઝબ્ભો ’ ઉડી જતાં વાર લાગે નહિ. સદાચારના એ કામચલાઉ ઝબ્ભાની નીચે પણ, અનુકૂળતાના અર્થિ-પણાના યોગે અનાચારો ખદબદતા હોય, તો એમાં નવાઈ પામવા જેવું નથી. આપણે તો મૂળ સુધી પહોંચવું છે. અનાચાર કે દુરાચાર માત્રનું મૂળ કયું? પૌદ્ગલિક અનુ-કૂળતાનું અર્થિપણું જાય અને એના યોગે પૌદ્ગલિક અનુકૂળતાઓ મેળવવાની મહેનત જાય, તો જીવનમાં અના-ચારને કે દુરાચારને સ્થાન મળે ક્યાંથી? આજે સદાચારનો ઝબ્ભો ઓઢીને ફરનારા કેટલાકો, બ્રહ્મચર્યની રક્ષા માટે જ્ઞાનિઓએ વિહિત કરેલી વાડોને ચાવી ખાય છે અને કહે છે કે–‘ અમે પાકા મનના છીએ. ’ આવાઓનું પાકું મન એટલે શું? એમનું પાકું મન એવું કે જે અનેક પ્રકારના અનાચારોથી ન ખસે અને સદાચારમાં ન ફસાય! અન્યથા જે પાકા મનવાળો હોય, તેને વાડો જાળવવામાં વાંધો શો? વાડોની સામે વિરોધ કેમ? અનાચારના સંયો-ગોથી બચવું, તેમાં ડહાપણ કે જાણી જોઈને અનાચારને ઘસડી લાવનારા સંયોગોમાં રહેવું, તેમાં ડહાપણ? એટલે આજે તો સદાચારના નામ નીચે અનાચાર ન પોષાય, તેનાથી પણ ખાસ ચેતતા રહેવા જેવું છે.

### અનુકૂળતાના અર્થિઓએ દુનિયાને પાગલ બનાવી છે:

જ્યાં સુધી પૌદ્‌ગલિક અનુકૂળતાનું અર્થિપણું હોય, ત્યાં સુધી સાચો સદાચાર જીવનમાં આવે નહિ, એ નિશ્ચિત વાત છે. પૌદ્‌ગલિક પ્રતિકૂળતામાં પણ સદાચાર જળવાય, તે અનુકૂળતાના અનર્થી બન્યા વિના શું શક્ય છે? સદાચારને લાવવાને માટે અને ટકાવવાને માટે અનુકૂળતાનું અનર્થિપણું જરૂરી છે, એમ તમને લાગે છે? દુનિયામાં જે પાપો થઇ રહ્યાં છે, તે અનુકૂળતાના અર્થિપણાથી થઇ રહ્યાં છે કે અનુકૂળતાના અનર્થિપણાથી થઇ રહ્યાં છે? જે અનુકૂળતાનો અર્થી મટી જાય, તેને કયું પાપ આચરવું પડે તેમ છે અને અનુકૂળતાનો અર્થી કયું પાપ તજે એ શક્ય છે? પૌદ્‌ગલિક અનુકૂળતાનું અર્થિપણું જાય અને આત્મસુખનું અર્થિપણું આવી જાય, એટલે આત્મા ઘણાં પાપોથી સહજમાં બચી જાય. પ્રતિકૂળતાના વૈરિપણાની સાથેના અનુકૂળતાના તીવ્ર અર્થિપણાએ તો, દુનિયાને આજે પાગલ બનાવી છે. પ્રતિકૂળતા ગમે નહિ અને અનુકૂળતા વિના ચાલે નહિ, એટલે જેનામાં જેટલું પાપ કરવાની તાકાત હોય, તેટલું પાપ તે પ્રતિકૂળતા ટાળવા માટે અને અનુકૂળતા મેળવવા માટે કરે.

### સદાચારની ભૂમિકા:

સદાચારની આ ભૂમિકા છે. અનુકૂળતાનું અર્થિપણું જાય, તો ચોરી કરનાર સામે પણ ફોજદારી કરવાની ઇચ્છા ન થાય. પૌદ્‌ગલિક સંસર્ગ અને પૌદ્‌ગલિક અનુ-

કૂળતાનું અર્થિપણું, એ બે ભિન્ન છે. એ માટે આપણે કહ્યું કે–'આત્મસુખનું અર્થિપણું આવવું જોઈએ.' જે પુદ્ગલનો મટે અને આત્માનો બને, તે સાચા સદાચારને સેવી શકે. પુદ્ગલના યોગમાં જ આનન્દ માનનારમાંથી અનુકૂળતાનું અર્થિપણું કદિ જાય નહિ. '**आत्मनः प्रति-कूलानि, परेषां न समाचरेत्।**' આ સદાચારનો આદર્શ અને એ આદર્શને જીવનમાં ઉતારવાને માટે, અનુકૂળતાના અર્થિપણાનો ત્યાગ કરવા સાથે આત્મસુખનું અર્થિપણું કેળવવું જોઈએ. આ પ્રધાન વાત થઈ. હવે આપણે સદાચાર કોણે કયી રીતિએ સેવવો જોઇએ, એ વાત પણ સામાન્યપણે વિચારી લઇએ.

**દુનિયામાં ગણાતી પાંચ કિંમતી વસ્તુઓ :**

સદાચારને અહીં પાંચ વિભાગોમાં વહેંચીને આપણે વિચારીશું. દુનિયામાં પાંચ વસ્તુઓ બહુ કિંમતી ગણાય છે. એ પાંચ વસ્તુઓમાંની જેને જેટલી વસ્તુઓ મળે, તેટલો તે ભાગ્યશાલી ગણાય છે. તે પાંચ વસ્તુઓમાંની પહેલી વસ્તુ છે–'**જ્ઞાન.**' દુનિયામાં જ્ઞાન એ કિંમતીમાં કિંમતી વસ્તુઓમાંની એક વસ્તુ છે, એનો તો કોઈનાથી પણ નિષેધ કરી શકાય તેમ નથી. બીજી કિંમતી વસ્તુ તે–'**સુભગતા.**' સુભગતા એટલે જે જૂએ તેને રાગ થાય એવી શારીરિક રચના. ત્રીજી કિંમતી વસ્તુ તે–'**પ્રભુતા.**' પ્રભુતા એટલે સ્વામિત્વ, સત્તા. ચોથી વસ્તુ તે–'**શ્રીમન્તાઇ**' અને પાંચમી વસ્તુ તે–'**શરીર-સામર્થ્ય !**' આ પાંચ વસ્તુઓ દુનિયામાં કિંમતી ગણાય

છે ને ? જેને આ પાંચ વસ્તુઓની પ્રાપ્તિ થઇ હોય, તેને દુનિઆ ભાગ્યશાળી માને છે. એ પાંચમાંની એક વસ્તુ પણ જો સારા પ્રમાણમાં મળી હોય, તો લોક એને પુણ્યશાળી કહે છે, તો પછી પાંચેયની જેને પ્રાપ્તિ થઈ હોય, તેનું તો કહેવું જ શું ? જ્ઞાનિઓ પણ ફરમાવે છે કે-'ક્ષયોપશમ અને પુણ્યોદય વિના એ વસ્તુઓ મળતી જ નથી.' દુનિયામાં પણ એ પાંચેય વસ્તુઓ કિંમતી તો ગણાય છે જ. દુનિયા પણ એ મેળવવામાં રાજી છે. કોઈ પાસે જ્ઞાન છે, કોઈ પાસે સુભગતા છે, કોઈ પાસે પ્રભુતા છે, કોઈ પાસે શ્રીમન્તાઇ છે અને કોઇ પાસે શરીરસામર્થ્ય છે. કોઈ પાસે પાંચેય વસ્તુઓ હોય અને કોઈ પાસે અધિક-ઓછી પણ હોય. જેની પાસે આ પાંચમાંની એક પણ વસ્તુ ન હોય, તે આ દુનિયામાં માયકાંગલો ગણાય છે. જેની પાસે વિદ્યા નહિ, જેની પાસે સુભગતા નહિ, જેની પાસે પ્રભુતા નહિ, જેની પાસે શ્રીમન્તાઇ નહિ અને જેની પાસે શારીરિક સામર્થ્ય પણ નહિ, તે બીચારાઓની ગણત્રી શી ? કહેવું પડે કે-એ બીચારાઓ પોતાના પાપનું ફળ ભોગવે છે : પણ દુનિયાના જીવોનો અમૂક ભાગ આ પાંચમાં વહેંચાએલો છે. આ પાંચ વસ્તુઓમાંથી જેની પાસે જે હોય, તે દ્વારા તે કયી રીતિએ સદાચાર સેવી શકે, એ આપણે જોવું છે. જ્ઞાની સદાચારી ક્યારે કહેવાય ? એ જ રીતિએ સુભગતા આદિ માટે વિચારો કે-સુભગતા આદિવાળો સદાચારી ક્યારે કહેવાય ? પાંચ કિંમતી વસ્તુઓમાં પહેલી વસ્તુ જ્ઞાન છે. જ્ઞાન કોને થાય ? વિદ્યા કોને આવડે ?

**સભા૦** જેનામાં બુદ્ધિ હોય તેને !

જ્ઞાનની પ્રાપ્તિને માટે બુદ્ધિ જ માત્ર જરૂરી છે અને બીજી કોઇ વસ્તુની અપેક્ષા જ નથી, એમ ન માનતા. જ્ઞાન તેને આવડે, કે જેના જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમાદિ થયેલ હોય. જ્ઞાન માટે પુણ્યોદયના યોગે પ્રાપ્ત થતી સામગ્રીની પણ અપેક્ષા રહે છે. ગામડામાં એવા ઘણા છોકરા છે કે–' જેમનામાં બુદ્ધિ ઘણી છે, પણ ભણવાની સામગ્રી નથી.' આપણને લાગે કે–'આને સામગ્રી મળી જાય તો ભણી શકે તેવો છે.' ત્યારે જ્ઞાન એ કાંઈ અકિંમતી વસ્તુ નથી : કારણ કે–જ્ઞાનપ્રાપ્તિ થવી, એ પણ મુશ્કેલ છે. જ્ઞાન પછી સુભગતા. સુભગતા એ પણ પુણ્યોદય વિના પ્રાપ્ત થાય એમ ન માનતા. સત્તા, લક્ષ્મી અને શરીર–સામર્થ્ય એ પણ પુણ્યવાનને જ મળે છે. કોઇને સુભગતા મળી હોય, કોઇને સત્તા મળી હોય, કોઈને લક્ષ્મી મળી હોય કે કોઈને શારી-રિક સામર્થ્ય પ્રાપ્ત થયું હોય, તો એ વસ્તુઓ તે તે વ્યક્તિઓને તેમના પુણ્ય વિના જ મળી છે, એમ કહી શકાય તેમ નથી.

**સભા૦** શ્રીમન્તાઈની આમાં ગણના ?

હા, એમાં વાંધો શો ? જેને શ્રીમન્તાઈ મળી છે, તેનું તેટલું પુણ્ય છે, એનો ઈનકાર થઈ શકે નહિ. આપણે તો એ વિચારવું છે કે–આ પાંચ વસ્તુઓ–' જ્ઞાન, સુભ-ગતા, પ્રભુતા, લક્ષ્મી અને શરીરસામર્થ્ય '–આની સાથે કયી વસ્તુ ભળે, તો એ આદમી સદાચારી કહેવાય ?

જેની પાસે આ પાંચ અગર પાંચમાંની થોડી પણ વસ્તુએ। છે તે કિંમતી આદમી છે, પણ તે વસ્તુત: કિંમતી ક્યારે ગણાય, એ વિચારવું છે. એ પાંચ વસ્તુએ। કિંમતી છે, એને। થોડા જ ઈનકાર થઈ શકે તેમ છે? જ્ઞાનને ભૂરૂં કહેવાય તેમ છે? રૂપને ભૂરૂં કહેવાય તેમ છે? સત્તાને ભૂરી કહેવાય તેમ છે? લક્ષ્મીને ભૂરી કહેવાય તેમ છે? શરીરના સામર્થ્યને ભૂરૂં કહેવાય તેમ છે? આત્માના હિતની હાનિ કરનાર નિવડે તે દૃષ્ટિએ લક્ષ્મી વિગેરે વસ્તુઓને ભૂરી કહેવાય, પણ પુણ્ય વિના એ મળે તેમ છે નહિ, એટલે જેને જે વસ્તુ જેટલી મળી છે, તેટલા પૂરતો તે પુણ્યશાલી તો છે જ: પણ તે તે વસ્તુએ। સાથે કયી કયી વસ્તુ ભળેલી હોય, તો એનામાં સદાચાર આવ્યો ગણાય, એ જ ખાસ વિચારવા જેવું છે.

**ભગવાનમાં જ્ઞાનાદિની સંપૂર્ણતા:**

આ પાંચેય વસ્તુએ। શ્રી તીર્થંકરદેવમાં પૂરેપૂરી હોય છે, જ્યારે બીજા આત્માઓમાં અમૂક અમૂક અંશે હોઈ શકે છે. શ્રી તીર્થંકરદેવના જ્ઞાન માટે તો પૂછવું જ શું? અનન્તજ્ઞાન. ત્રણે કાળના સ્વરૂપજ્ઞાતા. સર્વ પદાર્થોના સર્વ પર્યાયોને જણાવનારૂં એ જ્ઞાન. જ્ઞાનમાં જરાય કચાશ નહિ, તેમ સુભગતામાં પણ જરાય કચાશ નહિ. રૂપ એવું કે–જાણે જોયા જ કરીએ! પછી પ્રભુતા! પ્રભુની પ્રભુતા માટે કહેવાપણું હોય? નરેન્દ્રો ને દેવેન્દ્રો પણ એમની સામે સેવામાં હાજર રહે છે. તે પણ હુકમ કાઢયા વિના જ! હાજર થવા માટે એમને હુકમ કાઢવાની જરૂર

પણ નહિ. લક્ષ્મીનો પણ પાર નહિ. જેના પાદ પણ સુવર્ણકમળ ઉપર ગોઠવાય. સમવસરણ એવું કે—જાણે લક્ષ્મીની રેલમછેલ ઉડે છે. અને બળ ? આત્મબળ એવું કે—સંગમ જેવા ઉપર પણ ગુસ્સો આવ્યો નહિ અને શરીરબળ એવું કે—એ ધારે તો સારા ય વિશ્વનો પોતાના બલથી વિનાશ કરી શકે.

**ગુસ્સાને ગુસ્સો આવ્યો - સંગમનો પ્રસંગ :**

આ રીતિએ એ તારકોનું બળ પણ અજોડ હોય છે : અને એથી જ સંગમના પ્રસંગમાં કવિને કહેવું પડ્યું કે—ગુસ્સાને ગુસ્સો આવ્યો. ગુસ્સો ખીજાઈને જતો રહ્યો. એને એમ થયું કે—આટલું આટલું થાય તે છતાં પણ જે મને સંભારેય નહિ, તેની પાસે રહીને મારે કરવું શું ?

કારમા ઉપસર્ગો કરનારા સંગમ જેવા ઉપરેય ગુસ્સો તો ન આવ્યો, પણ દયા આવી. દયા કેમ ? બીચારો ડૂબ્યો !

સંગમને ઉપદ્રવ માટે જોઈતું કારણ મળ્યું હતું અને એથી જ તેણે ઉપદ્રવ કર્યો હતો, એમ પણ નથી. ઈન્દ્રે ભગવાનની પ્રશંસા કરી, એ ભગવાનનો ગૂન્હો ! (?)

દુશ્મનો માત્ર દુર્ગુણિના અગર દુર્જનના જ હોય છે અને સદ્ગુણી અગર સજ્જનના દુશ્મનો હોતા જ નથી, એમ નહિ. આપણે અહીં કોઈનું બગાડીએ તો જ તે આપણું બગાડે, આપણે ખરાબ હોઈએ તો જ કોઈ આપણું દુશ્મન બને, એવું એકાન્તે છે જ નહિ. આપણે કોઈના ય ભૂંડામાં ન હોઈએ અને આપણે કશો પણ દોષ ન કર્યો

હોય, તે છતાં પણ આપણું ભૂંડું બોલનારા અને આપણું ભૂંડું કરવા મથનારા હોય એય બનવાજોગ છે, માટે એવા હોય તો પણ જરાય મુંઝાવું નહિ.

સુધર્મા ઇન્દ્રે અવધિજ્ઞાનથી ભગવાનને જોયા. ભગવાનની ધીરતા અને વીરતા જોઈ, ઇન્દ્રને અપૂર્વ આનંદ થયો. એ આનન્દ એટલો બધો હતો કે–મનમાં સમાઈ શક્યો નહિ. પ્રશંસા રૂપે એ બહાર નીકળ્યો. આનંદથી ન રહેવાયું તે ઇન્દ્રે ભગવાનના ગુણ ગાયા. આ ગૂન્હો છે?

**સભા૦** નહિ.

પણ સંગમને વાંધો પડ્યો. એણે પોતાના સ્વામી ઇન્દ્રને મોંઢે કહી દીધું કે–"સ્વામિપણાના ગર્વને લીધે આ બોલાય છે: બાકી તમારી વાત તો એવી છે કે–રૂનું પુમડું પડ્યું અને એથી આખું ગામ દટાઈ ગયું!"

સુધર્મા ઇન્દ્રે ભગવાનની પ્રશંસા કરી, તેમાં સંગમનું શું લૂંટાઇ જતું હતું? પણ દુનિયામાં કેટલાક આત્માઓ એવા ય હોય છે, કે જેઓ ગુણિના ગુણને સાંભળી પણ શકતા નથી. કોઇ પણ ગુણિની પ્રશંસા એવાઓ સાંભળી શકે નહિ અને ગુણિને ભાંડ્યા વિના રહી શકે નહિ. આજે નિન્દાની કુટેવ એટલી બધી વધી ગઈ છે કે–નિન્દા વગરનો દિવસ જાય, તો તે વાંઝીયો દિવસ ગણાય! પારકી નિન્દા કર્યા વિના ચેન પડે નહિ. કોઇની પ્રશંસા કરે તોય ભેગી કોઇકની નિન્દા કરી લે. આજે મોટા ભાગની આ હાલત છે.

નિન્દકોની નિન્દામાંથી આજે દેવ-ગુરૂ-ધર્મ પણ બાકાત રહ્યા નથી ! દેવ-ગુરૂ-ધર્મની નિન્દા આજે તો વધારે નિર્ભયતાથી થાય છે ! કેટલાક તો એમાં સમાજનો ઉદ્ધાર મનાવે છે ! હવે તો એ હદ પણ આવી છે કે- "જે કોઇ દેવ-ગુરૂ-ધર્મનો સેવક બને, તેનીય નિન્દા થાય." ખરી વાત એ છે કે-એવાઓને નિન્દા કરવાનો એ જાતિનો રોગ લાગુ પડી ગયો છે. એવાઓને કહો કે-"તમારાથી પારકી નિન્દા કર્યા વિના જો ન રહેવાતું હોય, સજ્જનોની ભાંડણી કર્યા વિના તમને જો ચેન ન પડતું હોય, તો તમારા ઘરમાં રહીને એ ચળને પૂરી કરો, પણ તમારા પાપે બીજાઓનું ભૂંડું ન કરો ! તમે સુધરો તો સારી વાત છે : અમે તો ઇચ્છીએ છીએ કે-'તમે સુધરો.' પણ તમારે જો ન જ સુધરવું હોય, તો પણ મહેરબાની કરીને બીજાઓને બગાડતા તો જરૂર અટકો !"

સંગમથી ઈન્દ્રે કરેલી પ્રશંસા સહાતી નથી. એ કહે છે કે-'હું ચળાવી દઉં ! દૈવી શક્તિની પાસે એક આદમીની વિસાત કેટલી ?' સંગમ લગભગ છ મહિનાઓ સુધી ભયંકરમાં ભયંકર સીતમો ગુજારે છે, પણ ભગવાનનું તો એક રૂંવાડું ય ફરકતું નથી. ભગવાન તો પોતાની સાધનામાં એટલા જ સ્થિર છે. સંગમ થાકે છે, પણ ભગવાન થાકતા નથી. સંગમના એટલા બધા કારમા જૂલ્મો વખતે પણ, ભગવાન પોતાની ક્ષમાશીલતાને જરાય ચળવા દેતા નથી. તે વખતે કવિ કહે છે કે-

'રોષને જાણે રોષ ઉપર રોષ આવ્યો.' કારણ કે–જેનામાં સારા ય વિશ્વનો વિનાશ કરવાનું બળ છે, એવા પ્રભુએ આવા પ્રસંગે પણ તેનો આદર કર્યો નહિ! ક્રોધને એમ થઈ ગયું કે–જે અણીના વખતે ય મારો આશ્રય ન લે, તેની પાસે રહીને મારે કરવું પણ શું?

આપણી વાત તો એ હતી કે–ભગવાનમાં બળ પણ સામાન્ય કોટિનું નહિ હતું. જ્ઞાન, સુભગતા, પ્રભુતા, ઐશ્વર્ય અને સામર્થ્ય–આ પાંચે ય વસ્તુઓ ભગવાનમાં પૂરી હતી. બીજાઓમાં ઓછી–વધતી હોવી એ સંભવિત છે.

**કલ્પતરૂ બનવા લાયક આદમી પણ**
**સદાચારના યોગ વિના કંટકતરૂ બને :**

આ પાંચ વસ્તુઓ અકિંમતી નથી, કિંમતી છે, પણ એનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. જેની પાસે આ પાંચ હોય, તે ધારે તો આ દુનિયામાં જંગમ કલ્પતરૂ જેવો બની શકે છે. એ જ રીતિએ એ આદમી જંગમ કંટકતરૂ જેવો પણ બની શકે છે. જ્ઞાન આદિ પાંચ કિંમતી વસ્તુઓની સાથે, જો તેને યોગ્ય એવો સદાચાર ભળેલો હોય, તો તો એ જ્ઞાનાદિ કિંમતી વસ્તુઓથી સંપન્ન આદમી જંગમ કલ્પતરૂ બની શકે: પણ એ સદાચાર ન હોય, તો એ કારમા કંટકતરૂની ઉપમાને જ લાયક બને. જ્ઞાન આદિ મળવા માત્રથી જ કલ્પતરૂ બની શકાય છે એમ નથી. એ પામવા સાથે એને યોગ્ય સદાચાર પમાય તો જ કલ્પતરૂ બની શકાય છે. આથી જ્ઞાન આદિને કિંમતી માનવા અને કહેવા છતાં,

તેની સાથે જે સદાચાર જરૂરી છે, તેનું વર્ણન તો કરવું જ જોઇએ. તમારે કલ્પતરૂ બનવું છે કે કંટકતરૂ ?- એનો નિર્ણય પણ સાથે સાથે જ કરી લેજો !

**તારનાર સાધનના દુરૂપયોગથી વધુ ડૂબાય :**

પેલાં કલ્પતરૂઓ તો કાળબળે ગયાં, પણ આ તો છે ને ? ધારો તો અમૂક અમૂક અંશે તમે પણ કલ્પતરૂ બની શકો તેમ છો : પણ આજે તો કિંમતી વસ્તુ જીરવવાની તાકાત જ પ્રાયઃ દેખાતી નથી. બજારમાં નીકળે તો ચાલ ઉપરથી એમ લાગે કે-'આ આદમી સત્તાધીશ હશે !' વસ્તુમાં માલ નહિ અને ખૂમારીનો પાર નહિ. જેની સાથે ન ફાવે, તેને માટે ગમે તેવા શબ્દો બોલે. જે ન ગમે તેના તરફ દ્વેષ રાખે છે, એમ તેના આચરણથી દેખાઈ આવે! સારી પણ મળેલી વસ્તુ પચાવવાની તાકાત જોઈએ છે. સદાચાર સાથે હોય તો જ્ઞાન આદિ કિંમતી વસ્તુઓથી તરી જવાય અને અનાચાર સાથીદાર બન્યો તો એ જ કિંમતી વસ્તુઓનો દુરૂપયોગ થવાને કારણે વધારે ડબાય. જે સાધન સદાચારના યોગે તરવામાં મદદ કરે, તે જ સાધન અનાચારના યોગે સારી રીતિએ ડૂબાવે, એમ પણ બને ને ?

**સભા૦** એમ જ બને.

**વિચારવાની વસ્તુ :**

એ માટે વિચારો કે-' જ્ઞાની કલ્પતરૂ બની શકે, પણ તે ક્યારે ? સુભગતાવાળો કલ્પતરૂ બની શકે, પણ તે

ક્યારે ? પ્રભુતાને પામેલો કલ્પતરૂ બની શકે, પણ તે ક્યારે ? શ્રીમંતાઈ જેની પાસે હોય તે કલ્પતરૂ બની શકે, પણ તે ક્યારે ? અને જે સમર્થ હોય તે કલ્પતરૂ બની શકે, પણ તે ક્યારે ?' આપણે નક્કી કરવું છે કે–'કયો જ્ઞાની કલ્પતરૂ, કયો સુભગ કલ્પતરૂ, કયો પ્રભુતાવાળો કલ્પતરૂ, કયો ધનાઢ્ય કલ્પતરૂ અને કયો સમર્થ કલ્પતરૂ.' જ્ઞાનાદિ સાથે જ્યાં સુધી તે તે વસ્તુને યોગ્ય એવા સદાચારનો યોગ ન થાય, ત્યાં સુધી તે તે કિંમતી વસ્તુઓને પામેલા આત્માઓ કલ્પતરૂ બની શકતા નથી: એટલું જ નહિ પણ કંટકતરૂ ન બને તો ય બસ છે! તમારે કલ્પતરૂ બનવું છે ને ?

**સભા૦** અમારી પાસે એવું છે જ શું ?

જેટલું છે તેટલા પ્રમાણમાં! પણ એ સદાચારનો યોગ સાધ્યા વિના બનવાનું નથી. જ્ઞાનાદિ સાથે જરૂરી સદાચારનો યોગ પ્રાપ્ત થાય, તો જ કલ્પતરૂ બની સ્વપર–ઉપકારી બની શકાય.

## જ્ઞાની વિનીત હોય તો કલ્પતરૂ:

કયો જ્ઞાની કલ્પતરૂ ? વિનીત. જ્ઞાની માટે મૂખ્ય સદાચાર કયો ? નમ્રતા. જેમ જેમ જ્ઞાન વધે, તેમ તેમ નમ્રતા વધે અને ઘમંડ ઘટે. સાચો જ્ઞાની યોગ્યનો યોગ્ય રીતિએ સત્કાર કરવામાં પાછો પડે નહિ. યોગ્યની આગળ યોગ્ય રીતિએ લઘુતા બતાવતાં, જ્ઞાનિને સંકોચ થાય નહિ. ઉપકારી તરફથી મળતી હિતશિક્ષા સાંભળ-

વાની એનામાં કોમળતા હોય અને યોગ્ય હિતશિક્ષાદાતાઓનો અનાદર કરવાની નાલાયકાતનો એનામાં અભાવ હોય. તત્ત્વજ્ઞાનિઓ, ઉપકારિઓ ફરમાવે છે કે-'ધર્મનું મૂળ વિનય છે.' જે જ્ઞાનિમાં આ વિનયગુણ નહિ, તે જ્ઞાની કલ્પતરૂ નથી. એવા જ્ઞાનિને ઘમંડના પ્રતાપે કંટકતરૂ બનતાં વાર લાગતી નથી. જ્ઞાન આવે અને વિનય ન આવે, તો કાં તો જ્ઞાન જ્ઞાન નહિ અને કાં તો પેલામાં લાયકાત નહિ. જ્ઞાન આવે તેમ વિનય આવે તો જ જ્ઞાન ફળ્યું કહેવાય. ઉચ્છૃંખલતા આવે, તો ફળ્યું નહિ પણ ફુટયું કહેવાય. સાચો વિનયગુણ તો બીજા પણ અનેક ગુણોને પમાડનારો હોય છે.

**આત્માના શ્રેય માટે ભણાય તો**
**સદાચાર આવે અને દુરાચાર ભાગે :**

આ વિનયગુણ કયા હેતુથી વિદ્યા ભણાય તો આવે? કેવળ પેટ ભરવા માટે જ જે ભણે, તેનામાં વાસ્તવિક વિનયગુણ આવે? કેવળ પૈસા કમાવાને માટે જ જે ભણતો હોય, તેનામાં સાચો વિનયગુણ આવે? કેવળ નોકરી કરી ખાવા માટે કે વ્યાપારી બની પેઢીઓ ચલાવવાને માટે જ જે વિદ્યાને મેળવતો હોય, તેનામાં વાસ્તવિક વિનયગુણ આવે? એને એની વિદ્યા કદાચ ગુલામ બનાવે, પણ સાચો વિનયી ન બનાવે. એ ન છૂટકે ગુલામી ય કરે, પણ જ્યાં એનું ફાવતું થાય તેમ હોય ત્યાં તો એ ઉછૃંખલ જ બને. સાચી નમ્રતા એનામાં ન હોય. વિનયગુણ ત્યારે આવે, કે જ્યારે તે આત્માને માટે ભણે. આત્માને

માટે ભણેલી વિદ્યા કયી ? આ વિદ્યા આત્માને માટે ભણાએલી છે કે નહિ, તેની ખાત્રી શી રીતિએ થાય ? આત્માને માટે જેણે વિદ્યા મેળવી હોય, તે સદાચારમાં વધતો જાય, પણ સદાચારથી પરાઙ્મુખ ન બને. આત્માને માટે વિદ્યા મેળવાય, તો જેમ જેમ ભણતર વધે, તેમ તેમ અનાચાર ભાગવા માંડે અને સદાચાર આવવા માંડે. જે વિદ્યા ભણવા છતાં સદાચાર ન આવે અને અનાચાર વધે, તે વિદ્યા ભણનારો કલ્પતરૂ તો ન બને, પણ કંટક-તરૂ બને ! જેમ જેમ ભણતા જાવ, તેમ તેમ સદાચાર જો ભાગતો જતો હોય, તો માનો કે–' અમારી પાસે આત્મા માટે ભણેલી વિદ્યા નથી.' આત્મા માટે ભણાએલી સદ્-વિદ્યાનો એ પ્રતાપ છે કે–' એ જેમ જેમ ભણતા જાવ, તેમ તેમ સદાચાર પૂંઠે પૂંઠે આવતો જાય અને દુરાચાર દૂર દૂર જતો જાય.'

### આગમ પણ વિપરીત ઈરાદે ભણાય તો ફુટી નીકળ્યા વિના ન રહે :

આત્માને માટે જ જે વિદ્યાને ભણ્યો હોય છે, તેને એમ થાય છે કે–' પૌદ્ગલિક સ્વાર્થ માટે મારે મારી વિદ્યાને નહિ અભડાવવી.' પૂર્વે એવા ઘણા દાખલા બન્યા છે કે–ભૂખ્યા રહે, ભીખ માગે, પણ વિદ્યાને વેચે નહિ. વિદ્યાનાં દાન હોય, પણ વેચાણ ન હોય. વિદ્યાનો ઉપયોગ અનાચાર સેવવામાં કરવાનો ન હોય, પણ અનાચારથી બચવાને માટે કરવાનો હોય. વિદ્યા ભણવી તે આત્માના ભલાને માટે ભણવી, આ વાત

આજે લગભગ ભૂલાઈ જ ગઈ છે. આ તમારા એકલાની વાત નથી. આ વસ્તુ માત્ર ગૃહસ્થોને માટે જ છે અને સાધુઓને માટે નથી, એમ પણ નથી. આ આગમ પણ જો સંયમની નિર્મળતાને માટે ન ભણાય, સંયમને ખીલવવાને માટે ન ભણાય, સંયમની પ્રચારણાદિને માટે ન ભણાય અને કેવળ માનપાનાદિને માટે જ ભણાય, તો કદાચ માનપાનાદિ પુણ્ય હોય તો મળી રહે, પણ અન્તે ફુટી નીકળ્યા વિના રહે નહિ! જો કે-એવાઓના આત્માને માટે તો આગમજ્ઞાન પણ હિતકર નિવડવાને બદલે હાનિકર નિવડે : કારણ કે-જેમ જેમ ભણતો જાય, તેમ તેમ તેનો ઘમંડ વધતો જાય. તેનાથી ભૂલ થઈ જાય, ભૂલ દેખાઇ જાય, તોય ભૂલને તે સુધારે નહિ, પણ આગમજ્ઞાનનો દુરૂપયોગ કરી જનતાને મુંઝવે. જ્યાં વિપરીત હેતુ આવ્યો, એટલે પડતીના માર્ગે પડ્યો સમજો! દુનિયામાં કદાચ એની ચઢતી થતી દેખાય, તો પણ એ વસ્તુતઃ ચઢતીને રસ્તે નથી પણ પડતીને રસ્તે છે. આથી જ્ઞાની માટે વિનીતતા રૂપ સદાચારનું સૂચન કર્યું. જ્ઞાની વિનીત હોય તો જ કલ્પતરૂ છે એમ જણાવ્યું.

**ગૂન્હા માટે સજા કરાવનારો પણ એના એ ગૂન્હા કરે અને કરાવે એ કયી દશા ?**

સાચો જ્ઞાની પૌદ્ગલિક સ્વાર્થની સિદ્ધિને માટે વિદ્યાને અભડાવે નહિ. વિદ્યા જેવી મહાદેવી, આત્માનો ઉદ્ધાર કરનારી વસ્તુ, એને પૌદ્ગલિક સ્વાર્થ માટે નહિ અભડાવવી, એવો નિર્ણય ક્યારે થાય ? આત્માને માટે ભણાય

તો ! આવી રીતિએ વિદ્યાને ભણનાર માટે તો વિનય રૂપ સદાચાર ઘડાઇ જ ગયેલો છે. પ્રાય: તે જ જ્ઞાની જ્ઞાનના યોગે ઉદ્ધત અને ઘમંડી બને છે, કે જે પેટ ભરવા માટે કે નામનાદિને માટે વિદ્યા ભણ્યો છે, પણ આત્માને માટે ભણ્યો નથી. એકડો પણ ઘુંટવો તે શા માટે ? ગણતાં આવડે તો ભૂલથી પણ ૧૯ ને ૩ વીસ ગણી એક વધુ લેવાઈ ન જાય કે ૧૯ ને ૩ અઢાર ગણી એક ઓછો અપાઇ ન જાય. ગણતાં પણ એ માટે શીખવું કે–ભૂલથી ય કોઇનું વધુ લેવાઈ ન જાય કે કોઇને ઓછું અપાઈ ન જાય ! વિદ્યા કાંઇ કોઈને લૂંટવાને માટે ભણવાની નથી. પૌદ્ગલિક સ્વાર્થો સાધવાની પાપી યોજનાઓ ઘડવાને માટે વિદ્યા ભણવાની ન હોય. વધુ લેવા અને થોડું દેવા માટે અગર ઇસારાથી ગ્રાહકને ઠગવામાં હોંશીયાર બનવાની કુટેવ કેળવવાને માટે વિદ્યા ભણવાની હોય નહિ. આત્માના શ્રેયના ઇરાદા સિવાય વિદ્યા ભણવાનો પ્રયાસ, એ પણ એક અનાચાર જ છે.

**સભા૦** આજે તો લગભગ બધે જ કેવળ સ્વાર્થ માટે વિદ્યા ભણાય છે અને ભણાવાય છે.

તો તેનું વિપરીત પરિણામ પણ આંખે જોવું પડે છે અને જાતે અનુભવવું પડે છે. ઉત્તમ કુળોમાં પણ એ અનાચાર જેમ જેમ પેઠો, તેમ તેમ વિનય ત્યાંથી નાશ પામતો ગયો. આજે સારાં ગણાતાં કુળોમાં પણ ભાગ્યે જ વિનયનાં દર્શન થાય. જો તમે આવી વિદ્યાને અનાચાર માનતાં અચકાતા હો, તો એ કહો કે–જુઠું

બોલવાથી સજા થાય એમ જાણનાર, જુઠું પૂરવાર કરી બીજાને સજા કરાવનાર, જ્યાં એનો સ્વાર્થ હોય ત્યાં અસીલ વિગેરેને જુઠું બોલવાની સલાહ આપે, એ બને? જે માર્ગે જવાથી જેલમાં જવું પડે એમ જાણે અને કેટલાયને કેસો લડી જેલમાં મોકલવામાં એણે ભાગે ય લીધો હોય, તે જ માર્ગે સફાઇથી જવાની, એ પોતાનું પેટ ભરવાને માટે અસીલ વિગેરેને સલાહ દે? જે ગૂન્હાઓ માટે પોતે બીજાને સજા કરાવી હોય, તે ગૂન્હાઓ પોતે જ ચોરી-ચૂપકીદીથી કરે, એ બને? 'આવું નથી બનતું'-એમ તો તમારાથી કહી શકાય તેમ નથી, ત્યારે કહો કે-એ કયા જ્ઞાનનો પ્રતાપ? ભણતર ભણવા પાછળ આત્માના શ્રેયનો ઈરાદો છે નહિ અને ગમે તે રીતિએ પણ પૌદ્‌ગલિક સ્વાર્થની સિદ્ધિ મેળવવાનો ઇરાદો છે, માટે આવું પરિણામ આવે એમાં નવાઈ નથી. એ રીતિએ ભણવું તે પણ એક જાતિનો અનાચાર છે, એમ તમને ઝટ સમજાઇ જાય, એ મુશ્કેલ વસ્તુ છે : કારણ કે-તમારામાં વિપરીત સંસ્કારો રૂઢ થઇ ગયા છે!

**'ભણશે નહિ તો ખાશે શું?'-એ અનાચારના ઘરની સલાહ છે:**

આજે બચ્ચું નાનું હોય ને નિશાળે મોકલવું હોય, તો વાત જ એ કહેવાય છે કે-'ભણશે નહિ તો ખાશે શું?' 'ભણીશ નહિ તો ભીખ માગવી પડશે ભીખ!' આવું લગભગ રોજ વારંવાર જેના કાન ઉપર અથડાય,

તેવી સ્થિતિમાં ઉછરેલાને આ વાત ઝટ ગળે ઉતરે જ ક્યાંથી ? મા એ કહે, બાપ એ કહે, માસ્તરે ય એ કહે અને પાડોશી વિગેરે પણ એ કહે ! આજે તો જમાનાની હવામાં તણાએલા કોઇ કોઈ સાધુ પણ આવું બોલતા થઈ ગયા છે. 'ભણશે નહિ તો ખાશે શું ?'–એ સદાચારની સલાહ નથી, પણ અનાચારની સલાહ છે. 'ભણશે નહિ તો ખાશે શું ?'–એમ કહેવાને બદલે, એમ કહો કે–'જો ભણશે નહિ તો સમજશે શું ? ભણ્યા વિના પાપ–પુણ્ય વિગેરે ઓળખશે ક્યાંથી ? નહિ ભણે તો આ મનુષ્ય જેવો ભવ પામીને પણ સાધશે શું ? ભણ્યા વિના સારા–ખોટાનો અને હિતકર–હાનિકરનો વિવેક શી રીતિએ કરી શકશે ?' આવું આવું કહો, તો તો કાંઇક સારા સંસ્કારો ય પડે ! આ તો ખાવાને માટે ભણવાનું, એ સલાહ ! એ ઇરાદે ભણ્યા પછી જો સીધી રીતિએ ખાવાનું અને મોજ મારવાનું ન મળે, તો શું કરે ? પછી એમ થાય કે–એ માટે ગમે તે કરવાની છૂટ ! આ દશા છે. આજે આ ખામી બહુલતયા ઘર કરી ગઇ છે. એના યોગે જ્ઞાન સાથે જે ગુણો ખીલવા જોઈએ તે ગુણો ખીલતા નથી, પણ અવગુણો જ વધતા જાય છે. સ્વાર્થ સાધવા માટે આજનો કાયદાબાજ પણ પાળેલા કુતરા જેવો બને એવા દાખલા મળશે, પણ એ વિનય નથી. આપણી વાત છે–વિનયગુણની. આત્માના શ્રેયના ઇરાદે ભણાય, તો વિનયગુણ ખીલે અને જ્ઞાન વધવા સાથે સદાચાર પણ વધુ અને વધુ નજદિક આવતો જાય. બાકી તો ઘમંડ વધે. ત્યારે ક્યો જ્ઞાની કલ્પતરૂ ? જે વિનીત હોય

તે. વિનયહીન જ્ઞાની એ વસ્તુતઃ જ્ઞાની જ નથી, એટલે એને કલ્પતરૂની કોટિમાં તો મૂકાય જ શાનો?

**સુભગતા સાથે સુશીલતા જોઈએ :**

હવે સુભગતાની વાત. જેમને પાંચ ઇન્દ્રિયો રીતસર મળી છે અને સુંદર રૂપ મળ્યું છે, તેઓ પણ પુણ્યશાલી છે. સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય, એ પાંચ ઇન્દ્રિયો છે. એ તમને મળી તો ગઈ છે. આ કાંઇ તમારી ધારણા મુજબ તમે મેળવેલી છે એમ નથી, પરન્તુ મળી ગયેલી છે. તમને કેમ મળી અગર તમે કેમ મેળવી, એ વિષે ટીકા કરવાની છે નહિ: કારણ કે—ભવાન્તરના પુણ્યયોગે પ્રાપ્ત થઇ છે. વિચારવાનું તો એ છે કે—ભવાન્તરના પુણ્યયોગે પ્રાપ્ત થઈ ગએલી સુભગતાનો સદાચાર કયો? સુભગ સુશીલ હોય, એ એનો સદાચાર છે. સુભગ સુશીલ હોય એટલે? પુણ્યના યોગે મળેલી ઈન્દ્રિયોનો અને સુંદર રૂપનો ઉપયોગ, સજ્જનને નહિ છાજતાં કાર્યોમાં—તેવાં પાપોમાં ન કરે. પાંચે ય ઇન્દ્રિયો દ્વારા અને સુંદર રૂપ દ્વારા આત્માના કલ્યાણને સાધનારી પ્રવૃત્તિમાં જે જોડાએલો રહે, તે સુભગ સુશીલ છે. શ્રી વીતરાગ પરમાત્મા અને નિર્ગ્રન્થ ગુરૂઓની ભક્તિમાં તેમજ આત્માને તારનારી ક્રિયાઓમાં સ્પર્શનેન્દ્રિયનો ઉપયોગ કરવો, એ એનો સદાચાર છે: સ્વાધ્યાય કરવામાં, ગુણિના ગુણો ગાવામાં, દેવ-ગુરૂની સ્તુતિ કરવામાં અને જેમાં સ્વપરનું કલ્યાણ છે એવું બોલવા વિગેરેમાં રસનેન્દ્રિયનો ઉપયોગ કરવો, એ એનો સદાચાર

છે : દેવ–ગુરૂ આદિની ભક્તિ નિમિત્તે કાંઇ સુંઘવું પડે તેમ હોય અને તે માટે ઘ્રાણેન્દ્રિયનો ઉપયોગ કરાય, તો તે તેનો સદાચાર છે : નેત્રોથી પ્રેમપૂર્વક શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિનાં દર્શન કરવાં, શાસનને સમર્પિત થએલા મહર્ષિઓનાં દર્શન કરવાં, સાધર્મિઓનાં દર્શન કરવાં, શ્રી જિનવાણીથી અંકિત ગ્રન્થાદિ જોવા–વાંચવા અને આજ્ઞા મુજબ ચાલતાં–બેસતાં ભૂમિ જોવી, એ વિગેરે એનો સદાચાર છે : એ જ રીતિએ શ્રોત્રેન્દ્રિયનો સદાચાર–‘ શ્રદ્ધાપૂર્વકના વૈરાગ્યને પુષ્ટ કરવાની વાણી સુગુરૂના મુખે સાંભળવાને તત્પર બનવું. ’–એ વિગેરે છે. આનાથી વિરૂદ્ધ ઉપયોગ, એ સદાચાર નથી પણ અનાચાર છે. આનાથી વિરૂદ્ધ વસ્તુઓ પ્રેમપૂર્વક જોવાય, સંભળાય, સુંઘાય વિગેરે થાય, તો દુઃખ થવું જોઇએ. આજે તમારી આંખો શું શું જોવાના ઉપયોગમાં આવે છે ? રસ્તે ચાલતાં આંખો કયાં ભમતી હોય છે ? પાંચે ય ઇન્દ્રિયોની સુન્દર પ્રાપ્તિ થાય, એ સુભગતા છે. જેને પાંચે ય ઇન્દ્રિયો રીતસર પ્રાપ્ત થઇ છે, એવા મનુષ્યોને જ્ઞાનિઓ પુણ્યશાલી કહે છે. તમને મનુષ્યભવ સાથે ઇન્દ્રિયાદિની આ સુન્દર સામગ્રી પ્રાપ્ત થઈ છે, એટલે તમે એ દૃષ્ટિએ પુણ્યશાલી તો છો જ, પણ એટલા માત્રથી જ રાજી થઇ જવા જેવું નથી. ઇન્દ્રિયોનો આજે તમારાથી જે ઉપયોગ થઈ રહ્યો છે, તે સદાચાર છે કે અનાચાર છે, એ વિચારો ! થોડો ઘણો સદાચાર હોય, તો પણ એ વિચારો કે–‘ સદાચાર કેટલો અને અનાચાર કેટલો ? ’

**પારકી કોઈ પણ વસ્તુ સામે બદદાનતથી જોવું નહિ-એ નિયમ હોવો જોઇએ :**

તમે માનેલી તમારી માતાની સામે, તમારી ભગિનીની સામે અગર તો તમારી પત્ની વિગેરેની સામે કોઈ બીજી દૃષ્ટિએ જૂએ, તો એ તમને અનુકૂળ લાગે કે પ્રતિકૂળ લાગે ?

**સભા૦** પ્રતિકૂળ જ !

જેમ જ્ઞાનને અંગે. કોઈ ભણેલો આદમી તમારા અજ્ઞાનનો લાભ લઇને લૂંટે તો તે તમને પ્રતિકૂળ લાગે છે. આથી તમારે તમારા ભણતરનો ઉપયોગ બીજાનું બૂરૂં કરવાનો પ્રયત્ન કરવામાં નહિ કરવો જોઇએ. તેમ અહીં પણ વિચારશો ને ? આંખના ઉપયોગની આ વાત છે. તમારી માનેલી મા, બેન, પત્ની આદિની આ વાત છે. તમારી માનેલી મા, બેન, પત્ની આદિની સામે કોઈ બદદાનતથી જૂએ, તો તે તમને પસંદ છે ?

**સભા૦** નહિ જ !

એને અનાચારી કહો કે નહિ ?

**સભા૦** કહીએ.

બીજાને તો તમે ઝટ અનાચારી કહેવાના એ હું જાણું છું, પણ તમે એવો નિયમ કર્યો છે કે-'કોઈ પણ પારકી વસ્તુ તરફ બદદાનતથી નહિ જ જોવું ?' પારકી મા હોય, પારકી બેન હોય, પારકી બૈરી હોય,

પારકી લક્ષ્મી હોય, પારકી પાઇ સરખી પણ હોય, એમ પારકી કોઈ પણ વસ્તુ બદદાનતથી નહિ જોવી, આવો નિયમ કેટલાકને હશે ? જો દુનિયા આવું પચ્ચખ્ખાણ કરી લે, તો જેલો ખાલી પડી રહે અને પડી પડી તૂટી જાય. જેલો શા માટે રાખી છે ? કૉર્ટોની હયાતિ કેમ છે ? પારકી વસ્તુ તરફ બદદષ્ટિએ જોવું, એ વિગેરે ખોટાં કામો ચાલુ છે માટે ! પારકી કોઇ પણ વસ્તુ તરફ બદદૃષ્ટિથી નિયમપૂર્વક નહિ જોનારાઓ, આ દુનિયામાં જવલ્લે જ મળે તેમ છે અને માટે જ જેલો અને કૉર્ટો હયાતિ ભોગવે છે. પારકી વસ્તુને પોતાની બનાવવાની મહેનત નીકળી જાય, હૈયામાં એવી દાનત રહે નહિ, તો પછી જોઇએ શું ? કુળવાન આદમીઓમાં, પરસ્રી સામે જરાક બીજી દૃષ્ટિ કરવી, એ પણ વ્યભિચાર મનાય છે : તેમ આ શાસનમાં પણ આત્મા, આત્માના ગુણો અને આત્માના ગુણોને ખીલવનારી સામગ્રી–તે સિવાયની વસ્તુને પોતાની તરીકે જોવી, તે એક પ્રકારનો અનાચાર મનાય છે. આત્મા, આત્માના જ્ઞાનાદિ ગુણો અને આત્માના જ્ઞાનાદિ ગુણોને પ્રગટાવવામાં સહાયક નિવડે તેવી સામગ્રી–દેવ, ગુરૂ અને શ્રી જિનાગમ વિગેરે–એ સિવાયની વસ્તુઓને મારી માનવી, એ પણ એક પ્રકારનો વ્યભિચાર છે : માટે તો બ્રહ્મચર્યનો વિશાલ અર્થ કરતાં જણાવ્યું કે–' પરથી પાછા વળીને આત્મામાં રમવું એ વાસ્તવિક બ્રહ્મચર્ય છે. ' આજે તમારા હાથે તમારી ઇન્દ્રિયોનો દુરૂપયોગ થઇ રહ્યો છે, માટે સદાચાર વિષે જેવી જોઇએ તેવી સમજ પણ તમને નથી. આજે મોટા ભાગની એ દશા છે કે–આંખ સામે

કોઇ સ્હેજ સારી પર વસ્તુ આવી કે—દૃષ્ટિ બગડી. કેટલાકની તો એ હાલત છે કે—પારકી વસ્તુને મીઠી દૃષ્ટિએ જોઈ પણ ન શકે. બીજા પાસે સારી વસ્તુ હોય, એ એનાથી ખમાય નહિ. બીજાની ઉન્નતિ જોઇને હરિફાઈ કરવાનું મન થવાને બદલે ઈર્ષ્યા કરે. જો કે—દુન્યવી વસ્તુઓની હરિફાઈ પણ કરવા જેવી નથી, અને એથી તેવી હરિફાઈની સાથે પણ અમને કાંઈ લાગતું—વળગતું નથી, પણ એમાં અમૂક ગુણ હોય છે અને એ વાતને જ લક્ષ્યમાં રાખીને આ કહેવાય છે. હરિફાઇમાં સામાનું ઝુંટવી લેવાનો, સામાને પાછો પાડવાનો, સામાનું અકલ્યાણ થાય એવો વિચાર કરવાનો હોતો નથી, પણ પોતાની ઉન્નતિ તરફ પોતાના લક્ષ્યને વધુ કેન્દ્રિત કરવાનું હોય છે. પેલો પાછો પડે એ દાનત નહિ, પણ હું આગળ વધું એ દાનત હોય છે. ઇર્ષ્યાના યોગે એથી વિપરીત વસ્તુ ઉભી થાય છે. એનું ચાલે તો પેલાને પાછો પટકે. ભણતરમાં આગળ વધતો હોય તો ભણવા ન દે. પારકી કોઇ પણ વસ્તુ તરફ બદ-દાનતથી નહિ જોવાનાં પચ્ચખ્ખાણ થાય, તો સુશીલતા દૂર નથી. સુભગતાનો સદાચાર સુશીલતા છે અને એથી જ કહેવાય છે કે—સુભગ જો સુશીલ હોય તો તે પણ આ ભૂમિના કલ્પતરૂ જેવો છે.

### પ્રભુતા સાથે ન્યાય્ય માર્ગમાં પ્રવૃત્તિ :

આ દુનિયામાં પ્રભુતા પણ પુણ્ય વિના મળતી નથી. પ્રભુતા માગી મળે છે ? પ્રભુતા માગી મળતી નથી. અમૂકને પ્રભુતા મળી અને મને કેમ નહિ, એની માથા-

ક્રોધ કર્યે પ્રભુતા મળી જાય નહિ. પ્રભુતા, એ એવી વસ્તુ નથી કે-માગી મળી જાય, તોફાનો કર્યે મળી જાય અગર તો માથું ઉંચું કર્યે મળી જાય! જેનું પુણ્ય હોય તેને પ્રભુતા મળે અને જેનું પુણ્ય હોય તેની પ્રભુતા ટકે. અહીં તો આપણે એ વિચારવું છે કે-'પુણ્યના યોગે જેટલી પ્રભુતા મળી હોય, તેટલી પ્રભુતાની સાથે કયો સદાચાર રાખવો જોઈએ, કે જેથી એ પ્રભુતાવાળો કલ્પતરૂની ઉપમાને લાયક ગણાય!' પ્રભુતાવાળાને માટે સદાચાર નીતિમત્તા છે. ન્યાયના માર્ગે ચાલવું, તે પ્રભુતાવાળાનો સદાચાર. સત્તાધીશ ન્યાયમાર્ગ ચૂકે અને લોક મીઠી નજર ચૂકે, એટલે તોફાન ઉત્પન્ન થયા વિના રહે નહિ. તમેય થોડી-ઘણી પ્રભુતાવાળા તો છો ને? પણ એય ક્યાં જીરવાય છે? કુતરૂં કમ્પાઉન્ડમાં પેસે ને હાંક માર્યે ભાગવા માંડે, તોય પાછળથી ડફણું ફેંકે, એમાંની જમાતના થોડા નથી. આજે થોડી-ઘણી સત્તા મળી ગઈ હોય, તેમાં તો હાથમાં સોટી હલાવતો હલાવતો ફરે અને રસ્તે મળતાં જનાવરોને કદાચ ત્રાસ પણ દેતો જાય. એજ રીતિએ મોટરમાં બેસી ફરનારને, આગળ અને પાછળ, બીજાઓને એ કેટલો ત્રાસ રૂપ થાય છે, એની ચિન્તા હોય છે? ડ્રાયવરને કહી રાખ્યું હોય કે-સ્પીડ મૂકી દેવી! મોટરમાં જાય તો પણ, માંડ માંડ પહોંચાય એટલી મીનીટો બાકી હોય, ત્યારે તો શેઠ સાહેબ મોટરમાં પગ મૂકે. એમાં વડાઇ માને. પછી ડ્રાઈવર સ્પીડ મૂકી દે! આગળ ભોં ભોં થાય અને પાછળથી ધુમાડો છૂટે. આગળ ચાલનારાઓ માટે

ભાં ભાંનો ત્રાસ અને પાછળ રહેલાઓને ધુમાડાનો ત્રાસ. આગળના ત્રાસે અને પાછળના માંદા પડે. પુણ્યયોગે તમને આવું સાધન મળ્યું હોય, તો તમારે નોકરને છૂટ આપવી જોઈએ કે-મોડું થાય તેનો વાંધો નહિ, વહેલા નીકળાશે, પણ લોકને ત્રાસ થાય એમ નહિ કરવું! તમે તમારા ઘરમાં ય કયી રીતિએ વર્તો છો? વચ્ચે રસ્તો સહીયારો હોય, તો કેટલી તકરાર? સત્તાધીશ એટલે રાજા જ એમ નહિ. જેની પાસે જેટલી સત્તા હોય, તેણે પોતાની તેટલી સત્તાનો દુરૂપયોગ નહિ કરવો જોઇએ, પણ નીતિમત્તાથી વર્તવું જોઈએ. પોતાને મળેલી સત્તાને જે વિવેકપૂર્વક પચાવી શકે, તે સદાચારી અને સત્તાના ગુમાનમાં અન્યાયના માર્ગે પ્રવર્તે, તે અનાચારી. સત્તા પચે તો સારૂં, નહિતર સત્તા ન હોય તે સારૂં. જેમ ખાવું પડે તો તે ખાવું કે જે પચે, તેમ સત્તા રાખવી હોય તો તે રાખવી કે જે પચે. જે સત્તા જીવનમાં અનાચાર લાવે, તે સત્તાને ફગાવી દેવી. પ્રભુતાવાળા માટે સદાચાર એ કે-'ન્યાયના માર્ગમાં પ્રવૃત્ત રહેવું.' સત્તા હોય તો તેની સાથે નીતિમત્તા રૂપ સદાચાર અવશ્ય જોઈએ. તો જ એ આ ભૂમિનાં કલ્પતરૂઓની કોટિમાં ગણી શકાય.

**શ્રીમન્તાઇ સાથે ઉદારતા :**

પ્રભુતા પછી આવે છે શ્રીમન્તાઈ. શ્રીમન્તાઈ પણ કોને મળે? જે અનીતિ કરી જાણે, લૂચ્ચાઇ કરી જાણે, બદમાશી કરી જાણે અને એ બધું કરવામાં આંચકો ન

ખાય, એને ? એવી માન્યતા હોય તો તે ભૂલભરેલી માન્યતા છે. જેનું પુણ્ય હોય, તેને શ્રીમન્તાઈ મળે. જેનું પુણ્ય હોય, તેની શ્રીમંતાઇ ટકે. પુણ્ય ન હોય તો ગમે તેટલી અનીતિ, લૂચ્ચાઇ, બદમાશી વિગેરે કરે, તે છતાં પણ તે મળે નહિ : કદાચ ભૂખ્યા પણ મરવું પડે. જો એમ ન હોત, તો લૂંટારા ભૂખ્યા ન રવડતા હોત અને માંચકાંગલા વાણીયા બંગલામાં મોજથી વસતા ન હોત. એવા પણ બળવાનો જીવે છે, કે જેમને ખાવાનું મેળવવા માટે ફાં–ફાં મારવાં પડે છે. તમને જેટલી લક્ષ્મી મળી છે, તે તમારી આવડતથી કે હુંશીયારીથી જ મળી છે એમ નહિ માનતા. એમ માનજો કે–પુણ્યથી મળી છે. લક્ષ્મી પુણ્યથી મળે છે એમ માનવાને બદલે, લક્ષ્મી હુંશીયારીથી જ મળે છે એમ માનવું, તે મિથ્યાત્વ છે. જ્યારે એવું અભિમાન આવે કે–'આ લક્ષ્મી મને મારી હુંશીયારીથી જ મળી છે.'–ત્યારે એ યાદ કરો કે–'મારી સાથેનો જ હુંશીયાર, જે બજારમાંથી હું રળી આવ્યો તે જ બજારમાં ગુમાવી આવ્યો !' અહીં ભાગ્ય યાદ આવે, તો લક્ષ્મી મેળવ્યાનો જે મદ આવે છે તે ન આવે, હવે પુણ્યના યોગે શ્રીમન્ત બન્યા, પણ શ્રીમન્ત માટે સદાચાર કયો ? કહે છે કે–શ્રીમન્ત જો ત્યાગી હોય, તો તે કલ્પતરૂ છે. શ્રીમન્ત ખાવા બેસે ત્યારે કયી રીતિએ બેસે ? એકલો બેસે ? એની સાથે કેટલાય જમનારા હોય. બીજાને ખવડાવવામાં એ રાજી હોય. પોતાને માટે સંખ્યાબંધ ચીજો બનાવરાવી એકલો ખાનારો અને દીન–દુઃખિને યાદ પણ નહિ કરનારો

પેટભરો શ્રીમન્ત, એ કલ્પતરૂ છે? ફરવા નીકળે ત્યારે જોનારને માતેલા સાંઢ જેવો લાગે, એ કલ્પતરૂ છે? શ્રીમન્તાઇમાં શ્રીમન્તને કલ્પતરૂ બનાવવાની તાકાત નથી, પણ શ્રીમન્તાઇની સાથે જો ત્યાગ હોય, તો તે એને કલ્પતરૂ જેવો બનાવી મૂકે છે. ત્યાગી શ્રીમન્તની રહેણી-કહેણી, બોલચાલ, વર્તાવ, ખાવું-પીવું, હરવું-ફરવું એ વિગેરે બધું એવું હોય કે-જે જૂએ તેને લાગે કે-'આવા આદમીને શ્રીમન્તાઇ મળવી જોઇએ. આવાને જો શ્રીમન્તાઇ નહિ મળે તો કોને મળશે?' આજના શ્રીમન્તોની પાછળ આવું કેટલાક કહેતા હશે?

**સભા૦** ભાગ્યે જ કોઈ હોય તો.

તો એ વિચારો કે-'આવાઓની શ્રીમન્તાઇ જાય તો સારૂં.'-આવું આજના કેટલાક શ્રીમન્તોની પૂંઠે બોલાતું હશે?-'આવાને વળી લક્ષ્મી ક્યાંથી મળી?'-એમ કેટલાકને થતું હશે? કેટલાકને એમ પણ લાગતું હશે કે-'અહીં લક્ષ્મી કુપાત્રે પડી છે.' ત્યાગી શ્રીમન્ત તો એ રીતિએ જીવે કે-દુશ્મનનેય થાય કે આની શ્રીમન્તાઈ ટકી રહે, એમાં જ સૌને આનંદ છે. આની શ્રીમન્તાઈ કદિ ન જજો, એમ લગભગ બધાને ક્યારે થાય? આવું ક્યા શ્રીમન્ત માટે બોલાય? ત્યાગી માટે કે મુઠ્ઠી બંધ રાખનાર માટે? તમારી શ્રીમન્તાઇ દુશ્મનને ય ગમે, એ ક્યારે બને? ત્યાગી બનો તો, પણ ઉડાઉ બનો તો નહિ. ઉડાઉપણું એ દુર્ગુણ છે અને ઉદારતા એ ગુણ છે, માટે શ્રીમન્ત ઉદાર જોઇએ!

**સભા૦** ઉડાઉ હોય તો અવસરે અવસરે એની લક્ષ્મી સારા માર્ગે જાય ને ?

ઉડાઉ નહિ જોઇએ, પણ ઉદાર જોઇએ. ઉડાઉ વિવેક-હીનતાથી લક્ષ્મી ઉડાવે છતાં લાભ ગુમાવે: એટલું જ નહિ પણ નુકશાને ય કરે. અને ઉદાર વિવેકપૂર્વક વ્યય કરી સ્વ અને પર ઉભયને માટે ઉપકારક નિવડે. દુનિયામાં કહેવાય છે કે-' આદમી કૃપણ ન હોવો જોઇએ, પણ કરકસરવાળો જરૂર હોવો જોઇએ.' કરકસરમાં વિવેક છે અને કૃપણતામાં અજ્ઞાનતાદિ દોષોનો પ્રભાવ છે.

એક કથા એ માટે સમજવા જેવી છે. સસરાની અને વહુની એ કથા છે. ઘરમાં તેલનું ટીપું જમીન ઉપર પડી ગયું, એટલે સસરાએ તે લઈને જુતે લગાવી દીધું.

વહુએ એ જોયું. વહુને એમ થયું કે-' મારા સસરા કૃપણ છે કે કરકસરવાળા છે ? તેલના ટીપાની કશી વિસાત નહોતી, છતાં એય હાથે લઈ જુતે લગાવ્યું, તો જોવું જોઇએ કે-તેઓ કરકસરીયા છે કે કૃપણ છે ? કરકસરીયા હોય તો સારૂં, પણ જો કૃપણ હોય તો તો બહુ જ ભૂંડું.'

આથી બાઇએ પરીક્ષા કરવાનો અને દુર્ગુણ જણાય તો સસરાને દુર્ગુણથી બચાવી લેવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ અવસર જોઈને પોતાને મૂર્ચ્છા આવી હોય એવો બાઇએ દેખાવ કર્યો. પછીથી-' માથું ભમી

જાય છે'–એમ કહેવા માંડ્યું. ઘરમાં હો-હા મચી ગઈ, કારણ કે-બાઈ શાણી અને વિવેકી ગણાતી હતી.

ઘણા ઘણા ઉપાયો કર્યા, પણ બાઈ તો એમ જ કહેતી રહી કે-'મારૂં દર્દ જરાય ઘટતું નથી, પણ વધતું જ જાય છે.' બધા મુંઝાયા કે-'હવે શું થાય?'

બાઇએ તો એક જ કહેવા માંડ્યું કે-'ગમે તેમ કરીને મને મારા બાપને ઘેર મોકલી આપો.'

બાઇનો સસરો એ વખતે પૂછે છે કે-'આવું દર્દ પૂર્વે કદિ તને થયું હતું કે આજે જ થયું છે?'

બાઇએ કહ્યું કે-'મારા બાપને ઘેર પણ કોઇ કોઈ વખતે આવું દર્દ મને થઈ આવતું.'

તરત જ બાઈના સસરાએ પૂછ્યું કે-'તો પછી કહેતી કેમ નથી? તને એ દર્દ કયી દવાથી મટતું હતું, એ કહે ને?'

બાઈ કહે છે કે-'એ તમને કેમ કહેવાય? એવી કિંમતી દવાને માટે તમને કહેવું એ ઠીક નથી. એ તો મારાં માબાપ હતાં. મારે માટે જેટલું એમના હૈયામાં બળે, તેટલું તમારા હૈયામાં ક્યાંથી બળે? કારણ કે-ત્યાં હું દીકરી છું અને અહીં હું વહુ છું. માટે મને મારા પિતાને ઘેર મોકલી આપો. એવી કિંમતી દવા તો એ જ કરશે.'

સસરાએ કહ્યું કે-'હવે તારે આવું માનવાનું હોય નહિ. તું ઉપાય તો કહે. દવા ગમે તેટલી કિંમતી હોય, તોય તેની ફીકર શી છે?'

એટલે પછી બાઈ કહે છે કે–'મારાં માબાપ સાચાં મોતીને લસોટીને તેનો મારા માથે લેપ કરતાં એટલે દર્દ મટી જતું.'

બાઇને સસરો કહે છે કે–'ઓહો, એટલું જ ને? એમાં ક્યારની મુંઝાય છે શા માટે?' આમ કહીને તે ઉઠ્યો અને સાચાં મોતી લઈ લસોટાવવાની તૈયારી કરી.

એ જ વખતે બાઈ ઝટ બેઠી થઈ ગઈ અને કહ્યું કે–'મારૂં દર્દ મટી ગયું.'

પછી બાઇએ સસરાને કહ્યું કે–'આ તો કેવળ આપની પરીક્ષાને માટે જ મેં કર્યું હતું. તે દિ' મને શંકા પડી હતી કે–મારા સસરા કૃપણ છે કે કરકસરીઆ છે? કૃપણ હોય તો બહુ ખરાબ: પણ મેં જોયું કે–આપ કૃપણ નથી, પણ કરકસરીયા છો.'

એ જ રીતિએ ઉડાઉપણું નહિ જોઈએ, પણ ઉદારતા જોઈએ. બાઈના હૈયે કયી ચિન્તા હતી? એ જ કે–'મારા સસરામાં જો કૃપણતાનો દોષ હોય તો ઘર લાજે.' આજે આવી વહુ આવે તો? આજે તમારી આવી કોઈ તપાસ રાખે તેવું ઘરમાં છે? અને કદાચ ઘરમાં કોઈ આ જાતિની તપાસ રાખનાર આવે, તો તમે એને સાંભળો પણ ખરા કે? કરકસર હોય એથી ઉદારતા ન હોય એમ નહિ. આજે મોટે ભાગે શ્રીમંતાઈમાં સદાચાર નથી. શ્રીમન્તાઈની સાથે જો ત્યાગનો સદાચાર હોય, તો દુશ્મન પણ કહે કે–આની લક્ષ્મી આબાદ રહો! એના યોગે અનેકોનાં જીવનો ટકે. અમ-

રતાની—નામનાની ઈચ્છા ન હોવા છતાં પણ, એ આદમી અમર ગણાઇ જાય. જ્યાં શ્રીમન્તાઇ હોય, ત્યાં એની સાથે વિવેકપૂર્વકનો ત્યાગ જોઇએ. આજે શ્રીમન્તોમાં અમૂક અંશે ત્યાગ નથી એમ તો કહેવાય તેમ નથી, પરન્તુ તેમાંય ઉદારતાપૂર્વકનો ત્યાગ થોડો છે અને નામના આદિ માટેનો ત્યાગ ઘણો છે. આપણે તો વિવેકપૂર્વકના ત્યાગની વાત કરીએ છીએ. વિવેકપૂર્વકના ત્યાગવાળો શ્રીમન્ત પણ કલ્પતરૂ છે. એવા કલ્પતરૂ ય બનવું છે ? પણ વિવેકપૂર્વકના ત્યાગને બદલે લક્ષ્મીની મૂર્ચ્છામાં પાગલ બનેલાઓ જ્યાં ભાવમરણે વારંવાર મરી રહ્યા હોય, ત્યાં કહેવું શું ? શ્રીમન્ત માટે ત્યાગ એ સદાચાર છે અને જે શ્રીમન્ત ત્યાગી હોય તે જ શ્રીમન્ત આ દુનિયામાં એક પ્રકારના કલ્પતરૂ જેવો ગણાય છે. આથી સ્પષ્ટ છે કે—કલ્પતરૂ રૂપ બનીને સ્વપર—ઉપકારી બનવા ઇચ્છતા શ્રીમન્તે, ઉદારતા ગુણને અવશ્ય કેળવી લેવો જોઈએ : એમ થશે તો જ, સ્વપરના ઉપકારને માટે, પોતાને પૂર્વના પુણ્યોદયે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો સદ્‌વ્યય કરી શકાશે. આ રીતિએ ઉદાર નહિ બનતાં લક્ષ્મીની મૂર્ચ્છામાં જ રહેવાશે, તો તો કલ્પતરૂ બનવાને બદલે કંટકતરૂ જ બની જવાશે, એ સુનિશ્ચિત વાત છે.

**પ્રભુતાની સાથે પ્રશાન્તતા જોઇએ :**

પાંચમું બળ. બળ શાથી મળે ?

સભા૦ પુણ્યથી મળે.

ભાષામાં, અજ્ઞાન લોકને સમજાવવાને માટે એમ કહેવાતું હોય, તો પણ તમારે સમજવું જોઇએ કે—બળ

વીર્યાન્તરાયના ક્ષયોપશમાદિ વિના મળે નહિ. આત્મામાં અનન્ત બળ છે. જેટલું આવરણ ખસે, આવરણ જેટલું પોલું પડે, તેટલું બળ વધારે હોય. ઉધમાતો મચાવવાથી બળ મળે છે, એ વાત અનીતિથી લક્ષ્મી મળે છે, એના જેવી ખોટી છે. આજે તો બળ મેળવવાને માટે પણ અનાચારો સેવાય છે અને સદાચારથી બળ પ્રગટાવવાનું ભૂલાઇ જવાયું છે! પણ એ વાત જવા દો. બળ જેનામાં જેટલું હોય, તેની વાત કરીએ. બળવાન હોવા છતાં પણ પ્રસંગે જે ક્ષમા જાળવે, તે કલ્પતરૂ છે. બળ હોય અને ક્રોધને ઉત્પન્ન કરનારો પ્રસંગ આવી લાગે, છતાં પણ તે આવેશવાળો બને નહિ. વગર પ્રસંગે તો સુતેલું કુતરૂં પણ ભસતું નથી. એની સામે એને ભય પેદા કરે એવી કોઇ વસ્તુ આવે તો જ એ ભસે. એ રીતિએ વગર પ્રસંગે આવેશ ન આવે, તેમાં મહત્તા નથી. પ્રસંગે પણ આવેશ ન આવે, એ જ બળ સાથેનો જરૂરી સદાચાર છે. ભગવાનમાં પ્રશમગુણ ન હોય, તો સંગમ જેવો એમની પડખે ય જઇ શકે? હરણીયાં ઠોકર મારી જાય? પગનો અંગુઠો માત્ર દબાવ્યો અને મેરૂ નાચ્યો, એવું તો જન્મતાંની સાથે જ બળ હતું! એવા બળવાને જો સંગમ ઉપર ક્રોધ કર્યો હોત અને પ્રશમગુણને નેવે મૂક્યો હોત, તો શું થાત? પણ એ બને જ નહિ. આજે તદ્દન સામાન્ય કોટિનું બળ હોવા છતાં પણ, બળનો દુનિયામાં કેવો ઉપયોગ થઈ રહ્યો છે? તમે તમારી દશાને વિચારી જૂઓ, તો પ્રાયઃ એમ જ લાગશે કે–તમે શાન્ત બેઠા છો તે પ્રશમગુણથી નહિ,

પણ નબળા છો માટે ! તમે જે વૃત્તિવાળા છો, તેની સાથે જો તેટલું બળ હોત, તો તો તમે ઉલ્કાપાત જ મચાવત ! ઉત્તમ આત્મા તો ક્રોધ ઉત્પન્ન થાય તેવો બનાવ બને તો પણ ગમ ખાય. ગુસ્સાને આવવા દે નહિ અને આવી જાય તો પણ એને સફળ થવા દે નહિ ! સામાને નહિ મારતાં પોતાનું માથું ફૂટવું એ પણ ગુસ્સાને સફળ થવા દીધો કહેવાય. એ તો અસહનશીલતા છે. ગુસ્સો આવી પણ જાય, તોય બેઠે બેઠે સદ્‌વિચાર કરી તેને કાઢવો જોઇએ. કહ્યું કે–

"शत्रौ चेत् कोपः, तर्हि कोपे कोपः कार्यः ।"

સામેનો શત્રુ એ ખરો શત્રુ કે આ મહીંનો શત્રુ એ ખરો શત્રુ ? બહારનો શત્રુ, એ તો નામનો શત્રુ છે. જો પ્રશમગુણ આદિના યોગે ઉત્તમ દશા હોય, તો બહારનો શત્રુ તો ઉપકારિની ગરજ સારનારો નિવડે : કારણ કે–ઉપસર્ગોના પ્રસંગે આત્મા પ્રશાન્તતા આદિના યોગે ઘણાં ઘણાં કર્મોને ખંખેરી નાખે છે. આથી આપણે તો એ જ માનવું જોઇએ કે–બહારનો દુશ્મન, એ તો વગર જાતનો ધોબી છે. એના ઉપર ક્રોધ કરવો એ ડહાપણ કે ક્રોધ ઉપર ક્રોધ કરવો એ ડહાપણ ? આ વિચારતાં સમજાશે કે–બલવાન માટે ક્ષમાશીલતા એ સદાચાર છે. સમર્થ જો પ્રશાન્ત હોય, તો તે પણ આ ભૂમિ ઉપરના એક કલ્પતરૂ જેવો જ છે.

**આ ભૂમિ ઉપરનાં પાંચ કલ્પતરૂઓ :**

આ પાંચને આ ભુમિ ઉપરનાં કલ્પતરૂઓ તરીકે ઓળખાવતાં કહેવામાં આવ્યું છે કે–

" ज्ञानी विनीतः सुभगः सुशीलः,
प्रभुत्ववान् न्याय्यपथप्रवृत्तः ।
त्यागी धनाढ्यः प्रशमी समर्थः,
पंचाप्यमी भूमिषु कल्पवृक्षाः ॥ १ ॥ "

વિનીત હોય તો જ્ઞાની એ કલ્પતરૂ છે: સુશીલ હોય તો સુભગ એ કલ્પતરૂ છે: ન્યાયના માર્ગે પ્રવૃત્ત હોય તો પ્રભુત્વવાન એ કલ્પતરૂ છે: ત્યાગી હોય તો ધનાઢ્ય એ કલ્પતરૂ છે: અને પ્રશમી હોય તો સમર્થ એ કલ્પતરૂ છે. આમાં જ્ઞાન, સુભગતા, પ્રભુતા, ધનાઢ્યતા અને સમર્થતા, એ વસ્તુઓ કિંમતી છે: પણ તે તે વસ્તુઓને મેળવવાજોગું પુણ્ય આદિ પામેલાઓ પણ અવિનીતતા શીલહીનતા, અન્યાયશીલતા, કૃપણતા અને શમરહિતતા એ દુર્ગુણોવાળા હોય, તો તેમની તે તે કિંમતી પણ વસ્તુઓ, તેમની કે કોઇની ભલાઈ કરનારી નિવડી શકતી નથી, પણ ભૂંડાઈ કરનારી નિવડે છે. આથી કહ્યું કે-જ્ઞાન સાથે વિનીતતા જોઇએ, સુભગતા સાથે સુશીલતા જોઇએ, પ્રભુતા સાથે નીતિમત્તા જોઈએ, ધનાઢ્યતા સાથે ઉદારતા જોઈએ અને સમર્થતા સાથે પ્રશમતા જોઇએ. વિનીતતા, સુશીલતા, નીતિમત્તા, ઉદારતા અને પ્રશમિપણું, એ પાંચ સદાચારો છે. હવે એ વિચાર કરી જૂઓ કે-જ્ઞાન આદિ પાંચ કિંમતી વસ્તુઓમાંથી કયી વસ્તુ કેટલા પ્રમાણમાં આપણી પાસે છે અને આપણે તેનો કેવો ઉપયોગ કરીએ છીએ? જે વસ્તુઓ છે, તેની

સાથે જે સદાચાર જોઇએ તે આપણામાં છે કે નહિ? જો હોય તો એને અનુમોદજો અને વધારજો : ન હોય તો લાવવા પ્રયત્નશીલ બનજો : પણ હો એનાથી વિપરીત અવસ્થામાં હોવાનો ઇલ્કાબ લેવાનો વિચાર કરતા નહિ. ખાસ કરીને યોગ્ય સ્થળોએ તો તમે તમારો અનાચાર છૂપાવતા જ નહિ. નહિ તો સુધરવાની તક ગુમાવી બેસશો અને બીજું પણ ઘણું નુકશાન થશે.

**ઉપસંહાર :**

તમને આજે આ વસ્તુઓ નથી મળી એમ નહિ, છતાં તેના યોગે પણ જે સુખ મળવું જોઇએ તે મળતું નથી : કારણ કે–મળેલી સામગ્રીનો સદુપયોગ થતો નથી અને દુરૂપયોગ થઇ રહ્યો છે. પર વસ્તુઓ મેળવવાને માટે અનાચારો સેવાઈ રહ્યા છે. જ્યાં સુધી જીવનમાં સદાચાર નહિ આવે, ત્યાં સુધી સાચી શાન્તિનો ઝાંખો પણ અનુભવ નહિ થાય. જીવનની શાન્તિ જોઈતી હોય, મરણની સમાધિ જોઇતી હોય અને પરલોકની સુન્દરતા જોઇતી હોય તેમજ પરિણામે મુક્તિ જોઈતી હોય, તો જીવનમાં સદાચાર કેળવવા પ્રયત્નશીલ બનો. સદાચારની આપણે વ્યાપક વ્યાખ્યા કરી આવ્યા છીએ કે—

'आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।'

આ સદાચાર જીવનમાં સારામાં સારી રીતિએ કોણ જીવી શકે? શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ ત્યાગી બની, આજ્ઞા મુજબ જીવનનિર્વાહ કરતો હોય તે!

અમે એથી જ એ માર્ગના ઉપાસક અને પ્રચારક બન્યા છીએ. સંયમનો પ્રચાર, એટલે સદાચારનો પ્રચાર. અસંયમનો પ્રચાર, એટલે અનાચારનો પ્રચાર. સંયમનો વિરોધ એટલે અનાચારની તરફેણ. 'પોતાના આત્માને જે પ્રતિકૂળ હોય, તે બીજા પ્રત્યે આચરવું નહિ.'—આ સદાચારને પૌદ્ગલિક વસ્તુઓની પૂંઠે પાગલ બનેલાઓ સેવી શકે નહિ. જેનાથી ત્યાગી થઈ શકાય તેમ ન હોય, તેને માટે પણ એ માર્ગ છે કે—પરમ તારક શ્રી વીતરાગ પરમાત્માના અને એ પરમાત્માના પંથે ચાલતા પરમર્ષિઓના પરમ સેવક બનવું, પર વસ્તુઓને પર માનવી, સ્વને સ્વ માનવી, જે છે તે તેમ માનવું અને પોતાની પાસે જે કાંઈ કિંમતી વસ્તુઓ હોય તેનો સદુપયોગ કરવા સાથે, બને તેટલા વધુ પ્રમાણમાં અનંત-જ્ઞાનિઓની આજ્ઞા મુજબના સંયમથી સુશોભિત રીતિએ જીવવું. જે કોઈ પણ આત્મા આ રીતિએ વર્તશે, તેને માટે જ્ઞાનિઓ ફરમાવે છે કે—એને જીવતાં શાન્તિ મળશે, મરતાં સમાધિ મળશે, એનો પરલોક સુન્દર બનશે અને અન્તે એ આત્મા શ્રી સિદ્ધિપદને પામશે, કે જ્યાં શાશ્વત, સંપૂર્ણ અને દુઃખના લેશથી રહિત સુખ છે! સૌ કોઈ આ સમજો, આરાધો અને પામો,—એ જ એક પુણ્યાભિલાષા!

  

## શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ સંબંધી

# પ્રકાશકનું સ્પષ્ટીકરણ

'દિશાસૂચન-પ્રથમ ભાગ'ની આ બીજી આવૃત્તિ વાંચકોના કરકમલમાં રજૂ કરતાં અમને આનંદ થાય છે. પહેલી આવૃત્તિની નકલો ઘણા સમય પૂર્વે ખતમ થઈ ગઈ હતી અને ઘણાઓની માગણીને અમારે દુઃખપૂર્વક નકારવી પડી હતી. આથી સમય મળતાં અમે માત્ર વીસ જ દિવસમાં આ પુસ્તક છપાવી લીધું છે. આશા છે કે-ઉતાવળના કારણે જે કોઇ અશુદ્ધિ રહી જવા પામી હોય, તે બદલ વાંચકો ક્ષમા કરશે.

આ ગ્રન્થરત્ન માટેની 'પ્રસ્તાવના'ને '**આમુખ**' શિર્ષકથી ગ્રન્થના આદિ ભાગમાં આપેલ છે, એટલે અહીં તો અમે શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિની ઉત્પત્તિ આદિના સંબંધમાં જ થોડુંક સ્પષ્ટીકરણ કરવા ઇચ્છીએ છીએ.

આ વીસમી સદીના અજોડ શાસનપ્રભાવક તરીકે નામાંકિત થએલા–પૂજ્યપાદ, પાંચાલદેશોદ્ધારક, ન્યાયામ્ભોનિધિ સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયાનન્દસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટપ્રભાવક, પૂજ્યપાદ સદ્ધર્મોદ્ધારક સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયકમલસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટવિભૂષક, પૂ. પરમ ગીતાર્થ, શાસનમાન્ય, સકલાગમરહસ્યવેદી સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયદાનસૂરીશ્વરજી** મહારાજા, પોતાના શિષ્ય–પ્રશિષ્ય આદિના સુવિશાળ મંડલ સાથે વિ. સં. ૧૯૮૫માં મુંબઈ પધાર્યા હતા. તે

વખતે તેઓશ્રીના પટ્ટપ્રભાવક પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજા તથા તેઓશ્રીના પટ્ટવિભૂષક પૂ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા પણ સાથે જ હતા.

પૂ. શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજામાં વિશિષ્ટ પ્રવચનશક્તિસંપન્નતા હોઇને, સ્વપર–ઉપકારની ભાવનાવાળા તેઓશ્રીના પરમ ગુરૂદેવે અને ગુરૂદેવે પણ તેઓશ્રીને પ્રવચનદાનનું પુણ્યકાર્ય સુપ્રત કર્યું હતું.

મારવાડ, મેવાડ, માલવા અને ગૂજરાતમાં એક જબ્બર પ્રવચનદાતા તરીકે પંકાએલા આ મહાત્માનાં પ્રવચનોની તે કાળે મુંબઈમાં પણ ધૂમ મચી ગઈ હતી. ઘણાઓની માગણીથી, એ કાળે તેઓશ્રીનાં પ્રવચનોનો સારસંગ્રહ પ્રગટ કરતું “**શ્રી જૈન પ્રવચન**” નામનું એક સાપ્તાહિક પત્ર પ્રગટ થવા માંડયું. એ પત્રનો અખતરો કેવળ છ મહિના પૂરતો જ હતો, પણ જનતાએ “**શ્રી જૈન પ્રવચન**”ને ચાલુ રાખવાની આગ્રહભરી માગણી કરી અને તેના ફલસ્વરૂપ આજે તો “**શ્રી જૈન પ્રવચન**” અગીઆર વર્ષની અતિ ઉજ્વલ કારકીર્દિ સાથે લઇને આગેકદમ કરી રહ્યું છે.

“**શ્રી જૈન પ્રવચન**”માં પૂ. શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાનાં પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રગટ થાય છે. આ અવતરણોના આધારે અત્યાર સુધીમાં **શ્રી વીરશાસન કાર્યાલય** અને બીજાઓ તરફથી પણ કેટલાક ગ્રન્થો પ્રગટ થઇ ચૂકયા છે. અમારી

એવી ઇચ્છા હતી કે-કોઇ પણ રીતિએ પૂ. પ્રવચનકારશ્રી શ્રમ લેવાની કૃપા કરી, પ્રગટ થઇ ચૂકેલાં પ્રવચનોનું સંશોધન કરી આપે અને એ રીતિએ પૂ. પ્રવચનકારશ્રીના સંશોધનપૂર્વક જ ગ્રંથો છપાય તો સારૂં: કારણ કે-અવતરણોમાં ઘણી વાર અધુરાપણું અને ત્રુટકપણું હોય છે.

એટલામાં અમને **જામનગરનિવાસી શેઠ શાન્તિદાસ ખેતશીભાઇએ** આર્થિક સહાય આપવાનું વચન આપ્યું અને એથી ઉત્સાહિત બનેલા અમે "**શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ**"ની યોજના જાહેર કરી.

આ યોજના વિ. સં. ૧૯૯૩ થી અમલમાં મૂકવાનું અમે જાહેર કરેલું, પરન્તુ સંયોગવશ બે વર્ષ ખાલી ગયાં. વિ. સં. ૧૯૯૫ના આરંભમાં, શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિના પ્રથમ ગ્રન્થ તરીકે "**દિશાસૂચન પ્રથમ ભાગ**" તૈયાર કરીને અમે વાંચકો સમક્ષ રજૂ કરી શક્યા.

એ વખતે અમને લાગતું હતું કે-ગ્રન્થશ્રેણિના નિયમ મુજબ એક વર્ષના ત્રણ ગ્રન્થો પૈકી બાકી રહેલા બે ગ્રન્થો, અમે વિ. સં. ૧૯૯૫ના અન્ત સુધીમાં અવશ્ય પ્રગટ કરી શકીશું. એથી અમે આ ગ્રન્થરત્નની પ્રથમાવૃત્તિમાં જાહેરાત પણ કરી હતી કે-"**દિશાસૂચન**" ગ્રન્થનો બીજો અને ત્રીજો ભાગ હવે પછી આ વર્ષમાં જ પ્રગટ કરવામાં આવશે.

પરન્તુ અનિવાર્ય સંયોગો વચ્ચે મૂકાઈ જવાના કારણે, અમે અમારી જાહેરાત મુજબ વર્તવામાં એક વધુ વખત નિષ્ફલ નિવડ્યા. હાલ વિ. સં. ૧૯૯૬નું વર્ષ પૂર્ણ

થવા આવ્યું છે, ત્યાં સુધીમાં પણ અમે તે કરી શકયા નથી. આમ છતાં, એ ગ્રન્થોને પ્રગટ કરવાની અમારી પૂરેપૂરી અભિલાષા છે અને એ માટે અમે કાર્યકરની અનુકૂળતાની રાહ જોઈ રહ્યા છીએ. દરમ્યાનમાં જરૂર હોવાથી અને થોડો સમય મળી જવાથી, આ ગ્રન્થની બીજી આવૃત્તિ અમે રજૂ કરી રહ્યા છીએ.

શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિના આદ્ય ગ્રન્થો તરીકે, પહેલાં તો, "શ્રી જૈન પ્રવચન–પહેલો ભાગ"–એ નામથી પ્રગટ થયેલા પુસ્તકને સંશોધનપૂર્વક બે વિભાગમાં પ્રગટ કરવાનો અમારો વિચાર હતો. એને અંગે અમે કેટલીક પ્રવૃત્તિ પણ કરેલી, પરન્તુ પાછળથી અમને લાગ્યું કે–જાહેર પ્રવચનોનો સંગ્રહ પ્રથમ લેવો, કે જે ગ્રન્થશ્રેણિની ભૂમિકા રૂપે વધુ ઠીક થઈ પડે. એ જ વિચારથી જાહેર પ્રવચનોના સંગ્રહને "**દિશાસૂચન**" નામ આપીને, શરૂમાં પ્રગટ કરવાનું રાખ્યું.

સંશોધનને અંગે અમારી નેમ એ જ હતી અને છે કે–એક સ્વપર–ઉપકારક સાહિત્ય વધુ સારા પ્રકારે જાહેરમાં મૂકવું. ઉપક્રમમાં, ઉપસંહારમાં કે વચ્ચે જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં ત્યાં સંભવિત શબ્દો કે વાકયોનો સુધારો કે વધારો કરીને પણ મૂળ વસ્તુને વધુ સ્પષ્ટ, વધુ રોચક અને વધુ ઉપકારક બનાવવી. અમે અમારી આ નેમ પૂ. પ્રવચનકારશ્રી પાસે મૂકી અને તેઓશ્રી તેમ કરવામાં સંમત થયા. એ મુજબ જ આ ગ્રન્થ તૈયાર કરવામાં આવ્યો છે.



# સંશોધન સંબંધી કાંઈક :

શ્રી જૈન પ્રવચન કાર્યાલયના વ્યવસ્થાપકની માગણીથી મેં આ પુસ્તકનું સંશોધન કર્યું છે. સંશોધનને અંગે પ્રકાશકે હકીકત રજૂ કરેલી હોવાથી, અત્રે તેના પુનરાલેખનની જરૂર નથી. વ્યાખ્યાનોમાં પ્રસંગ પામીને કહેવાતી કથાઓમાં, કેટલીક સાંભળેલી પણ હોય છે તેમજ કથાસાહિત્યમાં એક જ કથાને અંગે ભિન્ન ભિન્ન વસ્તુને જણાવનારા પ્રસંગો પણ, કેટલીક કથાઓને અંગે જોવાય છે. આથી તેમાં પ્રસંગફેર કવચિત લાગે એ બનવાજોગ છે: પરન્તુ મૂળ વસ્તુ તો તેને અવલંબીને થતા વિવેચનને અંગે છે: અને એમાં તો મેં શક્ય એટલી કાળજી રાખી છે.

આમ છતાં પણ, મારા મતિદોષથી કે છદ્મસ્થભાવાદિના કારણે, આ ગ્રંથમાં જો કોઈ પણ પ્રકારની શ્રી જિનાજ્ઞાથી વિપરીત વસ્તુ આવવા પામી હોય, તો તે માટે ત્રિવિધે ત્રિવિધે ક્ષમા યાચું છું.

આ ગ્રન્થમાં શ્રી જિનાજ્ઞાથી વિરૂદ્ધ એવી કોઈ પણ વસ્તુ આવી છે–એમ કોઈ પણ શાસ્ત્રવેદિને જો લાગે, તો તેઓ મને અવશ્ય જણાવે એમ હું ઇચ્છું છું. મને જો તેઓનું જણાવવું યથાર્થ સમજાશે, તો સ્વપર–કલ્યાણને માટે હું મારી ભૂલ જાહેર રીતિએ પણ સુધારીને આનંદ પામીશ.

—**વિજયરામચન્દ્રસૂરિ.**



